शास्त्रविशारद-जैनाचार्य-गुरुदेव-
श्रीविजयधर्मसूरिभ्यो नमः ।

# संस्कृत-धातुकोष,

## ગુજરાતી અર્થ સહિત.



કર્તા—
સલોત અમૃતલાલ અમરચંદ
પાલીતાણા ❀ [ સૌરાષ્ટ્ર ]

કિંમત—ચાર રૂપિયા

# પ્રસ્તાવના.



સંસ્કૃત-ધાતુકોષ, ગુજરાતી અર્થ સહિત હાલમાં ન મળતો હોવાથી તેની જરૂરિયાત જણાતા અમોએ સુધારા-વધારા સાથે આ ગ્રન્થ તૈયાર કરી પ્રકાશિત કર્યો છે

પાઠધાતુ, સૌત્ર, લૌકિક અને આગમિક, એમ ચારે પ્રકારના ધાતુઓ મળી આશરે ૨૨૦૦ ધાતુઓ પ્રસિદ્ધ છે" પરતુ વિવિધ ગ્રન્થોનુ અવલોકન કરતા ભિન્ન-ભિન્ન માનનીય વૈયાકરણો અને પ્રખર મહાકવિઓએ પ્રયોજેલા એ ઉપરાત પણ કેટલાક ધાતુઓ દૃષ્ટિગોચર થયા જેથી એ વધારાના ધાતુઓનો પણ આ ગ્રન્થમા સમાવેશ કરતા પ્રસિદ્ધ-અપ્રસિદ્ધ આશરે ત્રણ હજાર ઉપરાત ધાતુઓનો વિશાળ સગ્રહ આ ગ્રન્થમા થયો છે

જે ધાતુના જેટલા અર્થ થતા હોય એ દરેક અર્થ આક સાથે દર્શાવ્યા છે વળી કોઇ કોઇ ધાતુના પ્રસિદ્ધાર્થ ઉપરાત બીજા પણ અર્થ ભિન્ન-ભિન્ન ગ્રન્થમા દૃષ્ટિગોચર થતા એ દરેક અર્થની સકલના કરી તેમનો પણ સમાવેશ કર્યો છે ઉપસર્ગ લાગતા જે ધાતુના મૂળ અર્થ ફરી જતા હોય એ પણ તે તે ઉપસર્ગ સાથે દર્શાવેલ છે

આ ગ્રન્થની રચના મુખ્યત્વે કલિકાલ સર્વજ્ઞ, **પ્રાતઃ સ્મરણીય, પરમોપકારી, વૈયાકરણ શિરોમણિ શ્રી હેમચન્દ્રાચાર્ય પ્રણીત સિદ્ધહેમશબ્દાનુશાસન-વ્યાકરણ અને હૈમ-ધાતુપારાયણને આધારે કરવામાં આવી છે.** જેથી શ્રી હેમચન્દ્રાચાર્યે સિદ્ધહેમ-વ્યાકરણના ધાતુપાઠમાં કેટલાક ધાતુઓ સાથે ભિન્ન-ભિન્ન પ્રયોજન માટે નિશાની તરીકે મૂકેલા અક્ષરો, જેને અનુબન્ધ કહેવામાં આવે છે, તે આ ગ્રન્થમાં શ્રી સિદ્ધહેમ-વ્યાકરણના ધાતુપાઠના લીધા છે. એ અનુબન્ધો ધાતુના અર્થ પૂર્ણ થયા બાદ [ ] આવા કાટખૂણ-કૌંસમાં મૂક્યા છે.

આ ગ્રન્થ તૈયાર કરવામાં તથા તેને છપાવવામાં પૂરતી કાળજી રાખવા છતાં મતિભ્રમથી, દૃષ્ટિદોષથી કે મુદ્રણદોષથી જે કાંઇ સ્ખલના યા અશુદ્ધિ રહી ગઇ હોય; તો તે સુધારી લેવા અને અમોને જણાવવા સહૃદય વિદ્વાન મહાશયોને વિનીતભાવે નમ્ર પ્રાર્થના છે.

પાલીતાણા [ સૌરાષ્ટ્ર ]
તા. ૩-૬-૧૯૬૨

નિવેદક—
સલોત અમૃતલાલ અમરચંદ



# अनुबन्धनां फळ।



, - ધાતુપાઠમા કેટલાક ધાતુઓ સાથે અમુક પ્રયોજન માટે નિશાની તરીકે મૂકેલા જે અક્ષરો તે **અનુબન્ધ** કહેવાય તે આ ગ્રન્થમા ધાતુઓના અર્થ પૂર્ણ થયા બાદ [ ] આવા કાટખૂણુ-કૌંસમા મૂકયા છે

- અનુબન્ધના ફળ સાધારણપણે નીચે મુજબ છે—

आ અનુબન્ધ હોય એવા ધાતુ થકી ભૂત-કૃદન્તનો त કે तवत् ( क्त કે क्तवतु ) પ્રત્યય આવે, તો તેની આદિમા इ ( इट् ) લાગતો નથી જેમકે-श्वित्+त=श्वित्त , श्वित्+तवत्=श्वित्तवान् । ઈત્યાદિ

વળી आ અનુબન્ધ હોય એવા ધાતુ થકી ભાવ કે આરભ અર્થમા त કે तवत् ( क्त કે क्तवतु ) આવે, તો તેની આદિમા इ ( इट् ) વિકલ્પે લાગે છે જેમકે—श्वित्तम् , श्वितितम् । प्रश्वित्त , प्रश्वितितः । ઈત્યાદિ

इ અનુબન્ધ હોય એવા ધાતુના ઉપાન્ત્ય 'न्' નો कित् કે ङित् પણ પ્રત્યય પર રહેતા લોપ થતો નથી જેમકે—वन्द्+त (क्त)=वन्दित । वन्द्+य (ભૃશ અથવા આભીક્ષ્ણ્ય અર્થનો यङ् )+ते=वावन्द्यते। ઈત્યાદિ

ऊ અનુબન્ધ હોય એવા ધાતુ થકી સબન્ધક-ભૂતકૃદન્તનો त्वा ( क्त्वा ) પ્રત્યય આવે, તો તેની આદિમા इ ( इट् ) વિકલ્પે લાગે છે જેમકે-दम्+त्वा=दमित्वा, दान्त्वा । शम्+त्वा=शमित्वा, शान्त्वा । ઈત્યાદિ

ऋ–હ્રસ્વ ऋ અનુબન્ધ હોય એવા ધાતુ થકી જ્યારે પ્રેરણા અર્થનો અથવા દસમા ગણનો इ (णि) પ્રત્યય આવે, ત્યારે અદ્યતન-ભૂતકાળમાં તેના ઉપાન્ત્ય દીર્ઘ સ્વરનો હ્રસ્વ થતો નથી. જેમકે-याच्+इ(णि)+त्=अययाचत्। लोक्+इ (णि)+त्=अलुलोकत्। ઈત્યાદિ.

ॠ–દીર્ઘ ॠ અનુબન્ધ હોય એવા ધાતુ થકી અદ્યતન-ભૂતકાળમાં પરસ્મૈપદમાં अ (अङ्) પ્રત્યય વિકલ્પે લાગે છે. જેમકે–च्युत्+अ+त्=अच्युतत्, अच्योतीत्। रुध्+अ+त्=अरुधत्, अरौत्सीत्। ઈત્યાદિ.

ऌ અનુબન્ધ હોય એવા ધાતુ થકી અદ્યતન-ભૂતકાળમાં પરસ્મૈપદમાં अ (अङ्) પ્રત્યય લાગે છે. જેમકે-गम्+अ+त्= अगमत्। शक्+अ+त्=अशकत्। ઈત્યાદિ.

ए અનુબન્ધ હોય એવા ધાતુની અદ્યતન-ભૂતકાળમાં પરસ્મૈપદમાં વૃદ્ધિ થતી નથી. જેમકે–हस् + त्=अहसीत्। रग्+त्=अरगीत्। ઈત્યાદિ.

ऐ અનુબન્ધ હોય એવા ધાતુ થકી ભૂત-કૃદન્તનો त કે तवत् (क्त કે क्तवतु) પ્રત્યય આવે, તો તેની આદિમાં इ (इट्) લાગતો નથી. જેમકે—नृत्+त=नृत्तः, नृत्+तवत्=नृत्तवान्। दीप्+त=दीप्तः, दीप्+तवत्=दीप्तवान्। ઈત્યાદિ.

ओ અનુબન્ધ હોય એવા ધાતુ થકી ભૂત-કૃદન્તનો त કે तवत् (क्त કે क्तवतु) પ્રત્યય આવે, તો તેના त નો न થાય છે. જેમકે—लस्ज् + त=लग्नः, लस्ज् + तवत्=लग्नवान्। दू+त=दूनः, दू+तवत्=दूनवान्। ઈત્યાદિ.

ञि અનુબન્ધ હોય એવા ધાતુ થકી ભૂત-કૃદન્તનો त (क्त) પ્રત્યય વર્તમાનકાલમા થાય છે જેમકે-धृष्णोति-प्रगल्भते इति धृष्ट । तृष्यति इति तृषित । ઇત્યાદિ

टु અનુબન્ધ હોય એવા ધાતુ થકી ભાવમા અથવા કર્તૃભિન્ન કારકમા કૃદન્તનો अथु પ્રત્યય થાય છે જેમકે—वेपनम्-वेपथु । वम्यते इति वमथु । श्वयति अनेन इति श्वयथु । ઇત્યાદિ

डु અનુબન્ધ હોય એવા ધાતુ થકી, " તે વડે નિર્વૃત્ત એટલે કરેલુ-બનાવેલુ " એવા અર્થમા, ભાવમા અથવા કર્તૃભિન્ન કારકમા કૃદન્તનો त्रिम (त्रिमक्) પ્રત્યય થાય છે જેમકે—करणेन निर्वृत्तम्-कृत्रिमम् । याचनेन निर्वृत्तम्-याचित्रिमम् । लाभेन निर्वृत्तम्-लब्धिमम् । वापेन निर्वृत्तम्-उप्त्रिमम् । ઇત્યાદિ

ष् અનુબન્ધ હોય એવા ધાતુ થકી ભાવમા અથવા કર્તૃભિન્ન કારકમા કૃદન્તનો अ (अङ्) પ્રત્યય આવે છે, અને એ શબ્દ સ્રીલિંગ થાય છે જેમકે—क्षमणम्-क्षमा । जीर्यते अनया इति जरा । ઇત્યાદિ



# संकेत-सूची ।



પ૦ પરસ્મૈપદી ધાતુ.

આ૦ આત્મનેપદી ધાતુ.

ઉ૦ ઉભયપદી ધાતુ, એટલે પરસ્મૈપદી અને આત્મનેપદી એમ બન્ને પ્રકારનો ધાતુ.

सेट्–વ્યાકરણના નિયમાનુસાર इ (इट्) આવે એવો ધાતુ.

अनिट्–इ (इट्) ન આવે એવો ધાતુ.

वेट्–इ (इट्) વિકલ્પે આવે એવો ધાતુ.

સંસ્કૃત ધાતુઓના भ्वादि વગેરે ૧૦ ગણ છે; તે મુજબ દરેક ધાતુ પછી કૌંસમાં જે ૧–૨ વગેરે આંક મૂક્યા છે, તે भ्वादि વગેરે દસ ગણની નિશાની છે. એટલે તે તે સ્થળે જે ગણનો ધાતુ હોય એ ગણનો આંક મૂકયો છે. કેટલાક ધાતુ પછી ૧૧ નો આંક મૂકયો છે એ कण्ड्वादि ગણના સમજવા.



ॐ ह्रीं श्रीं अर्हं नम । ऐं नम ॥

# संस्कृत–धातुकोष ।

## ગુજરાતી અર્થ સહિત.



अश (१० उ० सेट् अशयति–ते, अशापयति–ते) १ભાગ પાડવો, વિભાગ કરવો ૨ વહેચવુ ૩ વિખેરવુ, છૂટું પાડવુ

अस (१० उ० सेट असयति–ते, असापयति–ते) ઉપર પ્રમાણે અર્થ

अह् (१ आ० सेट् अहते) જવુ [ उ ]

अह (१ प० सेट् अहति) १ શોભવુ; ૨ ચળકવુ ૩ બોલવું [ उ ]

अह् (१० उ० सेट् अहयति–ते) १ શોભવુ ૨ ચળકવુ ૩ બોલવું

अक् (१ प० सेट् अकति) १ વાકી રીતે ચાલવુ ૨ વાકે રસ્તે ચાલવું ૩ જવું

अक्ष् (१ प० वेट् अक्षति) १ વ્યાપવું, ફેલાવુ ૨ એકઠું થવું ૩ એકઠું કરવું ૪ પ્રવેશ કરવો ૫ ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થવી

अक्ष् (५ प० वेट् अक्ष्णोति) ઉપર પ્રમાણે અર્થ

अग् (१ प० सेट् अगति) १ વાકી રીતે ચાલવું ૨ વાકે રસ્તે ચાલવું ૩ જવુ

अगद (११ प० सेट अगदति) १ નીરોગી થવુ ૨ નીરોગી કરવું

अघ (१० प० सेट् अघयति) १ પાપ કરવું ૨ અપરાધ કરવો

अङ्क् (१ आ० सेट् अङ्कते) १ નિશાની કરવી ૨ જવું ૩ વાકી રીતે ચાલવું ૪ વાકે રસ્તે જવુ ૫ ગણવુ [ उ ]

अङ्क (१० उ० सेट् अङ्कयति-ते, अङ्कापयति-ते) ૧ નિશાની કરવી. ૨ ગણવું. ૩ નિંદવું. ૪ કલંક દેવું. ૫ ખોળામાં લેવું. ૬ અક્કડ થઈને ચાલવું.

अङ्ख् (१० प० सेट् अङ्खयति) ૧ સરકવું, ખસવું. ૨ લટકવું. ૩ હાથે-પગે ચાલવું, પેટે ચાલવું. ૪ રોકવું, અટકાવવું.

अङ्ग् (१ प० सेट् अङ्गति) ૧ જવું. ૨ નજીક જવું. [उ]

अङ्ग (१० उ० सेट् अङ्गयति-ते, अङ्गापयति-ते) ૧ નિશાની કરવી. ૨ ડગલું ભરવું. ૩ જવું. ૪ ભટકવું. ૫ સ્થાપન કરવું. परि-(पर्यङ्गयति, पल्यङ्गयति) ૧ પ્રવર્તાવવું. ૨ ચેતવવું. ૩ ઉશ્કેરવું. विपरि-૧ છૂપાવવું. ૨ ઢાંકવું.

अङ्घ् (१ आ० सेट् अङ्घते) ૧ ખરાબ રીતે ચાલવું. ૨ ઉતાવળા ચાલવું. ૩ ચાલવા માંડવું. ૪ જલદી કરવું. ૫ આરંભ કરવો. ૬ તિરસ્કાર કરવો. ૭ નિંદવું. ૮ કલંક દેવું. ૯ જુગાર વગેરે ખેલવું. [उ]

अच् (१ उ० सेट् अचति-ते) ૧ જવું. ૨ માગવું. ૩ સત્કાર કરવો. ૪ અસ્પષ્ટ બોલવું. [ऊ]

अज् (१ प० सेट् अजति) ૧ જવું. ૨ દોડવું. ૩ દોડાવવું. ૪ હાંકવું. ૫ ફેંકવું.

अञ्च् (१ प० सेट् अञ्चति) ૧ જવું. ૨ પૂજવું, પૂજા કરવી. ૩ સત્કાર કરવો. [ऊ]

अञ्च् (१ उ० सेट् अञ्चति-ते) ૧ જવું. ૨ નમાવવું, ઝુકાવવું. [उ]

अञ्च् (१ उ० सेट् अञ्चति-ते) ૧ જવું, ૨ નમાવવું, ઝુકાવવું. ૩ શોભિત કરવું. ૪ અસ્પષ્ટ બોલવું. ૫ માગવું. अति-૧ ઓળંગવું, વટાવી જવું. ૨ દૂર જવું. ૩ હટી જવું,

ખમી જવુ ૪ ઉલ્લઘન કરવુ ૫ અપમાન કરવું ૬ અભિ-ષેક કરવો, સ્થાપન કરવુ અપ-૧ હટી જવુ ૨ દક્ષિણ તરફ જવુ અવ-દક્ષિણ તરફ જવુ उद्-૧ ઊંચે ચડવુ ૨ ઉપાડવુ ૩ પાણી વગેરે બહાર કાઢવુ ૪ ઉત્તર તરફ જવુ परा-૧ સીધુ જવુ ૨ પડખેથી જવુ ૩ અવળુ ચાલવુ ૪ ઊંચે ચડવુ परि-૧ સ્પર્શ કરવો ૨ પાસે જવુ ૩ ઘૂમવુ ૪ વિભૂષિત કરવું प्र-પૂર્વ તરફ જવુ प्रति-પશ્ચિમ તરફ જવુ वि-વ્યાપવુ, ફેલાવુ सम्-એકઠુ કરવુ [क]

अञ्च् (૧૦ ઉ૦ સેટ્ अञ्चयति-ते) ૧ સ્પષ્ટ કરવુ, ઉઘાડુ કરવું ૨ ભેદ પાડવો, જુદુ કરવુ ૩ બાકી રાખવું

अञ्छ् (૧ પ૦ સેટ્ अञ्छति) લાબુ કરવુ [उ]

अञ्ज् (૭ પ૦ વેટ્ अनक्ति) ૧ તેલ વગેરે ચોપડવું ૨ તેલ વગેરેથી માલિશ કરવુ ૩ આખે આજવુ ૪ સ્પષ્ટ કરવુ, ખુલ્લુ કરવુ ૫ સાફ કરવુ ૬ શોભવુ ૭ ચળકવુ ૮ સુશોભિત કરવું ૯ એકઠુ કરવું ૧૦ જવુ ૧૧ ઇચ્છવુ आ-૧ માલિશ કરવુ ૨ ચીકણુ કરવુ ૩ સત્કાર કરવો नि-૧ છૂપાઇ જવુ ૨ માલિશ કરવું प्रति-૧ વિભૂષિત કરવું ૨ માલિશ કરવુ वि-૧ સ્પષ્ટ કરવું, ખુલ્લુ કરવુ ૨ ઉત્પન્ન કરવુ. सम्-૧ સત્કાર કરવો ૨ એકઠુ કરવું ૩ વિભૂષિત કરવુ ૪ ખાવુ ૫ માલિશ કરવુ

अञ्ज् (૧ પ૦ સેટ્ अञ्जति) ૧ શોભવુ. ૨ ચળકવું ૩ બોલવુ [उ]

अञ्ज् (૧૦ ઉ૦ સેટ્ अञ्जयति-ते) ૧ શોભવું ૨ ચળકવુ, ચમકવુ ૩ બોલવુ

अट् (૧ પ૦ સેટ્ अटति) ૧ ભટકવુ, ઘૂમવું ૨ જવુ परि-પર્યટન કરવું, પરિભ્રમણ કરવું

अट्ट् ( १ आ० सेट् [अद्‌ट्] अट्टते ) ૧ મારી નાખવું. ૨ દુઃખ દેવું. ૩ ઉલ્લંઘન કરવું, આજ્ઞાભંગ કરવો. ૪ અપમાન કરવું. ૫ ઓળંગવું, વટાવી જવું. ૬ વધારે હોવું.

अट्ट् ( १० उ० सेट् [अद्‌ट्] अट्टयति-ते ) ૧ અપમાન કરવું. ૨ થોડું હોવું, સૂક્ષ્મ હોવું.

अठ् ( १ प० सेट् अठति ) જવું.

अड् ( १ प० सेट् अडति ) ૧ ઉદ્યમ કરવો, પ્રયાસ કરવો. ૨ જવું.

अड् ( ५ प० सेट् अड्णोति, अड्नोति ) ૧ વ્યાપવું, ફેલાવું. ૨ ભોગવટો કરવો.

अड्ड् ( १ प० सेट् [अद्‌ड्] अड्डति ) ૧ જોડવું, સંયુક્ત કરવું. ૨ સ્પર્શ કરવો, અડકવું, ૩ સમાધાન કરવું, ૪ સામું થવું, સામનો કરવો. ૫ હલ્લો કરવો. ૬ વેરી લેવું. ૭ અરજ કરવી, વિનંતિ કરવી. ૮ ફરિયાદ કરવી. ૯ પ્રયત્ન કરવો ૧૦ અદ્‌ભુત પ્રશ્ન પૂછવો.

अण् ( १ प० सेट् अणति ) ૧ શબ્દ કરવો. ૨ જાણવું. ૩ સમજાવવું. ૪ જવું.

अण् ( ४ आ० सेट् अण्यते ) ૧ જીવવું, જીવતું હોવું. ૨ બલવાન્ હોવું. ૩ જવું.

अण्ठ् ( १ आ० सेट् अण्ठते ) જવું. [ उ ]

अण्ड् ( १ प० सेट् अण्डति ) જવું. [ उ ]

अत् ( १ प० सेट् अतति ) ૧ સતત ગમન કરવું, નિરંતર ચાલવું. ૨ જવું. ૩ પ્રાપ્ત કરવું, પામવું, મેળવવું, ૪ બાધવું.

अद् ( २ प० अनिट् अत्ति ) १ ખાવુ २ નાશ કરવો अव- १ ખાવુ २ તૃપ્ત થવુ, ધરાઇ જવુ ३ મોઢુ બધ થઇ જવું ४ ખાવાનુ છોડી દેવુ वि-१ સારી રીતે ખાવુ २ દાતથી કાપવુ ३ કરડવુ

अधरय् ( १ प० सेट् अधरयति ) १ હરાવવુ, જીતવુ, २ અપમાન કરવુ ३ નીચુ કરવુ ४ ઓછુ કરવુ [ नामधातु ]

अन् ( २ प० सेट् अनिति ) १ જીવવુ २ બલવાન્ હોવુ ३ જવુ

अन् ( ४ आ० सेट् अन्यते ) १ જીવવુ, જીવતુ હોવુ २ બલવાન્ હોવુ ३ જવુ

अन्त् ( १ प० सेट् अन्तति ) १ બાધવુ २ નાશ કરવો [ अ ]

अन्तरय् ( १ प० सेट् अन्तरयति ) १ આતરુ કરવુ, વ્યવધાન કરવુ २ વચમા નાખવુ, વચમા રાખવુ [ नामधातु ]

अन्द् ( १ प० सेट् अन्दति ) બાધવુ [ ऊ ]

अन्दोल ( १० उ० सेट् अन्दोलयति-ते ) १ હીંચકવુ, ઝૂલવુ. २ હીંચકાવવુ ३ ડોલવુ, કપવું ४ કપાવવું, હલાવવુ ५ લટકવુ ६ સંદિગ્ધ થવુ

अन्ध ( १० उ० सेट् अन्धयति-ते ) १ આધળુ હોવું २ આધળુ કરવુ ३ આખો મીચવી

अभ्र् ( १ प० सेट अभ्रति ) જવું

अम् ( १ प० सेट् अमति ) १ શબ્દ કરવો २ બોલવુ ३ ભજન કરવું ४ સેવા કરવી ५ ખાવુ ६ જવું प्र-પામવું, પ્રાપ્ત કરવુ

अम् ( १० उ० सेट् आमयति-ते ) १ રોગી હોવું २ રોગી કરવુ ३ દુખ દેવુ

अम्र् ( १ प० सेट् अम्रति ) જવું.
अम्र् ( १ आ० सेट् अम्रते ) ૧ શબ્દ કરવો. ૨ બોલવું. ૩ જવું [ उ ]
अम्वर ( ११ प० सेट् अम्वर्यति ) ૧ ભરણ-પોષણ કરવું. ૨ એકઠું કરવું.
अम्भ् ( १ आ० सेट् अम्भते ) શબ્દ કરવો. [ उ ]
अय् ( १ आ० सेट् अयते ) ૧ જવું. ૨ પ્રાપ્ત કરવું. ૩ જાણવું. उद्-૧ ઉદય થવો, ઊગવું. ૨ ઉન્નતિ થવી, અભ્યુદય થવો. परा-, परि-, प्र- ( पलायते, पल्ययते, प्लायते ) ૧ નાસી જવું, ભાગી જવું. ૨ દોડવું. वि-ખર્ચવું, ખર્ચ કરવો, વ્યય કરવો. सम्-૧ એકઠું કરવું. ૨ એકઠું થવું.
अरर ( ११ प० सेट् अरर्यति ) ૧ આર ઘોંચવી, પરોણો ભોંકવો. ૨ આરથી છેદ કરવો. ૩ યત્ન કરવો.
अरहाय ( १ आ० सेट् अरहायते ) ૧ પ્રસિદ્ધ હોવું, ગુપ્ત હોવું. ૨ જાણી જવું. ૩ સમજવું. [ नामधातु ]
अर्क् ( १० उ० सेट् अर्कयति-ते ) ૧ સ્તુતિ કરવી. ૨ પ્રશંસા કરવી, વખાણવું. ૩ તપાવવું, ગરમ કરવું. ૪ તપવું.
अर्घ् ( १ प० सेट् अर्घति ) ૧ કિંમતી હોવું, ભારે મૂલ્યવાન હોવું. ૨ કિંમત કરવી. ૩ લાયક હોવું, યોગ્ય હોવું. ૪ સત્કાર કરવો. ૫ દુઃખ દેવું.
अर्घ् ( १० उ० सेट् अर्घयति-ते ) ઉપર પ્રમાણે અર્થ.
अर्च् ( १ उ० सेट् अर्चति-ते ) ૧ પૂજવું. ૨ સ્તુતિ કરવી. ૩ વખાણવું. ૪ સત્કાર કરવો. ૫ વિભૂષિત કરવું. ૬ સુધારવું, સંસ્કારિત કરવું. ૭ સેવા કરવી. ૮ શોભવું. ૯ ચળ

કેવુ अनु-१ જય-જયકાર કરવો ૨ જય-જયકાર માનવો समू-સ્થાપન કરવુ, સ્થિર કરવુ

अर्घ् (१० उ० सेट् अर्घयति-ते) ઉપર પ્રમાણે અર્થ

अज् (१ प० सेट् अर्जति) १ કમાવુ ૨ ઉત્પન્ન કરવુ ૩ મેળવવુ ૪ એકઠુ કરવું ૫ તૈયાર કરવું ૬ ઉપાડવુ ૭ ઉઠાડવું अति-જવા દેવુ, મુક્ત કરવુ ૨ દૂર કરવુ अनु-જવા દેવું अन्वव-१ હરાવવુ ૨ પાછળથી જવા દેવુ अपि-જોડવુ, સંયુક્ત કરવું अव-જવા દેવુ उद्-ચલાવવુ

अज् (१० उ० सेट् अजयति-ते) १ ઉપર પ્રમાણે અર્થ ૨ ઉદ્યમ કરવો ૩ સુધારવું, સસ્કારિત કરવું

अर्थ (१० आ० सेट् अर्थयते, अर्थापयते) १ માગવું, યાચના કરવી ૨ ચાહવું ૩ પ્રાર્થના કરવી, વિનતિ કરવી. अभि-१ પ્રાર્થના કરવી ૨ સત્કાર કરવો प्र-१ પ્રાર્થના કરવી ૨ માગવું ૩ ચાહવું ૪ શોધવુ ૫ ઘેરી લેવુ ૬ પકડવું प्रति-વિરુદ્ધ આચરવું समू-આશ્રિત કરવું, પુરવાર કરવું ૨ પુષ્ટ કરવું ૩ પૂર્ણ કરવુ

अर्थापय् (१ प० सेट् अर्थापयति) १ અર્થ કરવો ૨ સ્પષ્ટ કરીને સમજાવવું [नामधातु]

अर्द् (१ प० सेट् अर्दति) १ માગવું, યાચના કરવી ૨ જવું ૩ પીડવુ, દુ:ખ દેવું

अर्द् (१ उ० सेट् अर्दति-ते) १ મારી નાખવું ૨ માર મારવો ૩ દુ:ખ દેવું

अर्द् (१० उ० सेट् अर्दयति-ते) ઉપર પ્રમાણે અર્થ

अर्व् (१ प० सेट् अर्वति) १ જવું ૨ મારી નાખવું ૩ દુ:ખ દેવુ

अर्व् ( १ प० सेट् अर्वति ) ૧ મારી નાખવું. ૨ દુઃખ દેવું.

अर्ह् ( १ प० सेट् अर्हति ) ૧ યોગ્ય હોવું, લાયક હોવું. ૨ પૂજનીય હોવું. ૩ પૂજવું, પૂજા કરવી. ૪ સત્કાર કરવો. ૫ યોગ્ય કરવું, સંગત કરવું.

अर्ह् ( १० उ० सेट् अर्हयति-त्ते ) ઉપર પ્રમાણે અર્થ.

अल् ( १ उ० सेट् अलति-ते ) ૧ વિભૂષિત કરવું, શણગારવું. ૨ સમર્થ હોવું. ૩ પૂર્ણ હોવું. ૪ પૂર્ણ કરવું. ૫ વારવું, રોકવું.

अलसाय ( १ आ० सेट् अलसायते ) ૧ આળસુ હોવું. ૨ આળસુની પેઠે આચરવું. [ नामधातु ]

अव् ( १ प० सेट् अवति ) ૧ રક્ષણ કરવું. ૨ ભરણ-પોષણ કરવું. ૩ સ્વામી હોવું. ૪ સમર્થ હોવું. ૫ શોભવું. ૬ ચળકવું. ૭ આજ્ઞા માનવી. ૮ પ્રાર્થના કરવી, વિનંતિ કરવી. ૯ તૃપ્ત કરવું. ૧૦ તૃપ્ત થવું. ૧૧ વધવું, વૃદ્ધિ થવી. ૧૨ વ્યાપવું, ફેલાવું. ૧૩ વિભાગ કરવો. ૧૪ વહેંચવું. ૧૫ તૃષ્ણા રાખવી, આશા રાખવી. ૧૬ માગવું. ૧૭ ઈચ્છવું, ચાહવું. ૧૮ પ્રીતિ કરવી. ૧૯ આલિંગન કરવું. ૨૦ જાણવું. ૨૧ સાંભળવું. ૨૨ હોવું, થવું. ૨૩ કરવું. ૨૪ બનાવવું. ૨૫ બાળવું. ૨૬ જવું. ૨૭ પહોંચવું. ૨૮ પેસવું. ૨૯ પ્રાપ્ત કરવું, મેળવવું. ૩૦ પ્રાપ્ત થવું. ૩૧ લેવું, ગ્રહણ કરવું. ૩૨ પકડવું. ૩૩ મારી નાખવું. ૩૪ દુઃખ દેવું. अनु-દિલાસો દેવો, આશ્વાસન આપવું. उद्-૧ ધ્યાન દેવું. ૨ રાહ જોવી. ૩ પ્રવર્તાવવું. उप-સ્નેહ કરવો.

अवधीर ( १० उ० सेट् [ अवपूर्वक-धीर ] अवधीरयति-ते ) ૧ તિરસ્કારવું. ૨ તુચ્છ માનવું, હલકું માનવું.

अश् ( ५ आ० वेट अश्नुते ) ૧ ફેલાવુ, વ્યાપવુ ૨ ફેલાવવુ ૩ એકઠુ થવુ ૪ એકઠુ કરવુ ૫ સંગ્રહ કરવો. ૬ મેળવવુ ૭ ભોગવવુ ૮ પહોચવુ अनु–સમાન હોવુ, સરખુ હોવુ उद्–૧ પ્રાપ્ત કરવુ ૨ અધિકારી થવુ ૩ સ્વામી થવુ, ધણી થવુ परि–સમાવુ, સમાવેશ થવો प्र–૧ સમાવુ, સમાવેશ થવો ૨ પૂર્ણ થવુ

अश् ( ९ प० सेट् अश्नाति ) ૧ ખાવુ ૨ ભોગવવુ

अशनाय ( १ प० सेट् अशनायति ) ક્ષુધાતુર હોવુ, ભૂખ્યુ હોવુ [ नामधातु ]

अष् ( १ उ० सेट् अषति-ते ) ૧ જવુ ૧ લેવુ, ગ્રહણ કરવુ ૩ શોભવુ ૪ ચળકવુ, ચમકવુ

अस् ( १ उ० सेट असति-ते ) ઉપર પ્રમાણે અર્થ

अस ( २ प० सेट् अस्ति ) ૧ હોવુ, થવુ ૨ વિદ્યમાન હોવું ૩ રહેવુ

अस ( ४ प० सेट् अस्यति ) ૧ ફેકવુ ૨ વિખેરવુ *अधि– ૧ આરોપણ કરવુ, બીજાના ગુણ-ધર્મ બીજાને લગાડવા ૨ બીજાને બીજા સ્વરૂપે જાણવુ-માનવુ अनु–૧ નીચે બેસવુ ૨ પાછળ ફેકવુ अप–૧ છોડી દેવુ ૨ દૂર કરવુ अभि–૧ અભ્યાસ કરવો, શીખવુ ૨ મનન કરવુ, વિચારવુ अभ्र–૧ સામી કરવી, મશ્કરી કરવી उप–૧ ઉપાસના કરવી ધ્યાન ધરવુ ૨ સેવા કરવી ૩ મનન

---

* જ્યારે કોઈ પણ ઉપસર્ગ પછી ગોપાય ગણનો ધાતુ આવે ત્યારે તે ધાતુથી અને આત્મનેપદી એમ ઉભયપદી થાય છે જેમો— [illegible], [illegible] ઇત્યાદિ

आस् ( २ आ० सेट् आस्ते ) १ બેસવું. ૨ ઉપસ્થિત હોવું, હાજર હોવું. ૩ વિદ્યમાન હોવું. ૪ હોવું. ૫ જીવવું. अधि-૧ નિવાસ કરવો, રહેવું. ૨ બેસવું. ૩ ઉપર બેસવું. ૪ ચડવું. ૫ વસ્તુમાં ન હોય તેવા ગુણ-ધર્મનું આરોપણ કરવું. ૬ અન્ય વસ્તુને બીજા સ્વરૂપે જાણવી. ૭ કષ્ટને શાંતિથી સહન કરવું. अनु-૧ સેવા કરવી. ૨ પાછળ બેસવું. ૩ પાસે બેસવું. अभि-૧ અભ્યાસ કરવો, શીખવું. ૨ મનન કરવું. ૩ સંમુખ બેસવું. ૪ પાસે બેસવું. उद्-૧ ઉપેક્ષા કરવી ૨ ઉદાસીન રહેવું. ૩ છોડી દેવું. ત્યાગ કરવો. ૪ ચાટકવું. ૫ હલાવવું, કંપાવવું. उप-૧ ઉપાસના કરવી. ૨ સેવા કરવી. ૩ ભજવુ, ભજન કરવુ. ૪ મનન કરવું, ચિંતન કરવું. निर्-૧ કાઢી મૂકવું. ૨ દેશ નિકાલ કરવું. परि-૧ સારી રીતે સેવા કરવી. ૨ સંપૂર્ણપણે રહેવું. ૩ સારી રીતે બેસવું. पर्युप-સેવા કરવી, ભક્તિ કરવી. सत्रम्-૧ યજ્ઞનો સમારંભ કરવો. ૨ ક્રમસર ઘણા યજ્ઞ કરવા. सम्-૧ સમાવેશ કરવો ૨ સમાવેશ થવો, સમાવું. ૩ આધીન રાખવું, વશ રાખવું. ૪ અવલંબન કરવું. ૫ રહેવું. ૬ સારી રીતે બેસવું. ૭ બેસવું.

इ ( १ प० अनिट् अयति ) જવું, ગમન કરવું. अनु-૧ અનુસરવું. ૨ પાછળ જવું. अभ्युद्-સમૃદ્ધિ વગેરેથી પ્રખ્યાત થવું. ૨ ઉન્નતિ થવી. उद्-૧ ઉદય થવો, ઊગવું. ૨ ઉન્નતિ થવી. ૩ ઉપર જવું. परा-પાછું ફરવું, પાછું જવું. परा-(पलायति) ૧ નાસી જવુ, ભાગી જવું. ૨ દોડવું. परि-૧ આસપાસ ફરવું. ૨ ચારે તરફ ઘૂમવું. ૩ પ્રદક્ષિણા દેવી. प्रति-૧ પ્રતીતિ કરવી, ખાત્રી કરવી. ૨ વિશ્વાસ રાખવો. ૩ જાણવું वि-૧ વ્યય કરવો, ખર્ચ કરવો ૨ નાશ કરવો.

इ (२ प० अनिट् एति) જવુ, ગમન કરવુ अति-૧ ઉલ્લ ઘન કરવું ૨ ઓળગવું ૩ સમય વીતાવવો ૪ વધારે માર હોવું ૫ પ્રવેશ કરવો ૬ જવુ अत्या-૧ ત્યાગ કરવો ૨ ત્યાગ કરાવવો अधि-૧ સ્મરણ કરવુ, ચિંતવવું ૨ મનન કરવું, વિચારવું ૩ જાણવું ૪ ભણવુ, શીખવુ ૫ મેળવવુ अनु-૧ અનુસરવું ૨ અનુકરણ કરવુ ૩ પાછળ જવુ अनुपरि-પરપરા મુજબ અનુસરવું, રિવાજ પ્રમાણે આચરવુ अन्वव-સતત સબધ ગણવો अप-૧ ખસવુ ૨ હટી જવુ ૩ ચાલ્યા જવુ ૪ દૂર થવું अपि-પ્રાપ્ત થવુ अभि-૧ સામુ જવું ૨ તરફ જવુ ૩ સર્વત્ર જવું अभिप्र-૧ ઇચ્છવુ, ચાહવું ૨ આશા રાખવી अभ्या-સામુ આવવું अभ्युद्-૧ ઉદય થવો, ઊગવુ ૨ ઉન્નતિ થવી ૩ સમૃદ્ધિ વગેરેથી પ્રખ્યાત થવુ अभ्युप-૧ સ્વીકાર કરવો ૨ પ્રાપ્ત થવુ ૩ સામુ જવુ अव-જાણવુ, સમજવુ आ-આવવુ उद्-૧ ઉદય થવો, ઊગવુ ૨ ઉન્નતિ થવી ૩ ઉપર જવુ ૪ ઊંચે જવું उप-૧ પ્રાપ્ત થવુ ૨ પ્રાપ્ત કરવુ ૩ સયુક્ત થવુ, જોડાવુ ૪ સહાય કરવી ૫ પાસે જવું निर्-નીકળવુ, નીકળી જવું परा-૧ પાછુ જવું ૨ નાસી જવુ ૩ પ્રેત થવુ परि-૧ પર્યટન કરવુ, પરિભ્રમણ કરવુ ૨ આસપાસ ઘૂમવુ ૩ પ્રદક્ષિણા દેવી ૪ વ્યાપવુ ૫ જવુ प्र-૧ જલદી ચાલવુ ૨ પરલોક જવુ प्रति-૧ વિશ્વાસ રાખવો ૨ પ્રતીતિ કરવી, ખાત્રી કરવી ૩ જાણવુ, સમજવું ૪ સ્પષ્ટ થવું ૫ પ્રખ્યાત હોવુ, પ્રસિદ્ધ હોવુ ૬ આશ્રય કરવો ૭ સામુ જવુ ૮ તરફ જવુ प्रत्या-સામુ

આવવું. वि–૧ વ્યય કરવો, ખર્ચ કરવો. ૨ નષ્ટ થવું. ૩ નાશ કરવો ૪ દૂર જવું ૫ જવું. विपरि–૧ વિપરીત થવું, ઊલટું થવું. ૨ વિપરીતપણે પ્રાપ્ત થવું. व्यति–જતા રહેવું, ચાલ્યા જવું व्यप–જુદું પડવું. व्यव–૧ સંભોગ કરવો, મૈથુન સેવવું. ૨ છૂપાઇ જવું. ૩ અદૃશ્ય થવું. ૪ ઢાંકવું. सम्–૧ સાથે જવું. ૨ સંગત થવું, મળવું ૩ સમાવેશ થવો, સમાવું ૪ શાંતિ રાખવી. ૫ સારી રીતે જાણવું. समनु–૧ એકઠું થવું. ૨ અનુસરવું ૩ વ્યવસ્થિત હોવું. समव–૧ સંબંધ કરવો, જોડવું. ૨ સામેલ થવું, જોડાવું. ૩ એકઠું થવું. समा–૧ સામું આવવું. ૨ એકઠું થવું. ૩ સંયુક્ત થવું. ૪ સાથે આવવું ૫ જાણવું ૬ પ્રાપ્ત કરવું. समुप–૧ પ્રાપ્ત થવું. ૨ પ્રાપ્ત કરવું. ૩ ઉત્પન્ન થવું. ૪ પાસે જવું.

इ× ( २ प० अनिट् अध्येति ) સંભારવું, યાદ કરવું.

इ× ( २ आ० अनिट् अधीते ) અધ્યયન કરવું, ભણવું, શીખવું.

इख् ( १ प० सेट् एखति ) જવું

इङ्ख् ( १ प० सेट् इङ्खति ) જવું. [उ]

इङ्ग् ( १ प० सेट् इङ्गति ) ૧ જવું. ૨ હાલવું, કંપવું. ૩ થરથરવું. [उ]

इञ्ज् ( १ आ० सेट् इञ्जते ) જવું. [उ]

इट् ( १ प० सेट् एटति ) જવું.

इन् ( ८ प० सेट् इनोति ) જવું.

इन्त् ( १ प० सेट् इन्तति ) બાંધવું. [उ]

× આ ધાતુની પૂર્વે अधि ઉપસર્ગ અવશ્ય આવે છે

इन्द् ( १ प० सेट् इन्दति ) ૧ ઐશ્વર્યવાળુ હોવુ, જાહોજલાલી ભોગવવી ૨ સ્વામી હોવુ, ધણી હોવુ [ उ ]

इन्ध् ( ७ आ० सेट् इन्ध्वे, इन्द्धे ) ૧ સળગવુ ૨ સળગાવવુ ૩ સુશોભિત હોવું ૪ ચળકવુ, ચમકવુ सम्–તેજસ્વી હોવુ [ ऐ ञि ]

इन्व् ( १ प० सेट् इन्वति ) ૧ વ્યાપવુ, ફેલાવું ૨ ખુશી કરવુ ૩ ખુશ થવુ ૪ તૃપ્ત થવુ, ધરાઇ જવુ ૫ જીવવુ [उ]

इमस् ( ११ प० सेट् इमस्यति ) વ્યાપવુ, ફેલાવુ

इम्भ् ( १० आ० सेट इम्भयते ) એકઠુ કરવુ

इयस् (११ प० सेट् इयस्यति) ૧ વ્યાપવુ, ફેલાવુ ૨ સમર્થ હોવુ

इर् ( ११ उ० सेट् ईर्यति–ते ) ઈર્ષા કરવી

इरग् ( ११ प० सेट् इरग्यति ) ઇર્ષ્યા કરવી

इरज् ( ११ प० सेट् इरज्यति ) ઇર્ષ્યા કરવી

इरध् ( ११ प० सेट् इरध्यति ) બાણુ ધારણુ કરવુ

इरस् ( ११ प० सेट् इरस्यति ) ઈર્ષ્યા કરવી

इल् ( ६ प० सेट् इलति ) ૧ સૂવુ, ઊંઘવુ ૨ સ્વપ્ન આવવુ ૩ ફેંકવુ ૪ મોકલવુ ૫ જવુ

इल् ( १० उ० सेट एलयति–ते ) ૧ પ્રેરવુ, પ્રેરણા કરવી ૨ મોકલવુ ૩ ફેંકવુ ૪ ઉત્સાહિત કરવુ

इला ( ११ प० सेट् इलायति ) ૧ વિલાસ કરવો ૨ રમવુ

इवस् ( ११ प० सेट् इवस्यति ) ૧ સંતાપ કરવો ૨ સેવા કરવી

इष् ( १ उ० सेट् एषति–ते ) જવુ अनु–૧ અનુસરવુ ૨ શોધવુ, ખોળવુ ૩ તપાસવુ

इष् ( ४ प० सेट् इष्यति ) ૧ જવુ ૨ સરકવુ, ખસવુ

૩ ઇચ્છવું. ૪ શોધવું, ખોજવું ૫ તપાસવું ૬ પ્રકાશિત કરવું. अनु–૧ શોધવું ૨ ચાહવું, ઇચ્છવું. ૩ પ્રાર્થના કરવી. आ–૧ શોધવું. ૨ તપાસવું. ૩ લેવું, સ્વીકારવું. ૪ કરવું. परि–૧ શોધવું. ૨ આદરપૂર્વક યોજના કરવી प्र–મોકલવું. प्रति–૧ ગ્રહણ કરવું, લેવું. ૨ પરિગ્રહ કરવો.

इष् (६ प० सेट् इच्छति) ઇચ્છવું, ચાહવું. अनु–શોધવું, ખોળવું. प्रति–૧ ગ્રહણ કરવું, લેવું ૨ ઉત્તર આપવો, જવાબ આપવો. संप्रति–૧ પાછું માગવું. ૨ ઇચ્છવું, ચાહવું.

इष् (९ प० सेट् इष्णाति) ૧ વારંવાર કરવું. ૨ સતત કરવું. ૩ અતિશય કરવું. ૪ બરાબર કરવું.

इषुध् (११ प० सेट् इषुध्यति) બાણ ધારણ કરવું.

ई (१ प० अनिट् अयति) જવું

ई (२ प० अनिट् एति) ૧ ગર્ભ ધારણ કરવો, ગર્ભવતી થવું. ૨ ચાહવું, ઇચ્છવું. ૩ ખાવું. ૪ વ્યાપવું, ફેલાવું. ૫ પ્રેરણા કરવી. ૬ ફેંકવું. ૭ મોકલવું. ૮ જવું.

ई (२ आ० अनिट् ईते) યાચવું, માગવું.

ई (४ आ० अनिट् ईयते) જવું. अभिप्र–સંબંધ કરવો. उद्–૧ ઉદય થવો, ઊગવું. ૨ ઉન્નતિ થવી. उप–પ્રાપ્ત થવું. प्रति–૧ પ્રતીતિ કરવી, ખાત્રી કરવી. ૨ વિશ્વાસ કરવો.

ईक्ष् (१ आ० सेट् ईक्षते) ૧ જોવું. ૨ વિચારવું. अधि–૧ વિવેચન કરવું. ૨ ચિંતન કરવું, વિચારવું. अनु–ચિંતન કરવું, વિચારવું. अनुप्र–ચિંતન કરવું, વિચારવું. अनुवि–૧ એકી ટસે જોવું. ૨ પાછળ જોવું. अन्वव–૧ અનુસંધાન કરવું. ૨ વિચારવું. अप–૧ અપેક્ષા રાખવી, આશા રાખવી ૨ જરૂર હોવી.

३ ઇચ્છવુ ૪ રાહ જોવી अभि-એકી ટસે જોવુ अव-૧ તપાસવુ ૨ પછવાડેથી જોવુ उत्प्र-૧ કલ્પના કરવી ૨ જાણવુ, સમજવુ ૩ નિશ્ચય કરવો उद्-૧ ઊંચે જોવુ ૨ રાહ જોવી ૩ આશા રાખવી उप-૧ અનાદર કરવો ૨ તિરસ્કારવુ ૩ ઉદાસીનતા રાખવી મધ્યસ્થ રહેવુ ૪ બેદરકારી રાખવી, ન સભાળવુ, ન ગણકારવુ ૫ ત્યજવુ, છોડી દેવુ निर्-૧ ઝીણવટથી જોવુ ૨ બારીકાઈથી તપાસવુ ૩ સ્થિર નજરે જોવું परि-૧ પરીક્ષા કરવી ૨ તપાસવુ प्र-૧ જોવુ ૨ તપાસવું ૩ કબૂલ કરવુ प्रति-૧ રાહ જોવી ૨ સભાળ લેવી ૩ આદર-સત્કાર કરવો ૪ પૂજવુ ૫ સ્થિત થવુ, સ્થિતિ કરવી ૬ અનુસરવુ ૭ જોવુ प्रतिसम्-૧ ચિંતન કરવું ૨ મનન કરવુ प्रत्युद्-૧ એકી ટસે જોવુ प्रत्युप-૧ નિરીક્ષણ કરવુ ૨ તપાસવુ ૩ ઉપેક્ષા કરવી सम्-૧ ગુણ-દોષનો વિચાર કરવો ૨ મનન કરવુ ૩ ઝીણવટથી દેખવું सप्र-૧ વિચાર કરવો ૨ નિર્ણય કરવો ૩ તપાસ કરવી ૪ જોવુ सवि-૧ સમભાવે જોવુ, રાગાદિ રહિત થઈને દેખવુ

ईक्ष्य् (१ प० सेट् ईक्ष्यति) ઈર્ષ્યા કરવી

ईख (१ प० सेट् ईखति) જવુ

ईङ्ख् (१ प० सेट् ईङ्खति) જવુ [उ]

ईङ्ग् (१ प० सेट् ईङ्गति) જવું

ईज् (१ आ० सेट् ईजते) ૧ નિંદા કરવી ૨ કલક દેવુ ૩ જવુ

ईञ्ज् (१ उ० सेट् ईञ्जति-ते) ઉપર પ્રમાણે અર્થ [उ]

ईड् (२ आ० सेट् ईट्टे) ૧ સ્તુતિ કરવી, સ્તવના કરવી ૨ વખાણવું

ईड् (१० उ० सेट् ईडयति–ते) ૧ સ્તુતિ કરવી. ૨ વખાણવું.

ईन्त् (१ प० सेट् ईन्तति) બાંધવું, જકડવું. [उ]

ईर् (१० उ० सेट् ईरयति ते) ૧ પ્રેરવું, પ્રેરણા કરવી. ૨ હાંકવું. ૩ ફેંકવું. ૪ જવું. ૫ કહેવું, બોલવું. उद्–૧ કહેવું, બોલવું. ૨ ઊંચે ફેંકવું. ૩ ઉદીરણા કરવી, ઉદયમાં ન આવેલાં કર્મને પ્રયત્નવિશેષથી ઉદયમા લાવવાં. ૪ પ્રેરણા કરવી. प्र–૧ પ્રેરણા કરવી. ૨ પ્રવૃત્ત કરવું, કામે લગાડવું. ૩ મોકલવું. ૪ ધક્કો લગાડવો. ૫ પાડી દેવું. ૬ આજ્ઞા કરવી. ૭ પૂર્વપક્ષ કરવો, પ્રશ્ન કરવો, સામાના સિદ્ધાંતનો વિરોધ કરવો. सम्–૧ સારી રીતે પ્રેરણા કરવી. ૨ સારી રીતે બોલવું. ૩ ઉતાવળા–ઉતાવળા ચાલવું. समुद्–૧ સારી રીતે કહેવું. ૨ પ્રેરવું. ૩ ઉડાડવું. ૪ ઉદીરણા કરવી, ઉદયમાં ન આવેલાં કર્મને પ્રયત્નવિશેષથી ઉદયમાં લાવવાં.

ईर् (१ प० सेट् ईरति) ઉપર પ્રમાણે અર્થ.

ईर् (२ आ० सेट् ईर्ते) ૧ જવું. ૨ હાલવું, કંપવું. ૩ હલાવવું. ૪ પ્રેરણા કરવી.

ईर्क्ष्य् (१ प० सेट् ईर्क्ष्यति) ૧ ઈર્ષ્યા કરવી, અદેખાઈ કરવી.

ईर्ष्य् (१ प० सेट् ईर्ष्यति) ઈર્ષ્યા કરવી.

ईश् (२ आ० सेट् ईष्टे) ૧ ઐશ્વર્યશાલી હોવું, જાહોજલાલી ભોગવવી. ૨ સ્વામી હોવું, ધણી હોવું. ૩ રાજ્ય ભોગવવું. ૪ અધિકારી હોવું.

ईष् (१ प० सेट् ईषति) વીણવું.

ईष् (१ आ० सेट् ईषते) ૧ જવું. ૨ સરકવું, ખસવું. ૩ મારી નાખવું. ૪ દુ:ખ દેવું. ૫ જોવું. ૬ દેવું, આપવું.

ईङ्ख् (११ प० सेट् ईङ्खयति) વ્યાપવુ, ફેલાવુ
इह् (१ आ० सेट् इहते) ૧ ઇચ્છવું, ચાહવુ ૨ ઉદ્યમ કરવો, પ્રયાસ કરવો ૩ ચેષ્ટા કરવી
उ (१ आ० अनिट् अवते) શબ્દ કરવો
उह् (१ प० सेट उहति) દુઃખ દેવુ [उ]
उक्ष (१ प० सेट् उक्षति) ૧ ભીનુ કરવુ, પલાળવુ ૨ છાટવું ૩ સ્વચ્છ કરવુ ૪ મજબૂત હોવુ ૫ મોકલવુ अभिवि- વિશેષે કરીને ચામુ છાટવુ अव-આડે હાથે છાટવુ आ- ૧ ચારે તરફ છાટવુ ૨ સહેજ છાટવુ उद्-ઊચેથી છાટવુ निर्-સપૂર્ણ રીતે છાટવુ परि-ગોળ આકારે ચારે તરફ છાટવુ प्र-૧ ચત્તા હાથે છાટવુ ૨ જલ સિંચનથી મસ્ત્કા રવાળુ કરવુ ૩ મારી નાખવુ
उख् (१ प० सेट ओखति) ૧ જવું ૨ સૂકાવુ, શુષ્ક થવું ૩ સૂકવવુ ૪ કરમાવુ, ગ્લાન થવુ ૫ સમર્થ હોવું ૬ અસ્વીકાર કરવો, ગ્રહણ ન કરવુ ૭ કબૂલ ન કરવુ ૮ શણગારવુ ૯ વારવુ, અટકાવવું ૧૦ પૂર્ણ કરવુ
उख्र् (१ प० सेट् उख्रति) ઉપર પ્રમાણે અર્થ [उ]
उङ्ख् (१ प० सेट् उङ्खति) જવુ [उ]
उच् (४ प० सेट् उच्यति) એકઠુ થવુ ૨ એકતા કરવી, સપ કરવો ૩ એકઠુ કરવુ
उछ् (६ प० सेट् उच्छति) ૧ ઓળગવુ, વટાવી જવુ ૨ પાર પાડવુ ૩ સમાપ્ત કરવુ ૪ ત્યાગ કરવો ૫ કાઢી મૂકવુ ૬ બાંધવું, જકડવુ ૭ રહેવુ, વસવુ प्र-૧ઘમવુ ૨ લૂછવુ [ते]
उज्ज् (६ प० सेट् उज्जति) સીધી રીતે વર્તવુ, સરલતા ગણવી

उज्झ् ( ६ प० सेट् [उद्झ्] उज्झति ) १ त्यजवुं, छोडी देवुं. २ नाखी देवुं. प्र-१ छूटी जवुं, मुक्त थवुं. २ त्यजवुं, छोडी देवुं.

उञ्छ् ( ६ प० सेट् उञ्छति ) १ वीणवुं. २ थोडुं-थोडुं एकठुं करवुं प्र-लूछवुं, साफ करवुं. [उ]

उठ् ( १ प० सेट् ओठति ) १ पछाडवुं, पाडी देवुं. २ फोडवुं. ३ अथडाववुं. ४ मार मारवो. ५ खिन्न करवुं. ६ जवुं.

उड् ( १ प० सेट् ओडति ) १ एकठुं थवुं. २ एकठुं करवुं.

उत्कण्टय् ( १ प० सेट् उत्कण्टयति ) पुलकित थवुं, रोमांचित थवुं. [नामधातु]

उत्पिञ्जलय् ( १ प० सेट् उत्पिञ्जलयति ) व्याकुल करवुं; गभरावी देवुं. [नामधातु]

उद् ( १ प० सेट् ओदति ) १ अफळाववुं. २ प्रहार करवो.

उदन्य ( १ प० सेट् उदन्यति ) तरस्या थवुं, तृषा लागवी. [नामधातु]

उद्ग् ( ६ प० सेट् उद्गति ) त्यजवुं, छोडी देवुं.

उद्धुप् ( ६ प० सेट् उद्धुपति ) १ रोमांचित थवुं. २ श्वास लेवो-मूकवो.

उध्रस् ( ९ प० सेट् उध्रस्नाति ) १ वीणवुं. २ थोडुं-थोडुं एकठुं करवुं. [ऊ]

उध्रस् ( १० उ० सेट् उध्रासयति-ते ) १ फेंकवुं. २ उछाळवुं. ३ वीणवुं. ४ थोडुं-थोडुं एकठुं करवुं.

उन्द् ( ७ प० सेट् उनत्ति ) १ भीनु करवुं, पलाळवुं. २ भीनुं थवुं. [ए]

उज् ( ६ प० सेट् उज्जति ) ૧ સીધી રીતે આચરવુ, સરલતા રાખવી ૨ દબાવવુ, દમન કરવુ नि-૧ ઊંધુ કરવુ, ઊલટુ કરવુ ૨ ઊંધુ હોવુ ૩ મોઢુ નીચુ કરવુ

उभ् ( ६ प० सेट् उम्भति ) ૧ પૂર્ણ કરવુ, પૂરુ કરવુ ૨ ભરવુ

उम्भ् ( ६ प० सेट् उभति ) ૧ પૂર્ણ કરવુ ૨ ભરવુ

उर् ( १ प० सेट् ओरति ) જવુ

उर ( ६ प० सेट् उरति ) ઊચુ કરવુ

उरण ( ११ प० सेट् उरणयति ) ઉતાવળ કરવી

उरस् ( ११ प० सेट् उरस्यति ) ૧ બળ કરવુ ૨ બલવાન હોવુ ૩ સમર્થ હોવુ ૪ ઐશ્વર્યશાલી હોવુ, જાહોજલાલી ભોગવવી ૫ સ્વામી હોવુ, ધણી હોવુ

उर्द् ( १ आ० सेट् ऊर्दते ) ૧ માપવુ ૨ તોળવુ ૩ ગણવુ ૪ રમવુ ૫ ચાખવુ, સ્વાદ લેવો ૬ આપવુ

उर्व ( १ प० सेट् ऊर्वति ) ૧ હણવુ ૨ પીડવુ [ऐ]

उल् ( १ प० सेट् ओलति ) ૧ બળવુ ૨ બાળવુ

उलण्ड् ( १ प० सेट उलण्डति ) ૧ ફેંકવુ ૨ ઉછાળવુ ૩ ઉપાડવુ ૪ ધકેલવુ, ધક્કો મારવો ૫ નિદવુ [उ]

उलण्ड् ( १० उ० सेट उलण्डयति-ते ) ઉપર પ્રમાણે અર્થ

उल्लकस् ( १ प० सेट् उल्लकसति ) ૧ રોમાંચિત થવુ ૨ શ્વાસ લેવો-મૂકવો

उल्लुड ( १० उ० सेट् उल्लुडयति-ते ) ૧ ઊછળવુ ૨ પ્રગટ થવુ

उश ( १ प० सेट ओशति ) બોલવુ

उश ( ६ प० सेट् उशति ) બોલવુ

उष् ( १ प० सेट् ओषति ૧ ગરમ કરવું ૨ બાળવુ ૩ બળવું ૪ હણવુ [ऊ]

उष (१० प० सेट् उषयति) વસવું, રહેવું. [जैनागमिक]

उषस् (११ प० सेट् उषस्यति) વહાણું થવું, પરોઢ થવું, સવાર પડવી.

ऊह् (१ प० सेट् ओहति) ૧ પીડવું. ૨ નડવું, સતાવવું. ૩ હણવું. [ऋह]

ऊठ् (१ प० सेट् ऊठति) ૧ પછાડવું, પાડી દેવું. ૨ ફોડવું. ૩ અથડાવવું. ૪ માર મારવો. ૫ ખિન્ન કરવું. ૬ જવું.

ऊन (१० उ० सेट् ऊनयति-ते) ૧ ઊણું કરવું, ઓછું કરવું. ૨ બાદ કરવું, કમી કરવું. ૩ ત્યજવું. ૪ માપવું. ૫ ગણવું.

ऊप् (१ आ० सेट् ऊपते) ૧ વણવું. ૨ ગૂંથવું. ૩ સીવવું [ऐ]

ऊय् (१ आ० सेट् ऊयते) ૧ વણવું. ૨ ગૂંથવું. ૩ સીવવું. प्र-૧ પરોવવું. ૨ સીવવું. [ऐ]

ऊर्ज् (१ प० सेट् ऊर्जति) ૧ બળ કરવું. ૨ બલવાન હોવું. ૩ સમર્થ હોવું. ૪ શૂરવીર હોવું. ૫ બળ મૂકવું, બળ આપવું. ૬ જીતવું. ૭ વધવું, વૃદ્ધિ થવી. ૮ પ્રખ્યાત હોવું. ૯ જીવવું. ૧૦ જીવરાવવું, જીવતું રાખવું. ૧૧ ત્યજવું.

ऊर्ज् (१० उ० सेट् ऊर्जयति-ते) ઉપર પ્રમાણે અર્થ.

ऊर्णु (२ उ० सेट् ऊर्णौति-ऊर्णोति, ऊर्णुते) ૧ ઢાંકવું, આચ્છાદન કરવું. ૨ પાથરવું. ૩ ઓઢાડવું. ૪ ઓઢવું. ૫ સંતાડવું. अप-, वि-આચ્છાદન દૂર કરવું, ઢાંકણ ખસેડવું, ઉઘાડું કરવું.

ऊष् (१ प० सेट् ऊषति) ૧ રોગી હોવું. ૨ દુઃખી હોવું, પીડાવું. ૩ દુઃખી કરવું. ૪ સતાવવું, નડવું. ૫ એકઠું થવું.

ऊष (१० उ० सेट् ऊषयति-ते) ૧ છેદવું, કાપવું. ૨ કાતરવું.

ऊह (१ आ० सेट ऊहते) ૧ કલ્પના કરવી, ધારવુ ૨ વિચારવુ ૩ પારખવુ ૪ એક વસ્તુને બીજી વસ્તુ તરીકે જાણવી ૫ એકરૂ થવુ ૬ એકઠુ કરવુ ૭ અધ્યાહાર કરવો, અર્થ સમજવા માટે ન કહેલા શબ્દાદિને ઉમેરવા ×अति-૧ વિપરીત સ્થળે લઈ જવુ યા મોકલવુ ૨ પુખ્ત વિચાર કરવો अधि-આજવુ अप-૧ દૂર કરવુ ૨ ખંડન કરવુ ૩ નિશ્ચય કરવો ૪ નિશ્ચયરૂપે જાણવુ ૫ વિચાર કરવો अभि-ઢાંકવુ, આચ્છાદન કરવુ उद्-૧ ઊંચે ખેંચવુ ૨ દૂર કરવુ उप-નીચે પ્રવેશ કરાવવો निर्-૧ બહાર કાઢીને ગ્રહણ કરવુ ૨ જુદુ કરવુ परि-ચો તરફથી ખાડો પૂરવો परिसम्-૧ ચારે બાજુથી સાફ કરવુ ૨ ચો તરફથી સંકોરવુ प्र-બીજા પ્રદેશમા લઇ જવુ प्रति-ઉપર સ્થાપવુ प्रतिवि-સામાની તુલ્ય વ્યૂહ રચના કરવી प्रत्युद्-ફેંકવુ प्रति-થોડા વખત સુધી રાહ જોવી वि-૧ વ્યૂહ રચના કરવી ૨ પ્રેરણા કરવી ૩ વિપરીત પ્રેરણા કરવી व्यप-નિવારણ કરવુ व्युद्-છેવટે વધારવુ सम्-૧ સમૂહ થવો, એકઠુ થવુ ૨ એકઠુ કરવુ ૩ સારી રીતે પહોચાડવુ

ऋ (१ प० अनिट ऋच्छति) ૧ પ્રાપ્ત કરવુ, મેળવવુ ૨ પહોચાડવુ ૩ જવુ

ऋ (३ प० अनिट इयर्ति) ૧ જવું ૨ પ્રાપ્ત કરવુ ૩ ફેલાવવું

ऋ (५ प० अनिट ऋणोति) હણવુ

× કોઈ પણ ઉપસર્ગ પછી ऊह् ધાતુ આવે ત્યારે તે આત્મનેપદી અને પરસ્મૈપદી, એમ ઉભયપદી થાય છે જેમકે-अपूहत, अपूहति વગેરે

ऋक्ष् (५ प० सेट् ऋक्ष्णोति) १ હણવું. ૨ પીડવું, દુઃખ દેવું. ૩ હણવા માટે યત્ન કરવો. ૪ પીડવા માટે યત્ન કરવો. ૫ શાંત હોવું. ૬ શાંત કરવું.

ऋक्षि (५ प० सेट् ऋक्षिणोति) ઉપર પ્રમાણે અર્થ.

ऋच् (६ प० सेट् ऋचति) ૧ સ્તુતિ કરવી, સ્તવના કરવી. ૨ પ્રશંસા કરવી, વખાણવું. ૩ ઢાંકવું. ૪ રોકવું, કાબૂમાં રાખવું. ૫ શોભવું. ૬ ચળકવું.

ऋछ् (६ प० सेट् ऋच्छति) ૧ ઇન્દ્રિયો ખોટી પડી જવી. ૨ ઇન્દ્રિયોનું બળ ઘટી જવું. ૩ મોહ પામવો. ૪ મૂર્છિત થવું. ૫ ઘટ્ટ થવું. ૬ કઠણ થવું. ૭ મજબૂત થવું. ૮ જવું.

ऋज् (१ आ० सेट् अर्जते) ૧ કમાવું. ૨ ઉત્પન્ન કરવું ૩ પામવું, મેળવવું. ૪ ઊભું રહેવું. ૫ સ્થિર થવું. ૬ સ્થિર કરવું. ૭ બલવાન હોવું. ૮ બલવાન કરવું. ૯ જીવવું. ૧૦ જવું.

ऋञ्ज् (१ आ० सेट् ऋञ्जते) ૧ ભૂંજવું. ૨ શેકવું. [उ]

ऋण् (८ उ० सेट् अर्णोति–अर्णुते, ऋणोति–ऋणुते) જવું. [ऊ]

×ऋत् (१ प० सेट् ऋतीयते) ૧ નિંદા કરવી. ૨ કલંક દેવું. ૩ દ્વેષ કરવો. ૪ હરિફાઈ કરવી. ૫ સમર્થ હોવું. ૬ દયા રાખવી. ૭ કૃપા કરવી. ૮ મુશ્કેલીથી અમલ ચલાવવો. ૯ જવું.

---

× ऋत् ધાતુ થકી વર્તમાના, વિધ્યર્થ, આજ્ઞાર્થ અને હ્યસ્તની વિભક્તિ તથા વર્તમાન–કૃદંતના વિષયમાં કર્તરિ પ્રયોગમાં ईय પ્રત્યય અવશ્ય લાગે છે; તે સિવાય ईय વિકલ્પે લાગે છે.

ऋत् ધાતુ પરસ્મૈપદી છે, પરંતુ તેને જ્યારે ईय પ્રત્યય લાગે ત્યારે તે આત્મનેપદી થાય છે; અને તેના ऋ નો ગુણ થતો નથી. જેમકે વર્તમાના–ऋतीयते ભવિષ્યન્તી–ऋतीयिष्यते. अर्तिष्यति ઇત્યાદિ.

ऋत्फ् ( ६ प० सेट ऋत्फति ) મારી નાખવુ
ऋध् ( ४ प० सेट् ऋध्यति ) ૧ સમૃદ્ધ થવુ, પૈસાદાર થવુ ૨ વધવુ ૩ વધારવુ ૪ વૃદ્ધ થવુ ૫ રીઝવુ, ખુશ થવુ ૬ ખુશ કરવુ ૭ પૂર્ણ કરવુ वि–સમૃદ્ધિનો નાશ થવો सम्–અતિશય સમૃદ્ધ થવુ, આણાદ થવુ [ऋ]
ऋध् ( ५ प० सेट् ऋध्नोति ) ઉપર પ્રમાણે અર્થ [ ऋ ]
ऋफ ( ६ प० सेट् ऋफति ) ૧ હણવુ ૨ દુ ખ દેવુ ૩ નિંદા કરવી ૪ કહેવુ ૫ લડાઈ કરવી ૬ યુદ્ધ કરવુ ૭ આપવુ, દાન કરવુ ૮ વખાણવુ
ऋम्फ् ( ६ प० सेट् ऋफति, ऋम्फति ) ઉપર પ્રમાણે અર્થ
ऋश् ( १ प० सेट् अर्शति ) ૧ જવુ ૨ યાદ કરવુ ૩ હણવુ
ऋश् ( ६ प० सेट् ऋशति ) ૧ જવુ ૨ સ્તુતિ કરવી
ऋष् ( १ प० सेट् अर्षति ) ૧ લેવુ ૨ વહેવુ ૩ રોકવું, અટકાવવુ ૪ કાબૂમા રાખવુ,
ऋष् ( ६ प० सेट् ऋषति ) ૧ જવુ ૨ હણવું ૩ ધકેલવુ [ऐ]
ॠ ( ९ प० सेट् ऋणाति ) જવુ
एज् ( १ प० सेट् एजति ) ૧ હાલવુ, કપવું ૨ ધ્રૂજવુ, થરથરવુ [ ऋ ]
एज् ( १ आ० सेट एजते ) ૧ શોભવુ ૨ ચળકવુ ૩ ધ્રૂજવુ [ऋ]
एट् ( १ आ० सेट् एटते ) ૧ નડવુ, હરકત કરવી ૨ રોકવુ ૩ લુચ્ચાઇ કરવી ૪ દુ ખ દેવું
एठ् ( १ आ० सेट् एठते ) ઉપર પ્રમાણે અર્થ
एड् ( १ आ० सेट् एडते ) ૧ ત્યજવુ, છોડી દેવું ૨ હટી જવુ
एध् ( १ आ० सेट् एधते ) વધવુ, વૃદ્ધિ થવી

एला ( ११ प० सेट् एलायति ) ૧ વિલાસ કરવો. ૨ રમવું.
एप् ( १ आ० सेट् एपते ) ૧ જવું. ૨ દોડવું. ૩ હાથે-પગે ચાલવું. ૪ ઇચ્છવું, ચાહવું. अनु-શોધવું, ખોજવું. परि- શોધવું, ખોજવું [ ऋ ]
ओख् ( १ प० सेट् ओखति ) ૧ સૂકવવું. ૨ સૂકાઈ જવું. ૩ વારવું, અટકાવવું, ૪ અસ્વીકાર કરવો, ગ્રહણ ન કરવું. "૫ કબૂલ ન કરવું, ૬ શક્તિમાન હોવું. ૭ વિભૂષિત કરવું. ૮ પૂર્ણ કરવું. ૯ તૃપ્ત કરવું. [ ऋ ]
ओज् ( १ प० सेट् ओजति ) ૧ બળ કરવું. ૨ બલવાન હોવું. ૩ મજબૂત હોવું. ૪ જીવવું. ૫ વધવું, વૃદ્ધિ થવી. ૬ તેજસ્વી હોવું. ૭ તેજસ્વી કરવું. [ ऋ ]
ओज ( १० उ० सेट् ओजयति-ते ) ઉપર પ્રમાણે અર્થ.
ओण् ( १ प० सेट् ओणति ) ૧ ખસેડવું. ૨ દૂર લઈ જવું. ૩ છૂપાવવું. [ ऋ ]
ओलञ्ज् ( १ प० सेट् ओलञ्जति ) ૧ ફેંકવું. ૨ ઉછાળવું. [उ]
ओलञ्ज् ( १० उ० सेट् ओलञ्जयति-ते ) ૧ ફેંકવું. ૨ ઉછાળવું.
ओलण्ड् ( १ प० सेट् ओलण्डति ) ૧ ઓળંગવું, વટાવી જવું. ૨ ઊંચે ફેંકવું. ૩ ઉછાળવું. ૪ ઉપાડવુ. ૫ ધકેલવું. ૬ નિંદા કરવી. [ उ ]
ओलण्ड् ( १० उ० सेट् ओलण्डयति-ते ) ઉપર પ્રમાણે અર્થ.
कंस् ( २ आ० सेट् कंस्ते ) ૧ જવું ૨ નાશ કરવો. ૩ શિક્ષા કરવી. ૪ દંડ કરવો. ૫ આજ્ઞા કરવી. [ उ ]
कक् ( १ आ० सेट् ककते ) ૧ લોલુપતા રાખવી. ૨ ચાહવું. ૩ ચપળતા કરવી. ૪ અહંકાર કરવો. ૫ તરસ્યા થવું.

कक्क् ( १ प० सेट कक्कति ) १ હસવુ ૨ મદ હસવુ, મલકાવુ
कख् ( १ प० सेट कखति ) १ હસવુ ૨ મદ હસવુ મલકાવુ
कक्ख् ( १ प० सेट कक्खति ) १ હસવુ ૨ મદ હસવુ, મલકાવુ
कग् ( १ प० सेट कगति ) १ હસવુ ૨ મદ હસવુ, મલકાવુ
कग् ( १ प० सेट् कगति ) १ ખાવુ પીવુ બોલવુ વગેરે હર કોઈ ક્રિયા કરવી ૨ ઢાકવુ ૩ ન બોલવુ, મૌન રહેવુ ૪ પરસ્પર પ્રહાર કરવો [ ए ]
कग् ( १० उ० सेट् कगयति-ते ) ઉપર પ્રમાણે અર્થ
कङ्क् ( १ आ० सेट कङ्कते ) જવુ [ उ ]
कङ्ग् ( १ आ० सेट कङ्गते ) જવુ [ उ ]
कच् ( १ प० सेट् कचति १ શબ્દ કરવો ૨ બોલાવવુ
कच् ( १ आ० सेट् कचते ) १ બાધવુ ૨ શોભવુ ૩ ચળકવુ, ચમકવુ, ૪ શબ્દ કરવો
कच्ठ ( १० उ० सेट कच्ठयति-ते, कच्ठापयति-ते ) १ શિથિલ કરવુ, ઢીલુ કરવુ ૨ પોચુ કરવુ
कज् ( १ प० सेट कजति ) १ બેભાન થવુ, બેશુદ્ધ થવુ ૨ સુખી હોવું ૩ વધવું, વૃદ્ધિ થવી
कञ्च ( १ आ० सेट् कञ्चते ) १ બાધવુ ૨ શોભવુ ૩ ચળકવુ ૪ શબ્દ કરવો [ उ ]
कञ्ज ( १ प० सेट् कञ्जति ) શબ્દ કરવો
कञ्ज ( १ प० सेट् कञ्जति ) १ ઉત્પન્ન થવુ ૨ ઉત્પન્ન કરવુ [ उ ]
कट् ( १ प० सेट् कटति ) १ વરસવું ૨ ઝરવુ ૩ ટાકવું ૪ દુખપૂર્વક જીવવું ૫ કાથી કહેવુ ૬ વ્યાપવું ૭ ઘેરવુ, ઘેરી લેવુ प्र-१ પ્રગટ થવું ૨ પ્રગટ કરવુ [ ए ]

कट् ( १ प० सेट् कटति ) ૧ જવું. ૨ હાલવું, કંપવું. [ए]
कट् ( १ प० सेट् कटति ) ૧ જવું. ૨ હાલવું, કંપવું.
कठ् ( १ प० सेट् कठति ) દુઃખપૂર્વક જીવવું, મુશ્કેલીથી દિવસો વીતાવવા.
कड् ( ६ प० सेट् कडति ) ૧ અહંકાર કરવો. ૨ મદોન્મત્ત થવું. ૩ ખુશી થવું. ૪ ખાવું. ૫ બેભાન થવું, બેશુદ્ધ થવું.
कड्ड् ( १ प० सेट् [कड्ड्] कड्डति ) ૧ કઠોર થવું, નિષ્ઠુર થવું. ૨ કઠણ હોવું, સખ્ત હોવું.
कण् ( १ प० सेट् कणति ) ૧ શબ્દ કરવો. ૨ કણસવું, દુઃખના જોરને લીધે ઊંહકાર કરવો. ૩ રોવું. ૪ નાનું હોવું. ૫ જવું.
कण् ( १० उ० सेट् काणयति-ते ) ૧ એક આંખ મીચવી. ૨ કાણું હોવું.
कण ( १० उ० सेट् कणयति-ते ) ઉપર પ્રમાણે અર્થ.
कण्ट् ( १ प० सेट् कण्टति ) જવું. उत्-રોમાંચિત થવું. [उ]
कण्ठ् ( १ उ० सेट् कण्ठति-त्ते ) ૧ શોક કરવો. ૨ સંભારવું, યાદ કરવું. ૩ ઉત્કંઠિત થવું, ઉત્સુક થવું. उत्-ઉત્કંઠિત થવું, ઉત્સુક થવું. [उ]
कण्ठ् ( १० उ० सेट् कण्ठयति-ते ) ઉપર પ્રમાણે અર્થ.
कण्ड् ( १ प० सेट् कण्डति ) ૧ અહંકાર કરવો. ૨ ખુશી થવું. ૩ રક્ષણ કરવું. ૪ તોડવું. ૫ ફોડવું. ૬ ખાંડવું. ૭ વાવલવું, ઊપણવું, ફોતરાં વગેરે અલગ કરવું. [उ]
कण्ड् ( १ आ० सेट् कण्डते ) ૧ અહંકાર કરવો. ૨ ખુશી થવું. ૩ સુખમાં લીન હોવું. ૪ દુઃખગ્રસ્ત હોવું. [उ]
कण्ड् ( १० उ० सेट् कण्डयति-ते ) ૧ ખાંડવું. ૨ તોડવું.

३ ફેંકિડવુ ૪ ભેદવુ ૫ રક્ષણ કરવુ ૬ વાવલવુ, ઊણપવુ, ફોતરા વગેરે અલગ કરવુ

कण्डू ( ११ उ० सेट कण्डूयति-ते ) १ શરીરને ખજોળવુ, ખજવાળવુ २ વલૂરવુ

कत्थ ( १ आ० सेट् कत्थते ) १ પ્રશંસા કરવી २ મગરૂરતા દેખાડવી ३ બડાઈ મારવી ४ ખુશામત કરવી ५ ધિક્કારવુ ६ ગાળ દેવી

कत्र् ( १० उ० सेट कत्रयति-ते ) १ શિથિલ કરવુ, ઢીલુ કરવુ २ પોચુ કરવુ

कत्र ( १० उ० सेट कत्रयति-ते, कत्रापयति-ते) १ શિથિલ કરવુ २ પોચુ કરવુ ३ છોડવુ, મુક્ત કરવુ

कथ् ( १ उ० सेट् कथति ते ) १ કહેવુ, બોલવુ २ વ્યાખ્યાન કરવું, વર્ણન કરવુ ३ વખાણવુ अनु-અનુવાદ કરીને બોલવુ २ પાછળ બોલવુ

कथ् ( १० उ० सेट् काथयति-ते ) ઉપર પ્રમાણે અર્થ

कथ (१० उ० सेट् कथयति-ते, कथापयति-ते) ઉપર પ્રમાણે અર્થ

कद् ( १ आ० सेट् कदते ) १ કાયર થવુ २ ભ્રમિત થવુ ३ ગભરાઈ જવુ ४ રોવુ ५ બોલાવવુ ६ છેદવુ, કાપવું ७ નાશ કરવો ८ હણવુ [ पू ]

कद् ( ४ आ० सेट् कद्यते ) १ વિહ્વળ થવુ, ગભરાઈ જવુ २ ભ્રમિત થવું

कन् ( १ प० सेट् कनति ) १ શોભવુ २ ચળકવુ ३ તૃપ્ત થવુ ४ પ્રસન્ન કરવુ ५ ચાહવું ६ જવું ७ પાસે જવું [ गे ]

कन्द् ( १ प० सेट् कन्दति ) १ રોવુ २ બોલાવવુ [ च ]

कन्द् ( १ आ० सेट् कन्दते ) ૧ કાયર થવું. ૨ ભ્રમિત થવું. ૩ ગભરાઇ જવું. ૪ હણવું. [ उ ]

कप् ( १ प० सेट् कपति ) ૧ કંપવું, હાલવું. ૨ ધ્રૂજવું. થરથરવું.

कव् ( १ आ० सेट् कवते ) ૧ રંગવું, રંગ દેવો. ૨ વખાણવું. ૩ વર્ણન કરવું. [ ऋ ]

कम् ( १ आ० सेट् *कामयते ) ૧ ચાહવું, ઇચ્છવું. ૨ પ્રેમ કરવો. [ ऊ ]

कम्प् ( १ आ० सेट् कम्पते ) ૧ હાલવું, કંપવું. ૨ ધ્રૂજવું, થરથરવું अनु-૧ દયા રાખવી, કૃપા કરવી. ૨ ઉપકાર કરવો. ૩ ભક્તિ-સેવા કરવી. आ ૧ તત્પર થવું, તૈયાર થવું. ૨ ભક્તિ-સેવા કરવી. ૩ સહેજ કંપવું. [ उ ]

कम्ब् ( १ प० सेट् कम्बति ) જવું.

कर्क् ( १ प० सेट् कर्कति ) હસવું.

कर्ब् ( १ प० सेट् कर्बति ) જવું.

कर्ज् ( १ प० सेट् कर्जति ) દુઃખ દેવું.

कर्ण ( १० उ० सेट् कर्णयति-ते ) ૧ વીંધવું, કાણું પાડવું, ૨ ભોંકવું. ૩ ભેદવું, છેદવું. आ-સાંભળવું.

कर्त ( १० उ० सेट् कर्तयति-ते, कर्तापयति-ते ) ૧ શિથિલ કરવું, ઢીલું કરવું. ૨ પોચું કરવું. ૩ છોડવું, મુક્ત કરવું. ૪ કાતરવું. ૫ કાંતવું.

---

* कम् ધાતુ થકી વર્તમાના, વિધ્યર્થ, આજ્ઞાર્થ અને હ્યસ્તની વિભક્તિ તથા વર્તમાન-કૃદન્તના વિષયમાં इ પ્રત્યય અવશ્ય લાગે છે, તે સિવાય इ વિકલ્પે લાગે છે. इ પ્રત્યય લાગે ત્યારે તેનાં રૂપ દસમા ગણ જેવાં થાય છે. જેમકે, વર્તમાના-कामयते. ભવિષ્યન્તી-कामयिष्यते, कमिष्यते ઇત્યાદિ.

कत्र (१० उ० सेट कत्रयति-ते कत्रापयति-ते) ઉપર પ્રમાણે અર્થ
कर्द् (१ प० सेट कर्दति) १ ખરાબ શબ્દ કરવો २ કાગડાની જેવો શબ્દ કરવો ३ પેટમા 'ગુડ ગુડ' શબ્દ થવો
कर्ब् (१ प० सेट् कर्बति) જવુ
कर्व् (१ प० सेट् कर्वति) १ અહંકાર કરવો २ બડાઈ મારવી ३ ડોળ ઘાલવો
कल् (१ आ० सेट कलते) १ શબ્દ કરવો २ ગણવુ, સખ્યા કરવી ३ માપવુ अव-જાણવુ आ-१ બાધવુ २ જાણવુ ३ લેવુ उत्-ઊખળવુ प्रत्या-१ પ્રતિબોધ પામવો २ જાણવુ वि-વ્યાકુલ થવુ, ગભરાઈ જવુ सम्-१ આગશ કહેવો २ આરાશ જાણવો ३ તાત્પર્ય સમજવુ ४ સગ્રહ કરવો
कल् (१० उ० सेट् कालयति-ते) १ હાકવુ २ ફેકવુ ३ મોકલવુ ४ પ્રેરણા કરવી
कल (१० उ० सेट् कलयति-ते) १ ગણવુ, સખ્યા કરવી २ માપવુ ३ જવુ ४ જાણવુ ५ ઓળખવુ ६ સયુક્ત કરવુ, જોડવુ ७ ફેકવુ ८ હાકવુ ९ મોકલવુ १० પ્રેરણા કરવી ११ શબ્દ કરવો आ-१ બાધવુ २ જાણવુ ३ કલ્પના કરવી, સભાવના કરવી ४ સયુક્ત કરવું, જોડવુ ५ લેવુ ६ પહોચાડવુ परि-१ લક્ષ્યમા લેવુ, ધ્યાનમા લેવુ २ યાદ રાખવુ प्रत्या-१ પ્રતિબોધ પામવો २ જાણવુ वि-१ ગભરાઈ જવુ, વ્યાકુલ થવુ २ વ્યાકુલ કરવુ व्यव-જુદુ કરવુ सम्-१ સગ્રહ કરવો, એકઠુ કરવુ २ આગશ જાણવો ३ આગશ કહેવો ४ સરવાળો કરવો
कल्ल् (१ आ० सेट कल्लते) १ મૌન રહેવું મૂગુ રહેવું

૨ શબ્દ કરવો. ૩ અસ્પષ્ટ શબ્દ કરવો, ન સમજાય એવું બોલવું. ૪ બહેરું હોવું.

कव् ( १ प० सेट् कवति ) શબ્દ કરવો.

कव् ( १ आ० सेट् कवते ) ૧ વર્ણવવું, વર્ણન કરવું. ૨ કાવ્ય કરવું, કવિતા કરવી. ૩ વખાણવું. ૪ રંગવું, રંગ દેવો. ૫ ચીતરવું, ચિત્ર કરવું. ૬ ફોટો પાડવો. [ ऋ ]

कश् ( १ प० सेट् कशति ) ૧ શબ્દ કરવો. ૨ જવું. ૩ આજ્ઞા કરવી. ૪ શિક્ષા કરવી. ૫ હણવું. ૬ દુઃખ દેવું. ૭ નાશ કરવો.

कश् ( २ आ० सेट् कष्टे ) ૧ જવું. ૨ આજ્ઞા કરવી. ૩ શિક્ષા કરવી. ૪ છોલવું. ૫ દુઃખ દેવું. ૬ હણવું. ૭ નાશ કરવો.

कष् ( १ प० सेट् कषति ) ૧ હણવું. ૨ દુઃખ દેવું. ૩ ક્ષીણ કરવું. ૪ ઘસવું. ૫ ચોળવું. ૬ નીચોવવું. ૭ સોનું–રૂપું વગેરેને પરીક્ષા માટે કસોટી વગેરે સાથે ઘસવું–કસવું. अव–ત્યાગ કરવો. उप–પ્રાપ્ત થવું. वि–સોનું–રૂપું વગેરેની પરીક્ષા કરવી.

कष ( १० उ० सेट् कषयति–ते ) ઉપર પ્રમાણે અર્થ.

कस् ( १ प० सेट् कसति ) ૧ જવું. ૨ હાલવું, કંપવું. निर्– ( निष्कस् ) ૧ દૂર કરવું. ૨ હાંકી કાઢવું. वि–૧ વિકાસ થવો, ખીલવું. ૨ પ્રકાશવું.

कस् ( २ आ० सेट् कस्ते ) ૧ જવું. ૨ આજ્ઞા કરવી. ૩ શિક્ષા કરવી. ૪ નાશ કરવો.

काङ्क्ष् ( १ प० सेट् काङ्क्षति ) ૧ ઇચ્છવું. ૨ આશા રાખવી. अव–દેખવું. ૨ ઇચ્છવું. आ–૧ લોભ કરવો. ૨ આશા રાખવી. ૩ ઇચ્છવું. [ उ ]

काञ्च् (१ आ० सेट् काञ्चते) ૧ શોભવુ ૨ ચળકવુ ૩ બાધવુ [च]
काल (१० उ० सेट् कालयति-ते) ૧ ઉપદેશ દેવો, સમજાવવુ ૨ સમય જણાવવો, વખત જણાવવો ૩ સમયની ગણતરી કરવી
काश् (१ आ० सेट् काशते) ૧ શોભવુ ૨ ચળકવુ अव- ૧ અવકાશ મેળવવો, ફુરસદ મેળવવી ૨ જગ્યા મેળવવી ૩ જગ્યા આપવી ૪ પ્રગટ કરવુ आ-ચારે તરફ સ્થિત હોવુ-સ્થિતિ કરવી नि-૧ બહાર કાઢવુ ૨ વસ્તુનો નિકાલ કરવો निर्-૧ કાઢી મૂકવું ૨ દૂર કરવુ, ખસેડવું ૩ બહાર કાઢવુ ૪ રૂપાવવુ, સતાડવુ प्र-૧ શોભવુ ૨ ચળકવુ ૩ પ્રગટ હોવુ ૪ પ્રગટ કરવુ वि-વિકાસ થવો, ખીલવું [क्र]
काश् (४ आ० सेट् काश्यते) ઉપર પ્રમાણે અર્થ
कास् (१ आ० सेट् कासते) ૧ ઉધરસ ખાવી ૨ 'ખો ખો' કરવું ૩ ખોખારવું, ખોખારો ખાવો ૪ કણસવું, હળવું, વિશેષ પીડાને લીધે ખરાબ અવાજ કરવો ૫ છીંક ખાવી ૬ સુશોભિત હોવું ૭ ચળકવુ [क्र]
कि (१ प० अनिट् कयति) જાણવું
कि (३ प० अनिट् चिकेति) જાણવુ नि-, निर्-નિશ્ચિત જાણવુ, સંશય રહિત જાણવું
किट् (१ प० सेट् केटति) ૧ ત્રાસ આપવો ૨ બીવડાવવું ભય પમાડવો ૩ બીવું, ભય પામવો ૪ જવુ
किट् (१ प० सेट् केटति) જવું
किण् (६ प० सेट् किणति) ૧ શબ્દ કરવો ૨ જવુ

कित् ( १ प० सेट् चिकित्सति ) ૧ રોગ મટાડવા માટે ઈલાજ લેવો, દવા વગેરે આપવું. ૩ રોગની પરીક્ષા કરવી. ૩ વૈદું કરવું, ડૉક્ટરી કરવી. ૪ સંશય કરવો, શક લાવવો. ૫ ખસેડવું, હટાવવું. ૬ શિક્ષા કરવી. ૭ નાશ કરવો. वि-૧ સંશય કરવો, શંકા રાખવી. ૨ વિશ્વાસ ન રાખવો.

कित ( १ प० सेट् केतति ) ૧ વસવું, રહેવું, નિવાસ કરવો. ૨ ચાહવું. सम्-સંકેત કરવો.

कित् ( १० उ० सेट् केतयति-ते ) ઉપર પ્રમાણે અર્થ.

कित् ( ३ प० सेट् चिकेत्ति ) જાણવું.

किल् ( ६ प० सेट् किलति ) ૧ સફેદ હોવું, ધોળું હોવું. ૨ સફેદ કરવું. ૩ રમવું, ખેલવું.

किल् ( १० उ० सेट् केलयति-ते ) ૧ હાંકવું. ૨ ફેંકવું. ૩ મોકલવું. ૪ પ્રેરણા કરવી.

किष्क् ( १० आ० सेट् किष्कयते ) હણવું.

कीट् ( १० उ० सेट् कीटयति-ते ) ૧ રંગ દેવો, રંગવું. ૨ બાંધવું.

कील् ( १ प० सेट् कीलति ) ૧ બાંધવું. ૨ ખીલાથી કે ખીલીથી સજ્જડ કરવું. ૩ સ્પર્શ કરવો, અડકવું.

कु ( १ आ० अनिट् कवते ) ૧ અસ્પષ્ટ શબ્દ કરવો, સમજાય નહિ એવું બોલવું. ૨ પંખીની પેઠે શબ્દ કરવો. ૩ ભમરાની પેઠે ગુંજારવ કરવો. ૪ રંગ દેવો, રંગવું.

कु ( २ प० अनिट् कौति ) ૧ શબ્દ કરવો, અવાજ કરવો.

कु ( ५ प० अनिट् कुनोति ) ૧ અસ્પષ્ટ શબ્દ કરવો, સમજાય નહિ એવું બોલવું. ૨ પંખીની પેઠે શબ્દ કરવો. ૩ ભમરાની પેઠે ગુંજારવ કરવો.

कु ( ६ आ० अनिट् कुवते ) ૧ દુખિયાની પેઠે શબ્દ કરવો ૨ ચીસ પાડવી ૩ રડવું, રોવુ

कु ( ९ उ० अनिट् कुनाति, कुनीते ) શબ્દ કરવો

कुश् ( १ प० सेट् कुशति ) ૧ શોભવુ ૨ ચળકવુ ૩ બોલવું [उ]

कुश् ( १० उ० सेट् कुशयति-ते ) ઉપર પ્રમાણે અર્થ

कुस् ( १ प० सेट् कुसति ) ૧ શોભવુ ૨ ચળકવુ ૩ બોલવુ [उ]

कुस् ( १० उ० सेट् कुसयति-ते ) ઉપર પ્રમાણે અર્થ

कुक् ( १ आ० सेट् कोकते ) લેવું, ગ્રહણ કરવું

कुच् ( १ प० सेट् कोचति ) ૧ મોટો શબ્દ કરવો, જોરથી અવાજ કરવો ૨ રાડ પાડવી ૩ ભેળવવુ, સેળભેળ કરવુ ૪ અડકવું ૫ રોકવુ, અટકાવવું ૬ વાકુ થવુ ૭ વાકુ કરવુ ૮ ખેડવું ૯ ખોતરવુ ૧૦ ટોચવુ, કાણુ પાડવુ ૧૧ ફોડવુ ૧૨ ભેદવુ ૧૩ પ્રકાશિત કરવુ, પ્રગટ કરવું ૧૪ લખવુ ૧૫ માજવુ ૧૬ કજિયો કરવો, કકાસ કરવો सम्-૧ સકુચિત થવુ ૨ સકુચિત કરવું

कुच् ( ६ प० सेट् कुचति ) ૧ સંકોચાવુ, સકુચિત થવું ૨ સકુચિત કરવું ૩ રોકવુ, અટકાવવુ ૪ ખેડવુ ૫ ખોતરવુ ૬ ટોચવુ, કાણુ પાડવું ૭ વાકુ થવુ ૮ વાકુ કરવુ ૯ અડકવુ सम्-૧ સકુચિત થવું ૨ સકુચિત કરવુ

कुज् ( १ प० सेट् कोजति ) ચોરવું, ચોરીકરવી [ऊ]

कुञ्च् ( १ प० सेट् कुञ्चति ) ૧ કુટિલતા કરવી ૨ વાકુ થવુ ૩ વાકુ કરવુ ૪ વાકુ-ચૂકુ ચાલવુ ૫ સકોચવુ, સંકોડવું ૬ અનાદર કરવો ૭ સંકોચાવું, સકુચિત થવુ ૮ નાનું હોવુ ૯ નાનુ કરવુ ૧૦ થોડુ હોવુ ૧૧ થોડુ કરવું ૧૨ જવું, ચાલવુ

कुथ् ( ४ प० सेट् कुथ्यति ) ૧ સડવું, કોહી જવું. ૨ દુર્ગન્ધ આવવી. ૩ દુર્ગન્ધી હોવું.

कुथ् ( ९ प० सेट् कुथ्नाति ) ૧ ક્લેશ પામવો, દુઃખ ભોગવવું. ૨ સંકટમાં પડવું. ૩ મેળાપ કરવો, મળીને રહેવું. ૪ વળગવું, ભેટવું.

कुद् ( १० उ० सेट् कोदयति–त्ते ) જૂઠું બોલવું.

कुन्थ् ( १ प० सेट् कुन्थति ) ૧ હણવું. ૨ દુઃખ દેવું. ૩ દુઃખી હોવું. ૪ સંકટગ્રસ્ત હોવું, ૫ હળી–મળીને રહેવું. ૬ ભેટવું. ૭ સંલગ્ન થવું, ચોંટવું [ उ ]

कुन्थ् ( ९ प० सेट् कुथ्नाति ) ૧ ક્લેશ કરવો, કંકાસ કરવો. ૨ દુઃખ ભોગવવું. ૩ સંકટગ્રસ્ત હોવું. ૪ સંલગ્ન થવું, ચોંટી જવું. ૫ ભેટવું. ૬ સંપીને રહેવું.

कुन्द्र् ( १ प० सेट् कुन्द्रति ) જૂઠું બોલવું. [ उ ]

कुन्द्र् ( १० उ० सेट् कुन्द्रयति–त्ते ) જુઠું બોલવું.

कुप् ( ४ प० सेट् कुप्यति ) ક્રોધ કરવો, કોપવું.

कुप् ( १० उ० सेट् कोपयति–ते ) ૧ શોભવું. ૨ ચળકવું, ચમકવું. ૩ બોલવું.

कुभ् ( १ प० सेट् कोभति ) ૧ ભીનું કરવું, પલાળવું. ૨ છાંટવું.

कुमार ( १० उ० सेट् कुमारयति–त्ते ) ૧ રમવું, ખેલવું. ૨ બાળકની પેઠે ચેષ્ટા કરવી.

कुमाल ( १० उ० सेट् कुमालयति–ते ) ઉપર પ્રમાણે અર્થ.

कुम्प् ( १ प० सेट् कुम्पति ) ૧ ફેલાવું, વ્યાપવું. ૨ ફેલાવવું. ૩ યાદ કરવું, સંભારવું. ૪ ઢાંકવું. ૫ સંભાળ લેવી. [ उ ]

कुम्प् ( १० उ० सेट् कुम्पयति–ते ) ઉપર પ્રમાણે અર્થ.

कुम्ब् ( १ प० सेट् कुम्बति ) ૧ આચ્છાદન કરવું, ઢાંકવું ૨ પાથરવું ૩ પડદો કરવો ૪ સતાડવું [ उ ]

कुम्ब् ( १० उ० सेट् कुम्बयति-ते ) ઉપર પ્રમાણે અર્થ

कुम्भ् ( १ प० सेट् कुम्भति ) ૧ આચ્છાદન કરવું, ઢાંકવું ૨ પાથરવું ૩ પડદો કરવો ૪ સતાડવું [ उ ]

कुम्भ् ( १० उ० सेट् कुम्भयति-ते ) ઉપર પ્રમાણે અર્થ

कुर् ( ६ प० सेट् कुरति ) ૧ શબ્દ કરવો ૨ 'કુર કુર' એવો અવાજ કરવો

कुरुकुराय ( १ आ० सेट् कुरुकुरायते ) ૧ 'કુર કુર' એવો અવાજ કરવો ૨ બબડવું [ नामधातु ]

कुरुरु ( ११ प० सेट् कुरुरूयति ) ફેંકવું

कुर्द् ( १ आ० सेट् कूर्दते, कुर्दते ) ૧ રમવું, ખેલવું ૨ કૂદવું

कुर्व् ( १ प० सेट कुर्वति । विपूर्वक-विकुर्वति ) ૧ દિવ્ય સામર્થ્ય વડે ઉત્પન્ન કરવું, વિકુર્વણા કરવી ૨ વિકૃત કરવું, રૂપાતર કરવું, ફેરફાર કરવો ૩ સતાપવું, સતાપિત કરવું ૪ અલકૃત કરવું, વિભૂષિત કરવું [ जैनागमिक ]

कुल् ( १ प० सेट् कोलति ) ૧ બધુ કરવો ૨ સગુ કરવું ૩ કુટુબી હોવું ૪ કુટુબી પેઠે વર્તવું, ભાઈચારો રાખવો ૫ સુલેહ-સપ રાખવો ૬ જથ્થારૂપ હોવું ૭ સમૂહ કરવો, એકઠું કરવું ૮ બાધવું ૯ ગણવું, ગણતરી કરવી आ- ૧ વ્યાકુલ થવું, વ્યગ્ર થવું ૨ તત્પર થવું सम्-૧ ભરચક હોવું, પરિપૂર્ણ હોવું ૨ સકુચિત હોવું ૩ બધુઓમા એકઠા થઈને રહેવું

कुश् ( ४ प० सेट कुश्यति ) ૧ આલિગન કરવું, લપેટાઈ જવું, છાતી સરસુ ચાપવું ૨ ભેટવું, મળવું

कुप् ( ९ प० सेट् कुष्णाति ) ૧ ખેંચીને બહાર કાઢવું. ૨ કાઢી મૂકવું. ૩ ખેંચવું, તાણવું. ૪ તપાસવું. ૫ કસોટી ઉપર ઘસીને પરીક્ષા કરવી. ૬ નીચોવવું. ૭ શોભવું. ૮ ચળકવું. અવ-૧ નીચે કાઢવું. ૨ સિદ્ધ કરવું, સ્થાપિત કરવું. નિર્ (निष्कुप्) ૧ ખેંચીને બહાર કાઢવું. ૨ કાઢી મૂકવું.

कुपुभ ( ११ प० सेट् कुपुभ्यति ) ફેંકવું.

कुपुम्भ ( ११ प० सेट् कुपुम्भ्यति ) ફેંકવું.

कुस् ( ४ प० सेट् कुस्यति ) ૧ આલિગન કરવું, વીંટળાઇ જવું, લપેટાઇ જવું. ૨ ભેટવું, મળવું.

कुस्म् ( १० आ० सेट् कुस्मयते ) ૧ આળ ચડાવવા જેવું હસવું. ૨ અયોગ્ય રીતે હસવું. ૩ મશ્કરી કરવી. ૪ મંદ હસવું, મલકાવું. ૫ ઝીણવટથી તપાસવું.

कुह ( १० आ० सेट् कुहयते ) ૧ વિસ્મિત કરવું, આશ્ચર્ય પમાડવું. ૨ ચમત્કાર દેખાડવો. ૩ મોહિત કરવું. ૪ ઠગવું.

कू ( ६ आ० सेट् कुवते ) ૧ દુ:ખ જણાય એવો શબ્દ કરવો. ૨ ચીસ પાડવી. ૩ રડવું, રોવું. ૪ મોટેથી શબ્દ કરવો, ઘાંટો પાડવો. ૫ વ્યગ્ર થવું, વ્યાકુલ થવું.

कू ( ९ उ० सेट् कुनाति-कुनीते, कूनाति-कूनीते ) ઉપર પ્રમાણે અર્થ.

कूज् ( १ प० सेट् कूजति ) ૧ પક્ષીએ શબ્દ કરવો. ૨ પક્ષીની પેઠે શબ્દ કરવો. ૩ સમજાય નહિ એવું બોલવું.

कूट् ( १० आ० सेट् कूटयते ) ૧ પ્રમાદ રહિત થવું, નિષ્પ્રમાદી થવું. ૨ આપવું, દેવું. ૩ ન આપવું, આપવાની ના પાડવી. ૪ ફૂટ કરવું, ગૂઢ કરવું, ન સમજાય એવું કરવું. ૫ કપટ

કરવુ ૬ ખોટું ઠરાવવું, ૭ અન્યથા કરવુ, ફેરવી નાખવુ ૮ ગાભરુ કરવુ, મુઝવી દેવુ ૯ અપવાદ મૂકવો, કલક દેવુ ૧૦ સતાડવુ ૧૧ અપ્રસન્ન થવું, નાખુશ થવુ ૧૨ ઉત્સાહ ન ધરવો ૧૩ દુખ દેવુ ૧૪ નાશ કરવો

कूट ( १० उ० सेट कूटयति-ते ) ૧ બળવુ ૨ બાળવુ ૩ સતાપ કરવો ૪ દુખ દેવુ ૫ આમન્ત્રણ આપવુ ૬ બોલાવવુ ૭ ગૂઢ મત્રણા કરવી, મસલત કરવી ૮ સલાહ આપવી ૯ શિખામણ દેવી ૧૦ ઉપદેશ આપવો ૧૧ ઢાકવુ, આચ્છાદાન કરવુ ૧૨ સતાડવુ

कुड् ( ६ प० सेट् कूडति ) ૧ ખાવુ ૨ મજબૂત હોવુ ૩ મજબૂત કરવુ ૪ કઠણ હોવુ ૫ બદ્ધ થવુ, જામી જવુ ૬ પાકુ થવુ

कूण् ( १० उ० सेट् कूणयति-ते ) ૧ સકુચિત હોવુ ૨ સકુચિત કરવુ ૩ આકડુ હોવુ ૪ બોલવુ ૫ મત્રણા કરવી, મસલત ચલાવવી ૬ આમત્રણ આપવું ૭ હસવું ૮ અભિમાની હોવું વિ-ધૃણાથી મુખ ફેરવવુ, મોઢુ મરડવુ

कून् ( १० आ० सेट् कूनयते ) ઉપર પ્રમાણે અર્થ

कूप ( १० उ० सेट कूपयति-ते ) ૧ દુર્બળ હોવુ ૨ દુર્બળ કરવુ

कूल् ( १ प० सेट् कूलति ) ૧ આચ્છાદાન કરવુ, ઢાકવુ ૨ વીંટવુ, લપેટવુ ૩ લીંપવુ ૪ ગુપ્ત ગખવુ, સતાડવુ अनु-૧ અનુકૂલ હોવુ ૨ અનુકૂલ કરવુ प्रति-૧ પ્રતિકૂલ હોવું, વિરુદ્ધ હોવું ૨ પ્રતિકૂલ કરવુ

कृ ( १ उ० अनिट् करोति-कुरुते, करति-ते ) કરવુ अङ्गी-૧ અગીકાર કરવુ, ગ્રહણ કરવું ૨ કબૂલ કરવુ ૩ આશ્રય

લેવો. अधि-૧ જીતવું. ૨ અધિકાર ચલાવવો. ૩ અધિકારી થવું. ૪ અધિકારી નીમવો, અધિકાર આપવો. ૫ સ્થિર કરવું. ૬ વધારે કરવું. ૭ આરંભ કરવો. ૮ શાંતિથી સહન કરવું. ૯ તાકવું, લાગુ પાડવું. अनु-(૫૦×) અનુકરણ કરવું, નકલ કરવી. अप-૧ અપકાર કરવો, બીજાનું અહિત કરવું. ૨ ખરાબ કરવું. अपा-દૂર કરવું, ખસેડવું. अर्ची-૧ પૂજા કરવી. ૨ પ્રશંસા કરવી. ૩ ખુશામત કરવી. अर्थी-૧ યાચના કરવી, માગવું. ૨ પ્રાર્થના કરવી, વિનંતિ કરવી. अलम्-અલંકૃત કરવું, શણગારવું. अव-( आ० अवकुरुते ) તિરસ્કારવું, ધિક્કારવું. आ-૧ બોલાવવું. ૨ વેશપલટો કરવો, વેશ બદલવો. ૩ આકૃતિ કરવી. आत्मी-પોતાને આધીન કરવું, વશ કરવું. आविस्-૧ પ્રગટ કરવું, ઉઘાડું કરવું, ખુલ્લું કરવું ૨ દેખાડવું, બતાવવું. उद्-૧ એકઠું કરવું. ૨ મરણતોલ માર મારવો. ૩ (आ० उत्कुरुते) પારકાના દોષ ખુલ્લા કરવા. उदा-૧ આરંભ કરવો. ૨ હાંકી જવું. ૩ કલંક દેવું. उप-૧ ઉપકાર કરવો, પારકાનુ ભલું કરવું. ૨ ( आ० उपकुरुते ) સેવા કરવી, સેવવું. उप-( *उपस्कृ ) ૧ વિભૂષિત કરવું, શણગારવું. ૨ એકઠું કરવું. ૩ સ્વચ્છ કરવું. ૪ રાંધવું, રસોઈ કરવી. ૫ રસોઈને મશાલાથી સ્વાદિષ્ટ કરવી. ૬ વિકૃત કરવું, પરિવર્તન

× कृ ધાતુની પૂર્વે अनु કે परा ઉપસર્ગ આવે, ત્યારે તે પરસ્મૈપદી થાય છે. જેમકે—अनुकरोति, पराकरोति.

* उप ઉપસર્ગ થકી પર આવેલા कृ ધાતુની આદિમાં, 'વિભૂષિત કરવુ' વગેરે અર્થમાં स् આવે છે.

કરવુ, ફેરફાર કરવો ૭ ઉત્તર આપવો ૮ વાકયનો અધ્યાહાર ગખવો, અર્થને સ્પષ્ટ સમજવા માટે વાકય ઉમેરવુ ૯ ( આ૦ उपस्कुरुते ) વસ્તુમા વધારે ગુણ લાવવા યત્ન કરવો, વસ્તુને સસ્કારિત કરવી उपसम् (उपसस्कृ×) રાધવુ, પકાવવું उपा–આરભ કરવો खली–૧ તિરસ્કાર કરવો ૨ ઉપદ્રવ કરવો ૩ ઠગવુ चमत्–૧ ચમત્કાર કરવો ૨ વિસ્મિત કરવું, આશ્ચર્ય પમાડવુ तिरस्–૧ તિરસ્કાર કરવો, ધિક્કારવુ ૨ અપમાન કરવુ थुत्–૧ થૂકવુ ૨ ધૂત્કારવું, અપમાન સહિત કાઢી મૂકવુ दुर् ( दुष्कृ ) દુષ્કર્મ કરવું, ખરાબ કામ કરવું नि–૧ પરાભવ કરવો, હરાવવું ૨ અપકાર કરવો ૩ નુકસાન કરવુ ૪ પીડવું ૫ ઈજા કરવી निर् ( निष्कृ ) શુદ્ધ કરવું निरा–૧ નિરાકરણ કરવું, નિવેડો લાવવો, વિવાદનો ફેસલો કરવો ૨ નિવારવુ, અટકાવવુ ૩ નિષેધ કરવો, મનાઈ કરવી. ૪ દૂર કરવું, ખસેડવુ ૫ કાઢી મૂકવું ૬ તિરસ્કારવું ૭ નષ્ટ કરવું परा–૧ નિવારવુ, અટકાવવુ ૨ દૂર કરવું, ખસેડવું ૩ નિરાકરણ કરવું, નિવેડો લાવવો ૪ સંવર્તન રાખવું परि (परिष्कृ) ૧ શણગારવું, વિભૂષિત કરવું ૨ સ્વચ્છ કરવું पुरस्–૧ સન્માન કરવું ૨ આગળ કરવું ૩ સ્વીકાર કરવો प्र–૧ આરભ કરવો, શરૂઆત કરવી. ૨ જલદી કરવુ ૩ ભાગ કરવો ૪ કહેવું બોલવું ૫ ( આ૦ प्रकुरुते ) બોલવાની શરૂઆત કરવી ૬ વધારે પડતું બોલવું ૭ વસ્તુનો

---

× कृ ધાતુની પૂર્વે परि કે सम् ઉપસર્ગ આવે, ત્યારે कृ ધાતુની આદિમા स् થાય છે જેમકે—परिष्करोति, संस्करोति

ઉપયોગ કરવો, વહેંચી દેવું. ૮ સેવા કરવી. ૯ સાહસ કરવું, અવિચાર્યું આચરવું. प्रगुणी-તૈયાર કરવું, સજ્જ કરવું. प्रति-૧ પ્રતિકાર કરવો, વિરોધ કરવો, સામું થઈ જવું. ૨ ઉપાય કરવો, ઇલાજ લેવો. ૩ બદલો લેવો, વેર વાળવું. ૪ સ્વીકારવું. प्रत्युप-ઉપકારનો બદલો વાળવો, સામો ઉપકાર કરવો. फित्-પ્રેત યા પિશાચે રાડ પાડવી. फूत्-૧ ફૂંક મારવી. ૨ 'ફૂ ફૂ' અવાજ કરવો. ૩ ડૂસકાં ખાઈ-ખાઇને રડવું. वि-૧ વિકૃત કરવું, રૂપાંતર કરવું, ફેરફાર કરવો. ૨ નાશ કરવો. ૩ સંતાપવું, સંતાપિત કરવું. ૪ બના-વવું. ૫ દિવ્ય સામર્થ્યથી ઉત્પન્ન કરવું. વિકુર્વણા કરવી. ૬ અલંકૃત કરવું, વિભૂષિત કરવું. ૭ શોધવું. ૮ શબ્દ કરવો. विप्र-૧ ઉપદ્રવ કરવો. ૨ પરાભવ કરવો. व्या-૧ બોલવું, કહેવું. ૨ સ્પષ્ટ કરવું, પ્રગટ કરવું. ૩ સમજાવવું. सम् (संस्कृ) ૧ સંસ્કારિત કરવું, સુધારવું, ૨ શણગારવું. ૩ સ્વચ્છ કરવું. सात्मी-૧ સ્વીકાર કરવો, ગ્રહણ કરવું. ૨ અનુમોદન કરવું. ૩ આસક્તિ કરવી. ૪ ઉપભોગ કરવો. [डु]

कृ (५ उ० अनिट् कृणोति, कृणुते) ૧ હણવું. ૨ દુઃખ દેવું.

कृ (९ प० अनिट् कृणाति) ૧ હણવું. ૨ દુઃખ દેવું.

कृञ्ज् (१ आ० सेट् कृञ्जते) ૧ ભૂંજવું. ૨ શેકવું. [उ]

कृड् (६ प० सेट् कुडति) ૧ ખાવું. ૨ ઘટ્ટ હોવું, ઘાડું હોવું. ૩ નક્કર હોવું. ૪ કઠણ હોવું. ૫ ઠાંસીને ભરવું.

कृण्व् (५ प० सेट् कृणोति) ૧ હણવું. ૨ ઇજા કરવી. ૩ દુઃખ દેવું. ૪ દુઃખી હોવું. ૫ કરવું. ૬ જવું. [उ]

कृत (६ प० सेट् कृन्तति) १ છેદવુ, કાપવુ २ કાતરવુ [ते]
कृत् (७ प० सेट् कृणत्ति) १ વીંટવુ, લપેટવુ २ ઘેરવુ [ते]
कृप् (१ आ० वेट् कल्पते) १ રચવુ, બનાવવુ २ શક્તિમાન હોવુ ३ સંપત્તિશાલી હોવુ अव-નિશ્ચય કરવો आ-શણગારવુ प्रति-१ સજાવટ કરવી, શણગારવુ २ તૈયાર કરવુ वि-१ વિકલ્પ કરવો, તર્ક-વિતર્ક કરવો २ સંશય કરવો सम्-१ સંકલ્પ કરવો, મનસૂબો કરવો, ઈરાદો રાખવો २ કલ્પના કરવી, સંભાવના કરવી

कृप् (६ आ० सेट कृपते) કૃપા કરવી, મહેરબાની કરવી
कृप् (१० उ० सेट कल्पयति-ते) १ મેળ-ભેળ કરવુ २ એકઠું કરવુ ३ રચવુ, બનાવવુ ४ સમર્થ હોવુ ५ કલ્પના કરવી ६ રંગવુ ७ ચીતરવુ

कृप (१० उ० सेट् कृपयति-ते) १ દુર્બળ હોવુ २ દુર્બળ કરવુ
कृवि (५ प० सेट कृविणोति) १ હણવુ २ દુ:ખ દેવુ
कृश (४ प० सेट् कृश्यति) १ કૃશ હોવુ, પાતળુ હોવુ २ દુર્બળ હોવુ ३ સૂક્ષ્મ હોવું, ઝીણુ હોવુ ४ પાતળુ કરવુ ५ દુર્બળ કરવુ ६ સૂક્ષ્મ કરવું

कृष् (१ प० अनिट कर्षति) १ ખેડવુ २ ઉખેડવું ३ લીટા કરવા ४ રેખા કાઢવી ५ ખેંચવું ६ વશ કરવુ ७ લાણુ હોવુ ८ લાણુ કરવુ ९ ઉપાડવુ अनु-१ પાછુ ખેંચવુ २ પાછળ ખેંચવું ३ અનુસરવુ ४ આગળના પદ વગેરેને પછીના પદ વગેરે સાથે જોડવુ अप-१ ઓછુ કરવું २ કમી કરવું ३ હલકુ કરવુ ४ સ્રાવ કરવો, વહાવવું ५ ઓછુ થવુ, હાસ થવો ६ પછાડવુ ७ લપસવાથી પડી જવું

चह ( १० उ० सेट् चहयति-ते ) ઉપર પ્રમાણે અર્થ.

चाय् ( १ उ० सेट् चायति–ते ) ૧ પૂજવું. ૨ આદર–સત્કાર કરવો. ૩ જાણવું, સમજવું. ૪ વિચાર કરવો. ૫ જોવું. [ऋ]

चि ( ५ उ० अनिट् चिनोति, चिनुते ) ૧ એકઠું કરવું. ૨ વીણવું. ૩ ખેંચવું. ૪ ચૂણવું, ચીણવું, પક્ષીએ ચાંચ વડે દાણા ખાવા. ૫ શોધવું, તપાસ કરવી. अप–૧ નાશ કરવો. ૨ હ્રાસ કરવો, ઓછું કરવું. अभ्युत्–૧ વધારવું, વૃદ્ધિ કરવી. ૨ વધવું, વૃદ્ધિંગત થવું. उप–૧ પુષ્ટ કરવું. ૨ પુષ્ટ થવું. ૩ વધારવું. ૪ વધવું. ૫ એકઠું કરવું. ૬ સંઘરો કરવો, સંગ્રહ કરવો. उपसम्–૧ પ્રાપ્ત કરવું. ૨ સંઘરો કરવો, સંગ્રહ કરવો. ૩ એકઠું કરવું. नि–૧ વ્યાપ્ત કરવું. ૨ વ્યાપવું. ૩ એકઠું કરવું. निर्–૧ નિશ્ચય કરવો, નિર્ણય કરવો. ૨ ઠરાવ કરવો. ૩ ઠરાવવું. परि–૧ પરિચય કરવો, ઓળખાણ કરવી. ૨ સહવાસ કરવો. ૩ શીખામણ આપવી. वि–૧ શોધવું, ખોળવું. ૨ એકઠું કરવું. ૩ ફૂલ વગેરે ચૂંટવું. ૪ વીણવું. सम्–૧ એકઠું કરવું. ૨ સંઘરો કરવો, સંગ્રહ કરવો. ૩ પુષ્ટ કરવું.

चि ( १ उ० अनिट् चयति–ते ) ઉપર પ્રમાણે અર્થ.

चि ( १० उ० सेट् चययति–ते, चाययति–ते, चापयति–ते ) ઉપર પ્રમાણે અર્થ.

चि ( १ प० अनिट् चयति ) પીડવું, દુઃખ દેવું.

चि ( १ आ० अनिट् चयते ) ૧ ઘૃણા કરવી, તિરસ્કારવું. ૨ વેર વાળવું, બદલો લેવો.

चि ( ३ प० अनिट् चिकेति ) ૧ શોધવું, ખોળવું. ૨ જોવું, દેખવું.

चिक्क् ( १० उ० सेट् चिक्कयति-ते ) १ પીડવુ, દુખ દેવુ ૨ નડવુ ૩ ઈજા કરવી

चिट् ( १ प० सेट् चेटति ) १ સેવક થવુ, તાબેદાર થવુ ૨ સેવક કરવુ ૩ સેવક પેઠે આજ્ઞા કરવી ૪ મોકલવું

चिट् ( १० उ० सेट् चेटयति-ते ) ઉપર પ્રમાણે અર્થ

चित् ( १ प० सेट चेतति ) १ ચિંતન કરવું, વિચારવુ ૨ સભારવુ, યાદ કરવું ૩ ચેતન હોવુ, હાલવા-ચાલવાની શક્તિ હોવી ૪ શુદ્ધિ હોવી ૫ શુદ્ધિ આવવી ૬ જાગવું, જાગૃત થવું ૭ ચેતી જવુ, સાવધાન થવુ ૮ જાણવું ૯ અનુભવવુ, અનુભવ કરવો [ ऐ ]

चित् ( १० आ० सेट् चेतयते ) ઉપર પ્રમાણે અર્થ

चित्र ( १० उ० सेट् चित्रयति-ते ) १ ચિત્ર કાઢવુ, ચિત્ર બનાવવુ ૨ ચીતરવું ૩ ફોટો ખેચવો ૪ અદ્ભુત દેખવુ ૫ આશ્ચર્યપૂર્વક જોવુ ૬ આશ્ચર્ય પામવું ૭ આશ્ચર્ય પમાડવું ૮ ચિત્ર-વિચિત્ર કરવું

चिन्त् ( १ प० सेट् चिन्तति ) १ ચિતવવું, સભારવુ, યાદ કરવુ ૨ વિચારવું [ उ ]

चिन्त् ( १० उ० सेट् चिन्तयति-ते ] ઉપર પ્રમાણે અર્થ

चिरि ( ५ प० सेट् चिरिणोति ) १ દુખ દેવું ૨ ઈજા કરવી ૩ હણવું

चिल ( ६ प० सेट् चिलति ) १ વસ્ત્ર પહેરવું ૨ ઓઢવું ૩ પાથરવુ ૪ આચ્છાદન કરવું, ઢાકવુ ૫ વસવુ, રહેવું

चिल्ल् ( १ प० सेट् चिल्लति ) १ શિથિલ હોવું, ઢીલુ હોવું ૨ શિથિલ કરવું ૩ અભિપ્રાય જણાવવો ૪ કામચેષ્ટા કરવી, સભોગની ઇચ્છાથી શૃંગારયુક્ત ચેષ્ટા કરવી

चिह्न् ( १० उ० सेट् चिह्नयति-ते ) ચિહ્ન કરવું, નિશાની કરવી.

चीक् ( १ प० सेट् चीकति ) ૧ સહન કરવું, વેઠવું. ૨ ક્ષમા કરવી. ૩ સ્પર્શ કરવો, અડકવું. ૪ ઉતાવળું થવું.

चीक् ( १० उ० सेट् चीकयति-ते ) ઉપર પ્રમાણે અર્થ.

चीड् ( १० उ० सेट् चीडयति-ते ) ૧ ચીડવવું, ખીજવવું. ૨ ચીડાવું, ખીજવાવું.

चीब् ( १ प० सेट् चीवति ) ૧ લેવું, ગ્રહણ કરવું. ૨ ઢાંકવું. [ऋ]

चीभ् ( १ आ० सेट् चीभते ) ૧ વખાણવું, પ્રશંસા કરવી. કપટપૂર્વક વખાણવું. [ ऋ ]

चीय् ( १ उ० सेट् चीयति-ते ) ૧ લેવું, ગ્રહણ કરવું. ૨ વસ્ત્રાદિ પહેરવું. ૩ ઢાંકવું. [ ऋ ]

चीव् ( १ उ० सेट् चीवति-ते ) ૧ વસ્ત્ર પહેરવું. ૨ ઓઢવું. ૩ પાથરવું. ૪ ઢાંકવું. ૫ લેવું, ગ્રહણ કરવું. ૬ ઝાલવું, શોભવું. ૭ પકડવું. [ ऋ ]

चीव् ( १ उ० सेट् चीवति-ते ) ઉપર પ્રમાણે અર્થ. [ सौत्र ]

चीव् ( १० उ० सेट् चीवयति-ते ) ૧ શોભવું. ૨ ચળકવું, ચમકવું. ૩ બોલવું.

चुक्क् ( १० उ० सेट् चुक्कयति-ते ) ૧ દુઃખ દેવું. ૨ નડવું, હરકત કરવી. ૩ ઇજા કરવી. ૪ દુઃખી હોવું.

चुक्ष् ( १ प० सेट् चुक्षति ) શુદ્ધ હોવું, સ્વચ્છ હોવું.

चुच्च् ( १ प० सेट् चुच्चति ) ૧ સ્નાન કરવું, નહાવું. ૨ અર્ક કાઢવો. ૩ મથન કરવું. ૪ દુઃખ દેવું.

चुच्य् ( १ प० सेट् चुच्यति ) ૧ સ્નાન કરવું, નહાવું. ૨ દારૂ બનાવવા માટે આથો નાખવો. ૩ અર્ક કાઢવો. ૪ પ્રવાહી વસ્તુને પ્રવાહી વસ્તુ વડે સુગંધી બનાવવી. ૫ મથન કરવું.

६ અવયવ શિથિલ કરવા, કચરવુ ૭ ચપી કરાવવી, શરીર દબાવવું ૮ દુખ દેવુ [ऐ]

चुञ्च् ( १ प० सेट् चुञ्चति ) ૧ સ્નાન કરવુ, નહાવુ ૨ અર્ક કાઢવો ૩ દુખ દેવું [उ]

चुट ( १ प० सेट चोटति ) ૧ થોડુ હોવું ૨ નાનુ હોવુ ૩ કલાહીન હોવું ૪ નિસ્તેજ હોવુ ૫ ઘટવુ, ઓછુ થવુ ૬ હળવુ હોવુ ૭ છીછરુ હોવુ

चुट ( १० उ० सेट् चोटयति-ते ) ૧ ઉપર પ્રમાણે અર્થ ૨ છેદવુ, કાપવુ ૩ ચૂટવુ, તોડવું

चुट् ( ६ प० सेट् चुटति ) ૧ કાપવુ ૨ ચૂટવુ, તોડવુ

चुट्ट् ( १० उ० सेट् चुट्टयति-ते ) ૧ થોડુ હોવુ ૨ નાનુ હોવુ ૩ કલાહીન હોવું ૪ નિસ્તેજ હોવુ ૫ ઘટવુ, ઓછુ થવુ ૬ હળવુ હોવુ ૭ છીછરુ હોવુ ૮ એકઠુ કરવુ

चुड् ( ६ प० सेट चुडति ) ૧ વીંટવું, લપેટવુ ૨ ઢાકવુ ૩ સતાડવુ, છુપાવવું ૪ સતાવું, છુપાવું उत्-ખમી જવું, હઠી જવુ

चुड्ड् ( १ प० सेट् [चुदड्] चुड्डति ) ૧ હાવ-ભાવ કરવો, નખરા કરવા ૨ કામચેષ્ટા કરવી, સભોગની ઈચ્છાથી શૃગારયુક્ત ચેષ્ટા કરવી ૩ ઈશારો કરવો, ઇશારત કરવી ૪ અભિપ્રાય જણાવવો ૫ વર્તવું, આચરવુ

चुड्ड् ( १ प० सेट् [चुड्ड्] चुड्डति ) ઉપર પ્રમાણે અર્થ [सौत्र]

चुण् ( ६ प० सेट् चुणति ) ૧ છેદવુ, કાપવું ૨ ચૂટવુ, તોડવું

चुण्ट् ( १ प० सेट चुण्टति ) ૧ થોડુ હોવું ૨ નાનુ હોવુ ૩ કલાહીન હોવું ૪ નિસ્તેજ હોવુ ૫ ઘટવુ, ઓછુ થવુ

૬ હળવું હોવું. ૭ છીછરું હોવું. ૮ છેદવું, કાપવું. ૯ ચૂંટવું, તોડવું. [ उ ]

चुण्ट् (१० उ० सेट् चुण्टयति-ते) ૧ છેદવું, કાપવું. ૨ તોડવું.

चुण्ठ् ( १ प० सेट् चुण्ठति ) ૧ થોડું હોવું. ૨ નાનું હોવું. ૩ કલાહીન હોવું. ૪ નિસ્તેજ હોવું. ૫ ઘટવું, ઓછું થવું. ૬ હળવું હોવું. ૭ છીછરું હોવું. [ उ ]

चुण्ड् ( १ प० सेट् चुण्डति ) ૧ ઉપર પ્રમાણે અર્થ. ૨ છેદવું, કાપવું. ૩ ચૂંટવું, તોડવું. [ उ ]

चुण्ड् ( १० उ० सेट् चुण्डयति-ते ) ૧ કાપવું. ૨ ચૂંટવું, તોડવું.

चुत् ( १ प० सेट् चोतति ) ૧ ઝરવું, ટપકવું, ચૂવું. ૨ ગળવું. ૩ ખરવું, પડવું. ૪ ભીનું થવું. ૫ ભીનું કરવું. [ ऋ ]

चुद् ( १ उ० सेट् चोदति-ते ) ૧ પ્રવૃત્ત કરવું, કામે લગાડવું. ૨ જલદી કરવું. ૩ જલદી દેવું.

चुद् ( १० उ० सेट् चोदयति-ते ) ૧ પ્રેરવું, પ્રેરણા કરવી. ૨ હાંકવું. ૩ મોકલવું. ૪ આજ્ઞા કરવી, હુકમ કરવો. ૫ પૂછવું, પ્રશ્ન કરવો. ૬ શીખવવું, શિક્ષણ દેવું. ૭ વિચારવું. ૮ કહેવું. प्र-૧ હાંકી મૂકવું, કાઢી મૂકવું. ૨ પ્રેરવું.

चुन्द् ( १ उ० सेट् चुन्दति-ते ) ૧ જોવું, દેખવું. ૨ તીક્ષ્ણ કરવું, ધાર કાઢવી. ૩ અણીદાર કરવું, અણી કાઢવી. ૪ છોલવું. ૫ ઘસવું. [ उ ]

चुप् ( १ प० सेट् चोपति ) ૧ ધીમે ધીમે ચાલવું. ૨ હળવે હળવે ચાલવું, હલકે પગે ચાલવું.

चुम्ब् ( १ प० सेट् चुम्बति ) ચુંબન કરવું. [ उ ]

चुम्ब् ( १० उ० सेट् चुम्बयति-ते ) ૧ હણવું. ૨ ચુંબન કરવું.

चुर् ( १ प० सेट् चोरति ) १ ચોરવુ, ચોરી કરવી २ બળવું, મળગવુ ३ બાળવું

चुर् ( ४ आ० सेट् चूर्यते ) १ બળવુ २ બાળવુ [ ते ]

चुर ( १० उ० सेट् चोरयति-ते ) ચોરવુ, ચોરી કરવી

चुरण ( ११ प० सेट चुरण्यति ) १ ચોરવુ, ચોરી કરવી २ માનવુ ३ જાણવુ, સમજવું

चुल् ( १ प० सेट् चोलति ) १ વસ્ત્રાદિ પહેરવુ २ ઓઢવુ ३ પાથરવુ ४ ઢાંકવું ५ વીંટવું, લપેટવું

चुल् ( १० उ० सेट् चोलयति-ते ) १ સ્નાન કરવુ, નહાવું २ ડૂબકી મારવી ३ ડબવું, ડૂબી જવું ४ ડૂબાડવુ ५ ભીંજવવુ, પલાળવું ६ ઉન્નત થવુ, ઊંચુ થવું ७ ઊંચુ કરવુ ८ ઊઠવુ, ઊભુ થવું ९ ઉપાડવું, ઊંચકવું १० વધવુ, વૃદ્ધિગત થવુ ११ વધારવું

चुलुम्प् ( १ प० सेट् चुलुम्पति ) १ નષ્ટ કરવુ २ નાશ થવો ३ કાપવું ४ ડોલવું, કંપવુ ५ ઝૂલવું, હીંચકવું ६ અદૃશ્ય થવું, અંતર્ધાન થવું ७ સંતાવું, છૂપાઈ જવું ८ લાડ લડાવવા ન્ન્-ઝૂલવું, હીંચકવું

चुल्ल् ( १ प० सेट् चुल्लति ) १ કામચેષ્ટા કરવી, સંભોગની ઇચ્છાથી શૃંગારયુક્ત ચેષ્ટા કરવી २ હાવભાવ કરવો, નખરા કરવા ३ અભિપ્રાય પ્રગટ કરવો, અભિપ્રાય જણાવવો ४ ઇશારો કરવો, ઈશારત કરવી

चूण ( १० उ० सेट् चूणयति-ते ) १ સંકુચિત થવું २ સંકુચિત કરવું ३ સંકેલવું ४ આકર્ષણ કરવુ, ખેંચવું

चूर् ( ४ आ० सेट् चूर्यते ) १ બળવું, સળગવું २ બાળવું [ ते ]

चूर्ण् (१० उ० सेट् चूर्णयति-त्ते) ૧ ચૂરો કરવો, ભૂકો કરવો. ૨ ચૂર્ણ કરવું. ૩ દળવું, લોટ કરવો. ૪ પીસવું, વાટવું. ૫ દબાવવું. ૬ સંકુચિત કરવું. ૭ સંકેલવું. ૮ ખેંચવું. ૯ પ્રેરવું, પ્રેરણા કરવી.

चूष् (१ प० सेट् चूषति) ૧ ચૂસવું. ૨ સત્ત્વહીન કરવું.

चृत् (६ प० सेट् चृतति, चृन्तति) ૧ હણવું. ૨ માર મારવો. ૩ દુઃખ દેવું. ૪ ગૂંથવું. ૫ એકત્ર કરીને બાંધવું. [ऐ]

चृत् (१ प० सेट् चर्तति) ૧ સળગવું. ૨ સળગાવવું. ૩ પ્રકાશવાળું કરવું, ૪ પ્રગટ કરવું.

चृत् (१० उ० सेट् चर्तयति-ते) ઉપર પ્રમાણે અર્થ.

चृप् (१ प० सेट् चर्पति) ૧ ચકચકિત કરવું. ૨ સળગાવવું. ૩ સળગવું. ૪ પ્રકાશવાળું કરવું. ૫ પ્રગટ કરવું.

चृप् (१० उ० सेट् चर्पयति-त्ते) ઉપર પ્રમાણે અર્થ.

चॄ (१ प० सेट् चरति) ૧ ચરવું, ચારો કરવો. ૨ ખાવું. ૩ જવું. ૪ આચરવું, કરવું.

चेद् (१ उ० सेट् चेदति-ते) ૧ જાણવું, સમજવું. ૨ વિચારવું. ૩ દેખવું, જોવું. [ऊ, ऋ]

चेल् (१ प० सेट् चेलति) ૧ હાલવું, કંપવું. ૨ ચંચળ થવું, અસ્થિર થવું. ૩ જવું. ૪ ગર્વ કરવો. [ऋ]

चेल्ल् (१ प० सेट् चेल्लति) ઉપર પ્રમાણે અર્થ.

चेष्ट् (१ आ० सेट् चेष्टते) ૧ ચેષ્ટા કરવી, ચાળા કરવા. ૨ પ્રયત્ન કરવો, ઉદ્યમ કરવો. ૩ ઇચ્છવું.

च्यु (१ आ० अनिट् च्यवते) ૧ ઝરવું, ટપકવું. ૨ ખરવું. ૩ પડવું, પડી જવું. ૪ જવું. ૫ ભટકવું. ૬ જન્માંતર લેવો, એક જન્મમાંથી મરીને બીજા જન્મમાં જવું.

च्यु ( १० उ० सेट् च्यावयति-ते ) ૧ સહન કરવુ, ખમવું, વેઠવું ૨ ક્ષમા કરવી ૩ હમવુ

च्युत ( १ प० सेट च्योतति ) ૧ છાટવુ, છટકોરવુ ૨ સિંચવું, ભીંજવવુ ૩ ઝરવુ, ટપકવુ ૪ ગળવુ ૫ ખરવુ ૬ સરકવુ, ખસવુ ૭ પડવુ, પડી જવુ [ ऋ ]

च्युस् ( १० उ० सेट च्योसयति-ते ) ૧ સહન કરવુ, ખમવુ, વેઠવું ૨ ક્ષમા કરવી ૩ હમવું ૪ હીન થવું, ઊતરતુ થવુ ૫ મુક્ત કરવુ, છોડી દેવુ ૬ હણવુ ૭ દુ ખ દેવુ

छद् ( १ उ० सेट् छदति-ते ) ૧ ઢાકવુ, આચ્છાદન કરવુ ૨ ઓઢાડવું ૩ પાથરવુ ૪ છૂપાવવુ, સતાડવુ ૫ બધ કરવું ૬ બળ કરવુ, જોર કરવુ ૭ બલવાન હોવુ ૮ બલવાન કરવુ ૯ પુષ્ટ કરવુ ૧૦ મજબૂત કરવુ ૧૧ જીવવું, જીવતુ હોવુ ૧૨ રક્ષણ કરવુ, બચાવવું આ-ઢાકવુ उत्-ઉઘાડવું, ઉઘાડુ કરવુ

छद् ( १० उ० सेट् छादयति-ते ) ૧ ઢાકવુ, આચ્છાદન કરવું ૨ ઓઢાડવુ ૩ પાથરવું ૪ છૂપાવવુ, સતાડવુ ૫ બધ કરવુ ૬ બચાવવુ, રક્ષણ કરવુ આ-ઢાકવુ उत्-ઉઘાડવુ

छद ( १० उ० सेट् छन्यति-ते ) ઉપર પ્રમાણે અર્થ

छद्म् ( १ प० सेट छद्मति ) ૧ કપટથી જવુ ૨ કપટ કરવુ

छन्द् ( १ प० सेट् छन्दति ) ૧ ઢાકવુ, આચ્છાદન કરવુ ૨ પાથરવુ ૩ છૂપાવવુ, સતાડવુ ૪ લપેટવુ ૫ ઈચ્છવુ, ચાહવુ ૬ સમતિ આપવી ૭ નિમત્રવુ દેવુ ૮ બળ કરવુ ૯ બલવાન હોવુ ૧૦ બલવાન કરવુ [ उ ]

छन्द् ( १० उ० सेट् छन्दयति-ते ) ઉપર પ્રમાણે અર્થ

छम् ( १ प० सेट् छमति ) ખાવું, જમવું [ ऊ ]

छम्प् ( १ प० सेट् छम्पति ) ૧ જવું. ૨ સ્થલાંતર કરવું. [चु]
छम्प् ( १० उ० सेट् छम्पयति–ते ) ૧ જવું. ૨ સ્થલાંતર કરવું.
छर्द् ( १० उ० सेट् छर्दयति–ते ) ૧ વમન થવું, ઊલટી થવી. ૨ વમન કરવું. ૩ ત્યાગ કરવો, છોડી દેવું. ૪ પાડવું, પાડી દેવું.
छष् ( १ उ० सेट् छषति–ते ) હણવું, મારી નાખવું.
छष् ( १० उ० सेट् छाषयति–ते ) હણવું, મારી નાખવું.
छिद् ( ७ उ० अनिट् छिनत्ति, छिन्त्ते ) ૧ છેદવું, કાપવું. ૨ ભાંગવું. ૩ તોડવું. ૪ છોલવું. ૫ ખંડિત કરવું. ૬ વિચ્છેદ કરવો, નષ્ટ કરવું. अप–ખેંચીને કાપવું. अव–વિભાગ કરવા. आ–ઝૂંટવી લેવું, ખૂંચવી લેવું. ૨ બલાત્કારે ઉપાડી જવું. ૩ છેદવું, કાપવું. ૪ નષ્ટ કરવું. उत्–૧ ઉખેડી નાખવું. ૨ છેદવું, કાપવું. ૩ નષ્ટ કરવું. ૪ હણવું. परि–૧ અમુક પ્રમાણમાં વિભાગ કરવા, ભાગ પાડવા. ૨ નિશ્ચય કરવો, નિર્ણય કરવો. ૩ કાપી નાખવું. वि–૧ વિનાશ કરવો. ૨ વિભાગ કરવા. ૩ ભેદવું, કાપવું. व्यव–૧ દૂર કરવું, છોડી દેવું. ૨ અલગ કરવું, જુદું પાડવું. व्युत्–૧ ભાંગવું, ખંડિત કરવું. ૨ તોડવું. ૩ વિનાશ કરવો. ૪ પરિત્યાગ કરવો, છોડી દેવું. समुत्–૧ ઉચ્છેદ પામવો, અંત પામવો, વિનાશ થવો. ૨ વિનાશ કરવો. ૩ દૂર કરવું, છોડી દેવું. ૪ ઉખેડી નાખવું. ૫ છેદવું, કાપવું. ૬ હણવું. [ ऋद ]
छिद् ( १० उ० सेट् छेदयति–ते ) ઉપર પ્રમાણે અર્થ.
छिद्र ( १० उ० सेट् छिद्रयति–ते, छिद्रापयति–ते ) ૧ કાણું પાડવું, છિદ્ર કરવું. ૨ બાકું કરવું, બાકોરું કરવું. ૩ બખોલ કરવી. ૪ નાક–કાન વીંધાવવા.

छुट् ( ६ प० सेट् छुटति ) ૧ છૂટવુ, બન્ધનમુક્ત થવુ ૨ છેદવુ, કાપવુ ૩ ચૂટવુ, તોડવુ ૪ ઢાકવુ, આચ્છાદન કરવુ

छुट् ( १० उ० सेट् छोटयति-ते ) ૧ છોડવુ, બધનમુક્ત કરવુ ૨ છેદવુ, કાપવુ ૩ ચૂટવું, તોડવુ ૪ ઢાકવુ, આચ્છાદન કરવુ આ-૧ પટકવું, પછાડવુ ૨ ચૂટવવુ, ખૂચવી લેવુ ૩ સિચવું, પલાળવુ, ભીંજવવું ૪ છાટવુ, છટકોરવુ નિર્-૧ બહાર કાઢી મૂકવા માટે ધમકાવવુ ૨ તિરસ્કાર કરવો ૩ છોડાવવું

छुड् ( १ प० सेट् छोडति ) ૧ ઢાકવું ૨ ઓઢાડવું ૩ પાથરવું

छुड् ( ६ प० सेट् छुडति ) ૧ ઢાકવું ૨ ઓઢાડવું ૩ પાથરવુ

छुण्ट् ( १ प० सेट छुण्टति ) ૧ કાપવુ ૨ ચૂટવુ, તોડવુ [छु]

छुण्ट् ( १० उ० सेट् छुण्टयति-ते ) ૧ કાપવુ ૨ ચૂટવુ, તોડવું

छुप् ( ६ प० अनिट् छुपति ) સ્પર્શ કરવો, અડકવુ

छुर् ( १ प० सेट् छोरति ) ૧ છેદવુ, કાપવુ ૨ તોડવુ ૩ વિલેપન કરવું ૪ લીંપવું ૫ વ્યાપ્ત કરવું

छुर् ( ६ प० सेट् छुरति ) ઉપર પ્રમાણે અર્થ

छृद् ( १ प० सेट् छर्दति ) ૧ સળગાવવું, પ્રજ્વલિત કરવું ૨ સળગવું ૩ બાળવું ૪ બળવું ૫ ઉત્તેજિત કરવુ ૬ દીપાવવું, શોભાવવું ૭ શોભવુ ૮ પ્રકાશિત થવું ૯ પ્રકાશિત કરવું ૧૦ પ્રગટ કરવુ

छृद् ( १० उ० सेट् छर्दयति-ते ) ઉપર પ્રમાણે અર્થ

छृद् ( ७ उ० सेट छृणत्ति, छृन्ते ) ૧ શોભવુ ૨ ચળકવુ, ચમકવું ૩ પ્રકાશિત થવુ ૪ પ્રગટ થવું ૫ વમન કરવું ૬ રમવું, ખેલવું [छ, छृ]

छृप् ( १ प० सेट् छर्पति ) ૧ માગવું, યાચવું. ૨ શબ્દ કરવો. ૩ સળગાવવું, પ્રજ્વલિત કરવું. ૪ સળગવું. ૫ બાળવું. ૬ ઉત્તેજિત કરવું. ૭ દીપાવવું, શોભાવવું. ૮ શોભવું. ૯ પ્રકાશિત થવું. ૧૦ પ્રકાશિત કરવું. ૧૧ પ્રગટ કરવું.

छृप् ( १० उ० सेट् छर्पयति-ते ) ઉપર પ્રમાણે અર્થ.

छेद ( १० उ० सेट् छेदयति-ते ) ૧ છેદવું, કાપવું. ૨ ટુકડા કરવા, કકડા કરવા. ૩ તોડવું. ૪ છોલવું. ૫ ખંડિત કરવું. ૬ વિચ્છેદ કરવો, નાશ કરવો.

छो ( ४ प० अनिट् छ्यति ) ઉપર પ્રમાણે અર્થ.

छ्यु ( १ उ० अनिट् छ्यवति-ते ) જવું, ચાલવું.

छ्यु ( ४ आ० अनिट् छ्युयते ) જવું, ચાલવું.

जंस् ( १ प० सेट् जसति ) ૧ રક્ષણ કરવું, બચાવવું. ૨ રાખવું, મૂકવું. ૩ મુક્ત કરવું, છોડી દેવું. [ उ ]

जंस् ( १० उ० सेट् जंसयति-ते ) ઉપર પ્રમાણે અર્થ.

जक्ष् ( २ प० सेट् जक्षिति ) ૧ ખાવું. ૨ હસવું.

जङ्क्ष् ( १ आ० सेट् जङ्क्षते ) ૧ દેવું, આપવું. ૨ જવું. ૩ જોવું, દેખવું. [ उ ]

जज् ( १ प० सेट् जजति ) ૧ લડવું, યુદ્ધ કરવું. ૨ ઝૂઝવું. ૩ મારામારી કરવી.

जञ्झ् ( १ प० सेट् जञ्झति ) શબ્દ કરવો.

जञ्ज् ( १ प० सेट् जञ्जति ) ૧ લડવું, યુદ્ધ કરવું. ૨ ઝુઝવું. ૩ મારામારી કરવી. [ उ ]

जट् ( १ प० सेट् जटति ) ૧ એકઠું કરવું. ૨ ગૂંથવું. ૩ એકઠું થવું. ૪ જટાની પેઠે ગૂંચળાવાળું-ગૂંચવાયલું હોવું.

૫ અવ્યવસ્થિત લાબા વાળ હોવા ૬ જટાધારી હોવુ ૭ વાળ ગૂથવા

जह ( १ प० सेट् जहति ) ઉપર પ્રમાણે અર્થ

जन् ( ४ आ० सेट् जायते ) ૧ જન્મવુ, જન્મ થવો ૨ ઉત્પન્ન થવુ ૩ જન્માવવુ, જન્મ આપવો ૪ ઉત્પન્ન કરવુ [ ऐ ]

जन् ( ३ प० सेट् जजन्ति ) ઉપર પ્રમાણે અર્થ

जप् ( १ प० सेट जपति ) ૧ બોલવુ, કહેવુ ૨ જપવુ, જાપ કરવો ૩ ઇષ્ટદેવના નામનુ મનમા વારવાર સ્મરણ કરવુ ૪ કોઈ ન સાભળે એવું મનમા જ બોલવુ ૫ ધીમે સાદે બોલવુ ૬ પુન પુન મન્ત્રોચ્ચાર કરવો परि–૧ બોલબોલ કરવું, બકવાદ કરવો ૨ જાપ કરવો

जभ् ( १ प० सेट् जम्भति ) સભોગ કરવો, મૈથુન સેવવુ

जभ् ( १ आ० जम्भते, जभते ) ૧ બગાસુ ખાવુ ૨ આળસ મરડવી ૩ ફિક્કા ચહેરાવાળુ હોવુ ૪ મ્લાન થવું, કરમાવુ [ ऐ ]

जम् ( १ प० सेट् जमति ) જમવુ, ખાવુ [ ऊ ]

जम्भ् ( १ आ० सेट जम्भते ) ૧ બગાસુ ખાવું ૨ આળસ મરડવી ૩ ફિક્કા ચહેરાવાળુ હોવુ ૪ મ્લાન થવું, કરમાવુ [ उ ]

जम्भ् ( १ प० सेट् जम्भति ) નાશ કરવો, નષ્ટ કરવુ [ उ ]

जम्भ् ( १० उ० सेट् जम्भयति–ते ) ઉપર પ્રમાણે અર્થ

जर् ( ६ प० सेट् जचति ) ૧ ઠપકા દેવો ૨ ઠપકો આપવુ ૩ નિંદવુ ૪ તિરસ્કારવુ ૫ ડરાવવુ ૬ બોલવુ, કહેવુ

जज् ( ६ प० सेट् जच्छति ) ઉપર પ્રમાણે અર્થ

जर्ज् ( ६ प० सेट् जर्जति ) ૧ ઠપકો દેવો. ૨ નિંદવું, નિંદા કરવી. ૩ કલંક આપવું. ૪ તિરસ્કારવું, ધિક્કારવું. ૫ ડરાવવું. ૬ બોલવું, કહેવું. ૭ હણવું. ૮ ઈજા કરવી. ૯ દુઃખ દેવું.

जर्झ् ( ६ प० सेट् जर्झति ) ઉપર પ્રમાણે અર્થ.

जर्त्स् ( ६ प० सेट् जर्त्सति ) ૧ રક્ષણ કરવું, બચાવવું. ૨ રાખવું, મૂકવું. ૩ બોલવું, કહેવું. ૪ ઠપકો દેવો. ૫ તિરસ્કારવું. ૬ નિંદવું. ૭ દુઃખ દેવું. ૮ હણવું.

जल् ( १ प० सेट् जलति ) ૧ જડ હોવું. ૨ જડપણું પામવું. ૩ તેજસ્વી હોવું. ૪ તેજસ્વી કરવું. ૫ તીક્ષ્ણ હોવું, ધારવાળું હોવું. ૬ તીક્ષ્ણ કરવું. ૭ ધનવંત હોવું. ૮ જીવનને ઉપયોગી કાર્ય કરવું.

जल् ( १० उ० सेट् जालयति-ते ) ૧ ઢાંકવું. ૨ વીંટવું, લપેટવું. ૩ આડ કરવી, આડે-વચ્ચે કાંઈક મૂકવું. ૪ વાડ કરવી. ૫ વારવું, મનાઈ કરવી. ૬ રોકવું, અટકાવવું.

जल्प् ( १ प० सेट् जल्पति ) ૧ બોલવું, કહેવું. ૨ બબડવું, બકવાદ કરવો. प्रति-૧ ઉત્તર આપવો. ૨ સામું બોલવું.

जप् ( १ प० सेट् जपति ) ૧ હણવું. ૨ દુઃખ દેવું.

जस् ( ४ प० सेट् जस्यति ) ૧ મુક્ત કરવું, છોડવું. ૨ હણવું. ૩ માર મારવો. ૪ દુઃખ દેવું. [ क्रु ]

जस् ( १० उ० सेट् जासयति-ते ) ૧ હણવું. ૨ માર મારવો. ૩ દુઃખ દેવું. ૪ જવું. ૫ ઉપેક્ષા કરવી. ૬ તિરસ્કારવું. ૭ અપમાન કરવું, અનાદર કરવો.

जस् ( १ प० सेट् जसति ) ઉપર પ્રમાણે અર્થ.

जागृ ( २ प० सेट् जागर्त्ति ) ૧ જાગવું, નિદ્રા ન લેવી. ૨ ઊંઘ-

માથી ઊઠવુ, નિદ્રાનો ત્યાગ કરવો ૩ સચેત થવુ, સાવધાન થવું उद्-૧ ઉજાગરો કરવો, જાગરણ કરવુ ૨ જાગવુ प्रति-૧ સભાળવુ, સભાળ લેવી ૨ સેવા-ભક્તિ કરવી ૩ ગવેષણા કરવી, શોધવુ, તપાસ કરવી

जि ( १ प० अनिट् जयति ) ૧ જીતવું, પરાભવ કરવો, હરાવવુ ૨ વશ કરવુ ૩ કાબૂમા રાખવુ ૪ જયવત હોવુ, સર્વથી ઉત્કર્ષયુક્ત હોવુ, આબાદ હોવુ *परा-( आ० पराजयते ) ૧ હારવુ, હારી જવુ, પરાજય પામવો ૨ હરાવવુ, પરાજય કરવો, જીતવુ ૩ પરાક્રમ કરીને જીતવુ वि-( आ० विजयते ) ૧ વિજય પામવો, ફત્તેહ મેળવવી ૨ વશ કરવું ૩ કાબૂમા ગણવું ૪ વિજયવત હોવુ, સર્વથી ઉત્કર્ષયુક્ત હોવું, આબાદ હોવુ

जिन्व ( १ प० सेट् जिन्वति ) ૧ આનદ પમાડવો, ખુશી કરવુ ૨ ખુશી થવુ ૩ તૃપ્ત થવુ, ધરાવુ ૪ તૃપ્ત કરવુ ૫ મુક્ત કરવું, છોડી દેવું [ उ ]

जिम् ( १ प० सेट् जेमति ) જમવુ, ખાવું [ ऊ ]

जिरि ( ५ प० सेट जिरिणोति) ૧ હણવુ ૨ ઇજા કરવી, જખમી કરવું ૩ માર મારવો ૪ દુખ દેવુ

जिवि ( ५ प० सेट् जिविनोति ) ૧ શોધવુ, ખોળવું, તપાસ કરવી ૨ હણવું ૩ ઇજા કરવી ૪ માર મારવો ૫ દુખ દેવું

जिप् ( १ प० सेट् जेपति ) ૧ ભીંજવવું, પલાળવું ૨ છાટવું, છટકોરવુ ૩ સેવવુ, સેવા કરવી [ ऊ ]

* परा અને वि ઉપસર્ગ પછી પર जि ધાતુ આવે ત્યારે તેને આત્મનેપદના પ્રત્યય લાગે છે

जीव् ( १ प० सेट् जीवति ) જીવવું. अनु-આશ્રિત હોવું, આશ્રય લેવો. आ-ગુજરાન માટે રળવું, નિર્વાહ માટે કમાવું. उप-१ કુટુંબાદિના નિર્વાહ માટે પરાધીન થવું. ૨ નોકરી કરવી. ૩ આશ્રય લેવો, આશ્રિત થવું. प्र-સુખપૂર્વક જીવન વીતાવવું, સુખી હોવું. प्रत्युद्-મરણાવસ્થામાંથી બચી જવું, પુનર્જીવન મેળવવું. सम्-સુખપૂર્વક જીવન વીતાવવું.

जु ( १ आ० अनिट् जवते ) ૧ જવું, ચાલવું. ૨ વેગ કરવો, ઉતાવળું ચાલવું. ૩ હાલવું, કંપવું. ૪ ઉતાવળ કરવી.

जु ( १ प० अनिट् जवति ) ૧ ઉપર પ્રમાણે અર્થ. ૨ પાપ કરવું.

जुङ्ग् ( १ प० सेट् जुङ्गति ) ૧ પરિત્યાગ કરવો, છોડી દેવું. ૨ કાઢી મૂકવું. ૩ બાદ કરવું, કમ કરવું. ૪ સંઘ, મહાજન, જ્ઞાતિ કે કુટુંબાદિએ બહિષ્કાર કરવો. [ उ ]

जुञ्च् ( १ प० सेट् जुञ्चति ) ૧ બોલવું, કહેવું. ૨ સ્પષ્ટ કરવું, પ્રકાશિત કરવું, ખુલ્લું કરવું. [ उ ]

जुञ्च् ( १० उ० सेट् जुञ्चयति-ते ) ઉપર પ્રમાણે અર્થ.

जुड् ( ६ प० सेट् जुडति ) ૧ બાંધવું, જકડવું. ૨ જૂડો કરવો, ઘણી વસ્તુઓને એકઠી કરી બાંધવી. ૩ જોડવું, જુદી-જુદી વસ્તુઓને ભેગી કરવી. ૪ જવું, ગમન કરવું.

जुड् ( १० उ० सेट् जोडयति-ते, जोलयति-ते ) ૧ ચૂરો કરવો, ભૂકો કરવો. ૨ ચૂર્ણ કરવું. ૩ દળવું, લોટ કરવો. ૪ પીસવું, વાટવું. ૫ દબાવવું. ૬ ખેંચવું. ૭ સંકુચિત કરવું. ૮ પ્રેરવું, પ્રેરણા કરવી. ૯ મોકલવું. ૧૦ જોડવું, સંયુક્ત કરવું.

जुण्ड् ( १ प० सेट् जुण्डति ) ઉપર પ્રમાણે અર્થ. [ उ ]

जुण्ड् ( १० उ० सेट् जुण्डयति-ते ) ઉપર પ્રમાણે અર્થ.

जुत् ( १ प० सेट् जोतति ) ૧ શોભવુ ૨ ચળકવુ, ચમકવુ [ऋ]
जुत् ( १ आ० सेट् जोतते ) ૧ શોભવુ ૨ ચળકવુ ચમકવુ [ऋ]
जुत ( ६ प० सेट जुतति ) ૧ જવુ ૨ હાલવુ, કપવુ
जुन् ( ६ प० सेट् जुनति ) ૧ જવુ ૨ હાલવુ, કપવુ
जुर्व् ( १ प० सेट् जूर्वति ) ૧ હણુવુ ૨ ઈજા કરવી, ઘાયલ કરવુ ૩ માર મારવો ૪ દુ ખ દેવુ [ऐ]
जुल् ( १० उ० सेट् जोलयति-ते ) ૧ ચુરો કરવો, ભૂકો કરવો ૨ ચૂર્ણ કરવુ ૩ દળવુ, લોટ કરવો ૪ પીસવુ, વાટવુ ૫ દબાવવુ ૬ ખેચવુ ७ સ કુચિત કરવુ
जुष् ( १ प० सेट् जोषति ) કલ્પના કરવી, સભાવના કરવી, અનુમાન કરવુ ૨ વિચારવુ, વિચાર કરવો ૩ મનન કરવુ ૪ પ્રેમ કરવો ૫ ચાહવુ ૬ ખુશી થવુ ७ ખુશી કરવુ ૮ તૃપ્ત થવુ, ધરાવુ ૯ તૃપ્ત કરવુ ૧૦ ક્ષીણુ કરવુ, હ્રાસ કરવો ૧૧ નષ્ટ કરવુ ૧૨ હણુવુ ૧૩ ઈજા કરવી ૧૪ માર મારવો ૧૫ દુ ખ દેવુ
जुष् ( १० उ० सेट् जोषयति-ते ) ઉપર પ્રમાણે અર્થ
जुष् ( ६ आ० सेट जुषते ) ૧ સેવવુ, સેવા કરવી ૨ સારવાર કરવી ૩ પ્રેમ કરવો ૪ ચાહવુ ૫ ખુશી થવુ ૬ ખુશી કરવુ [ऐ]
जू ( १ प० सेट् जवति ) ૧ જવુ, ચાલવું ૨ વેગ કરવો, ઉતાવળુ ચાલવુ ૩ હાલવુ, કપવુ ૩ ઉતાવળ કરવી
जूर् ( ४ आ० सेट् जूयते ) ૧ જીર્ણ થવુ, ઘસાઇ જવુ ૨ વૃદ્ધ થવુ, ઘરડુ થવું ૩ જૂનુ થવુ ૪ ઝૂરવુ, તલસવુ ૫ કલ્પાત કરવો ૬ ગુસ્સો કરવો ७ હણુવુ ૮ દુ ખ દેવું [गे]

जूष् (१ उ० सेट् जूषति-ते) ૧ ક્ષીણ કરવું, હ્રાસ કરવો. ૨ નષ્ટ કરવું. ૩ હણવું. ૪ માર મારવો. ૫ દુઃખ દેવું.
जॄ (१ प० अनिट् जरति) ૧ નાનું હોવું, ટૂંકું હોવું. ૨ નાનું કરવું. ૩ થોડું હોવું. ૪ થોડું કરવું. ૫ જીતવું, પરાભવ કરવો. ૬ તિરસ્કારવું.

जृभ् (१ आ० सेट् जर्भते) ૧ બગાસું ખાવું. ૨ આળસ મરડવી.
जृम्भ् (१ आ० सेट् जृम्भते) બગાસું ખાવું. ૨ આળસ મરડવી. ૩ ફિક્કા ચહેરાવાળું હોવું. ૪ મ્લાન થવું, કરમાવું. उद्-૧ વિકસિત થવું, વિકાસ પામવો. ૨ વિકસિત કરવું. ૩ જોરથી બગાસું ખાવું. वि-૧ વિકસિત થવું, વિકસવું. ૨ વિકસિત કરવું. ૩ ઉત્પન્ન થવું. ૪ ઉત્પન્ન કરવું. ૫ બગાસું ખાવું. समुद्-૧ યત્ન કરવો. ૨ સાધવું, સિદ્ધ કરવું. ૩ વિકસવું. ૪ વિકસાવવું. ૫ બગાસું ખાવું. [ उ ]
जॄ (१ प० सेट् जरति) ૧ જીર્ણ થવું, ઘસાઈ જવું. ૨ વૃદ્ધ થવું, ઘરડું થવું. ૩ જૂનું થવું. निर् ૧ ક્ષીણ કરવું, હ્રાસ કરવો. ૨ ક્ષીણ થવું, હ્રાસ થવો. ૩ નષ્ટ કરવું. ૪ નાશ થવો. ૫ નિર્જરા કરવી, કર્મના પુદ્ગલોને આત્માથી અલગ કરવા.

जॄ (४ प० सेट् जीर्यति) ઉપર પ્રમાણે અર્થ.
जॄ (९ प० सेट् जृणाति) ઉપર પ્રમાણે અર્થ.
जॄ (१० उ० सेट् जारयति-ते) ઉપર પ્રમાણે અર્થ.
जेष् (१ आ० सेट् जेषते) ૧ જવું. ૨ હાલવું, કંપવું. ( ऋ )
जेह् (१ आ० सेट् जेहते) ૧ પ્રયત્ન કરવો, પ્રયાસ કરવો. ૨ મહેનત કરવી. ૩ જવું. ૪ હાલવું, કંપવું. [ ऋ ]

जै ( १ प० अनिट् जायति ) ૧ ઘસાવું, હ્રાસ થવો ૨ મ્લાન થવું, કરમાવુ ૩ સૂકાવુ ૪ પડતી દશાને પામવુ ૫ નષ્ટ થવુ

ज्ञप् ( १० उ० सेट् ज्ञपयति-ते ) ૧ જણાવવુ ૨ જાણવું ૩ સમજાવવુ ૪ સમજવુ ૫ શીખવવુ ૬ દેખાડવુ ૭ દેખવુ, જોવુ ૮ સતુષ્ટ કરવુ, પ્રસન્ન કરવુ ૯ પ્રશંસા કરવી, વખાણવુ ૧૦ વિનતિ કરવી, પ્રાર્થના કરવી ૧૧ તીક્ષ્ણ કરવુ, ધાર વાળુ કરવુ, ધાર કાઢવી ૧૨ પ્રેરવું, પ્રેરણા કરવી ૧૩ હણવુ ૧૪ માર મારવો आ-૧ આજ્ઞા કરવી, ફરમાવવુ ૨ સતુષ્ટ કરવુ, પ્રસન્ન કરવુ प्र-તીક્ષ્ણ કરવુ, ધાર કાઢવી प्रति- ૧ કહેવુ ૨ જણાવવુ वि-૧ વિનતિ કરવી, પ્રાર્થના કરવી ૨ સતુષ્ટ કરવુ ૩ વિદિત કરવુ, જણાવવુ ૪ કહેવુ सम्- ૧ હણવું, મારી નાખવુ ૨ માર મારવો

ज्ञा ( ९ प० अनिट् जानाति ) ૧ જાણવુ ૨ સમજવુ ૩ ઓળખવુ अनु-૧ અનુમતિ આપવી, પરવાનગી દેવી, સમ્મત થવુ ૨ કબૂલ કરવુ, માન્ય કરવુ ૩ અનુમોદના કરવી, સહાનુભૂતિપૂર્વક સતુષ્ટ થવુ ૪ આજ્ઞા કરવી, હુકમ કરવો अप-૧ ન જાણવુ ૨ ના પાડવી अप-( आ० अपजानीते ) ૧ છુપાવવુ, સતાડવુ ૨ ઓળવવુ, સત્ય હકીકત ઉડાવી દેવી अभि-૧ ઓળખવુ, પિછાણવુ ૨ સારી રીતે જાણવુ अभ्यनु-૧ સમ્મતિ આપવી ૨ માન્ય કરવુ, કબૂલ કરવુ ૩ અનુમોદના કરવી ૪ આજ્ઞા કરવી अव-૧ અપમાન કરવુ ૨ ધિક્કારવુ ૩ હલકા સ્વરૂપે જાણવુ, ઊતરતી કોટિનુ માનવુ ૪ અવગણના કરવી, ન ગણકારવુ, ન માનવુ आ-૧ આજ્ઞા કરવી ૨ સારી રીતે જાણવુ उप-

झर्छ् ( ६ प० सेट् झर्छति ) ઉપર પ્રમાણે અર્થ.
झर्झ् ( ६ प० सेट् झर्झति ) ઉપર પ્રમાણે અર્થ.
झर्झ् ( १० उ० सेट् झर्झयति-ते ) ઉપર પ્રમાણે અર્થ.
झष् ( १ प० सेट् झषति ) ૧ હણવું. ૨ દુઃખ દેવું.
झष् ( १ उ० सेट् झषति-ते ) ૧ લેવું, ગ્રહણ કરવું. ૨ શોભવું, ઝાલવું. ૩ પકડવું. ૪ વસ્ત્રાદિ પહેરવું. ૫ ઢાંકવું, આચ્છાદન કરવું. ૬ ઓઢવું. ૭ પાથરવું.
झु ( १ आ० अनिट् झवते ) ૧ જવું. ૨ સ્થલાંતર કરવું.
झूष् ( १ प० सेट् झूषति ) ૧ હણવું. ૨ દુઃખ દેવું.
झॄ ( ४ प० सेट् झीर्यति ) ૧ જીર્ણ થવું, ઘસાઈ જવું. ૨ વૃદ્ધ થવું, ઘરડું થવું. ૩ જૂનું થવું.
झॄ ( ९ प० सेट् झृणाति ) ઉપર પ્રમાણે અર્થ.
झ्यु ( १ आ० अनिट् झ्यवते ) ૧ જવું. ૨ સ્થલાંતર કરવું.
टङ्क् ( १ प० सेट् टङ्कति ) ૧ બાંધવું, જકડવું. ૨ ગૂંથવું. ૩ સંયુક્ત કરવું, જોડવું. [ उ ]
टङ्क् ( १० उ० सेट् टङ्कयति-ते ) ઉપર પ્રમાણે અર્થ.
टल् ( १ प० सेट् टलति ) ૧ વ્યગ્ર થવું, ગભરાવું. ૨ કાયર થવું, કંટાળવું. ૩ હૃદયના રોગવાળું હોવું. ૪ દુઃખી હોવું. ૫ ટળવું, આઘું જવું, દૂર થવું. ૬ નષ્ટ થવું.
टिक् ( १ आ० सेट् टेकते ) ૧ જવું. ૨ હાલવું, કંપવું. ૩ ટેકો આપવો, આધાર આપવો. ૪ મદદ કરવી.
टिक् ( १ आ० सेट् टेकते ) ઉપર પ્રમાણે અર્થ. [ ऋ ]
टिप् ( १ प० सेट् टेपति ) ૧ ફેંકવું. ૨ ઉછાળવું. ૩ મોકલવું. ૪ પ્રેરવું, પ્રેરણા કરવી.

टिप् ( १० उ० सेट् टेपयति-ते ) ઉપર પ્રમાણે અર્થ

टीक् ( १ आ० सेट् टीकते ) ૧ જવુ ૨ હાલવુ, કંપવુ ૩ ટકવુ, લાબા વખત સુધી નભવુ-પોષાવુ ૪ જાણવું ૫ ટીકા કરવી, વ્યાખ્યા કરવી, વિવરણ કરવુ ૬ વીગતવાર સમજાવવુ [ ऋ ]

टुप् ( १ प० सेट् टोपति ) ૧ આડબર કરવો, ઠાઠમાઠ કરવો ૨ ખોટો ડોળ કરવો ૩ અહકાર કરવો

टौऋ् ( १ आ० सेट् टौकते ) જવુ [ ऋ ]

ट्वल् ( १ प० सेट् ट्वलति ) ૧ વ્યાકુલ થવુ, ગભરાવુ ૨ કાયર થવુ, કટાળવુ ૩ હૃદયના રોગવાળુ હોવું ૪ દુખી હોવુ ૫ ટળવુ, આઘુ જવુ, દૂર થવુ ૬ નષ્ટ થવુ

डप् ( १० आ० सेट् डापयते ) ૧ એકઠુ કરવુ ૨ ઢગલો કરવો

डम्प् ( १ प० सेट् डम्पति ) ૧ એકઠુ કરવુ ૨ ઢગલો કરવો ૩ મર્દન કરવુ, મસળવુ, ચોળવુ [ उ ]

डम्प् ( १० उ० सेट् डम्पयति-ते ) ઉપર પ્રમાણે અર્થ

डम्ब् ( १ प० सेट् डम्बति ) ૧ ફેંકવુ ૨ ઉછાળવુ आ-૧ આડબર કરવો, ઠાઠમાઠ કરવો ૨ ખોટો ડોળ કરવો વિ-વિડબના કરવી, દુખ દેવુ ૨ તિરસ્કાર કરવો ૩ અપમાન કરવુ ૫ ઠગવું ૬ નકલ કરવી [ उ ]

डम्ब् ( १० उ० सेट् डम्बयति-ते ) ઉપર પ્રમાણે અર્થ

डम्भ् ( १ प० सेट् डम्भति ) ૧ એકઠુ કરવું ૨ ઢગલો કરવો [ उ ]

डम्भ् ( १० उ० सेट् डम्भयति-ते ) ઉપર પ્રમાણે અર્થ

डिप् ( ४ प० सेट् डिप्यति ) ૧ ફેંકવું ૨ ઉછાળવું ૩ મોકલવું ૪ પ્રેરવુ, પ્રેરણા કરવી ૫ ઉલ્લઘન કરવું, આજ્ઞાભગ કરવો

डिप् ( ६ प० सेट् डिपति ) ઉપર પ્રમાણે અર્થ.

डिप् ( १० उ० सेट् डेपयति-त्ते ) ઉપર પ્રમાણે અર્થ.

डिप् ( १० आ० सेट् डेपयते ) ૧ એકઠું કરવું. ૨ ઢગલો કરવો.

डिम् ( १ प० सेट् डेमति ) ૧ હણવું. ૨ દુઃખ દેવું.

डिम्प् ( १ प० सेट् डिम्पति ) ૧ એકઠું કરવું. ૨ ઢગલો કરવો. ૩ મર્દન કરવું, મસળવું, ચોળવું. [ उ ]

डिम्प् ( १० उ० सेट् डिम्पयति-त्ते ) ઉપર પ્રમાણે અર્થ.

डिम्ब् ( १ प० सेट् डिम्बति ) ફેંકવું. [ उ ]

डिम्ब् ( १० उ० सेट् डिम्बयति-त्ते ) ફેંકવું.

डिम्भ ( १ प० सेट् डिम्भति ) ૧ એકઠું કરવું. ૨ ઢગલો કરવો. ૩ મર્દન કરવું, મસળવું, ચોળવું. ૪ ફેંકવું, ઉછાળવું. [ उ ]

डिम्भ् ( १० उ० सेट् डिम्भयति-त्ते ) ઉપર પ્રમાણે અર્થ.

डी ( १ आ० सेट् डयते ) ૧ ઊડવું, હવામાં અદ્ધર જવું, આકાશમાં જવું. ૨ જોરથી ચાલવું, દોડવું. अव-આકાશમાંથી નીચે ઊતરવું. परि-ગોળાકાર ઊડવું. सम्-ટોળું વળીને ઊડવું, ટોળાંએ ઊડવું. समुद्-અટકી અટકીને ઊડવું, ધીરે ધીરે ઊડવું.

डी ( ४ आ० सेट् डीयते ) ઉપર પ્રમાણે અર્થ. [ ओ ]

ढुण्ढ् ( १ प० सेट् ढुण्ढति ) ૧ ઢૂંઢવું, શોધવું, ખોળવું. ૨ તપાસવું, તપાસ કરવી. [ उ ]

ढौकृ ( १ आ० सेट् ढौकते ) ૧ મૂકવું, રાખવું, સ્થાપવું. ૨ ઉપસ્થિત કરવું, હાજર કરવું. ૩ ભેટ કરવું, અર્પણ કરવું. ૪ મળવું, મેળાપ કરવો. ૫ પ્રેરવું, પ્રેરણા કરવી. ૬ મોકલવું. ૭ જવું. ૮ સ્થલાંતર કરવું. ૯ હાલવું, કંપવું. उप-૧ આગળ મૂકવું. ૨ નજીક મૂકવું. ૩ ભેટ કરવું, અર્પણ કરવું. [ ऋ ]

तस् ( १ प० सेट् तसति ) ૧ શણગારવુ, વિભૂષિત કરવુ ૨ શોભાવવુ, સુશોભિત કરવુ [ उ ]

तस् ( १० उ० सेट् तसयति–ते ) ઉપર પ્રમાણે અર્થ

तक् ( १ प० सेट तकति ) ૧ હસવુ ૨ મશ્કરી કરવી, હાંસી કરવી ૩ વિડંબના કરવી ૪ સહન કરવું, ખમવુ, વેઠવુ

तक्ष् ( १ प० वेट् तक्षति ) ૧ છોલવુ ૨ છાલ ઉતારવી ૩ કાપવું ૪ કકડા કરવા ૫ ધારવાળુ કરવુ, ધાર કાઢવી ૬ જખમી કરવું, ઘાયલ કરવુ ૭ તિરસ્કારવુ, તુચ્છકારવુ ૮ શબ્દો વડે વીંધવુ, માર્મિક વચન કહેવા ૯ ઢાંકવુ, આચ્છાદન કરવું अनु–ધાર કાઢવી सम्–૧ તિરસ્કારવુ ૨ શબ્દો વડે વીંધવુ, માર્મિક વચન કહેવા ૩ કાપવું ૪ ટુકડા કરવા ૫ જખમી કરવુ, ઘાયલ કરવુ

तक्ष् ( ५ प० वेट् तक्ष्णोति ) ૧ છોલવુ ૨ છાલ ઉતારવી ૩ કાપવુ ૪ કકડા કરવા ૫ ધાર કાઢવી ૬ જખમી કરવું, ઘાયલ કરવું

तङ्क् ( १ प० सेट् तङ्कति ) ૧ દુ:ખી જીવન વીતાવવું ૨ દરિદ્રપણે જીવવું, નિર્ધનપણે જીંદગી ગાળવી ૩ હસવુ ૪ મશ્કરી કરવી आ–૧ બીવું, ભય પામવો ૨ શંકિત થવું, સંશય થવો ૩ રોગી હોવું, રોગ થવો ૪ સંતાપ પામવો [ उ ]

तङ्ग् ( १ आ० सेट् तङ्गते ) જવું, ગમન કરવું [ उ ]

तङ्ग् ( १ प० सेट् तङ्गति ) ૧ જવું ૨ હાલવું, કંપવુ ૩ થરથરવુ ૪ લથડવું, લથડિયુ ખાવુ ૫ ગબડાવું ૬ ઠોકર વાગતા પડી જવુ [ उ ]

तञ्च् ( १ प० सेट् तञ्चति ) જવું आ–૧ સિંચવુ, પલાળવું ૨ છાટવું, છંટકોરવું [ ऊ ]

तञ्च् ( ७ प० सेट् तनक्ति ) १ સંકુચિત થવું. સંકોડાવું. ૨ સંકુચિત કરવું, સંકોડવું. [ क ]

तञ्च् ( ७ प० वेट् तनक्ति ) ઉપર પ્રમાણે અર્થ.

तञ्ज् ( ७ प० वेट् तनक्ति ) ઉપર પ્રમાણે અર્થ.

तञ्ज् ( १ प० सेट् तञ्जति ) જવું, ગમન કરવું. [ क ]

तट् ( १ प० सेट् तटति ) ૧ ઊંચું થવું, વધવું. ૨ ઊછરવું, પાલન-પોષણથી મોટું થવું. ૩ ઊઠવું, ઊભું થવું.

तट् ( १० उ० सेट् ताटयति-ते ) તાડન કરવું, માર મારવો.

तड् ( १० उ० सेट् ताडयति-ते ) ૧ તાડન કરવું, માર મારવો. ૨ ઠબકારવું, અફળાવવું, આઘાત કરવો ૩ ઝાપટવું, વસ્ત્રાદિની ઝાપટથી સાફ કરવું. ૪ પ્રેરવું, પ્રેરણા કરવી. ૫ ગુણવું, ગુણાકાર કરવો. ૬ બોલવું. ૭ શોભવું. ૮ ચળકવું, ચમકવું. उत्त-૧ વાજિંત્ર વગાડવું. ૨ માર મારવો.

तड् ( १ प० सेट् तडति ) ૧ તાડન કરવું. ૨ ઠબકારવું, અફળાવવું. આઘાત કરવો. ૩ ઝાપટવું. ૪ પ્રેરવું, પ્રેરણા કરવી.

तण्ड् ( १ आ० सेट् तण्डते ) તાડન કરવું, માર મારવો. वि-વિતંડાવાદ કરવો, ખોટો બકવાદ કરવો. [ उ ]

तन् ( ८ उ० सेट् तनोति, तनुते ) ૧ વિસ્તારવું, ફેલાવવું. ૨ લંબાવવું, લાંબુ કરવું. ૩ તાણવું. ૪ વધારવું, વૃદ્ધિ કરવી. ૫ પાથરવું. ૬ કરવું. [ क ]

तन् ( १० उ० सेट् तानयति-ते ) ૧ શ્રદ્ધા રહિત હોવું, શ્રદ્ધા ન રાખવી, વિશ્વાસ ન કરવો. ૨ ઈજા કરવી. ૩ દુઃખ દેવું. ૪ શ્રદ્ધા રાખવી, વિશ્વાસ કરવો, ભરોંસો રાખવો. ૫ માનવું. ૬ ઉપકાર કરવો, સહાય આપવી. ૭ આશ્રય આપવો ૮ ઈજા રહિત હોવું. ૯ દુઃખ ન આપવું. ૧૦ શબ્દ

કરવો ૧૧ વિસ્તારવું, ફેલાવવુ ૧૨ લણાવવું, લાણુ કરવું ૧૩ તાણવું ૧૪ વધારવુ, વૃદ્ધિ કરવી ૧૫ પાથરવુ ૧૬ કરવુ આ-, પ્ર-, વિ-૧ વિસ્તૃત થવુ ૨ લાણુ થવું ૩ વિસ્તૃત કરવુ ૪ લાણુ કરવું

तन् ( १ प० सेट तनति ) ઉપર પ્રમાણે અર્થ [ क ]

तन्तस् ( ११ प० सेट् तन्तसयति ) ૧ દુખી હોવુ ૨ દુખ દેવું

तन्त्र ( १० आ० सेट तन्त्रयते ) ૧ કુટુબ-પરિવારનુ પાલન-પોષણ કરવું, સભાળ લેવી ૨ રક્ષણ કરવું ૩ પોષણ, પોષણ કરવું ૪ ફેલાવુ ૫ ફેલાવવુ ૬ મમલત કરવી ૭ ગુપ્ત હકીકત કહેવી ૮ વ્યવસ્થા કરવી

तन्त्र् ( १ प० सेट् तन्त्रति ) ઉપર પ્રમાણે અર્થ

तन्द् ( १ आ० सेट् तन्दते ) ૧ તૃપ્ત થવુ, ધરાવું ૨ સતુષ્ટ થવું, ખુશી થવું ૩ સુખી હોવું [ च ]

तन्द्र् ( १ उ० सेट् तन्द्रति-न्ते ) ૧ બેશુદ્ધ હોવું, મૂર્છિત હોવું ૨ મોહિત થવું, મોહ પામવો ૩ ખિન્ન થવું ૪ દુખી હોવું ૫ આળસુ હોવું ૬ મૂર્ખ હોવું

तन्द्रा ( १ प० सेट तन्द्राति ) આળસુ હોવું, આળસ કરવી

तप् ( १ प० अनिट् तपति ) ૧ તપવું, ગરમ થવું, ઉષ્ણ થવું ૨ તપાવવું, ગરમ કરવું ૩ સંતાપ કરવો, સતપ્ત થવું ૪ સતપ્ત કરવું, સતાપ પમાડવો ૫ ક્રોધ કરવો ૬ ગુસ્સે કરવું ૭ તપ કરવો, તપશ્ચર્યા કરવી ૮ પ્રતાપી થવું પરાક્રમી થવું ૯ પ્રભાવશાળી હોવું અનુ-પસ્તાવું, પશ્ચાત્તાપ કરવો અભિ-૧ સતાપ આપવો ૨ ગુસ્સે કરવું ૩ દુખ દેવુ પરિ-૧ પસ્તાવો કરવો ૨ સતાપ પામવો પ્રતિ-૧ ચિંતા કરવી ૨ સભાળ લેવી, ખબર રાખવી

तप् ( ४ आ० अनिट् तप्यते ) १ પ્રતાપી હોવું. પરાક્રમી હોવું. ૨ પ્રભાવશાલી હોવું.

तप् ( १० उ० सेट् तापयति-त्ते ) ૧ તપાવવું, ગરમ કરવું. ૨ સંતાપ પમાડવો. ૩ ગુસ્સે કરવું. ૪ તપવુ, ગરમ થવું. ૫ સંતાપ કરવો. ૬ તપ કરવો, તપસ્યા કરવી. अभि-૧ દુઃખી કરવું. ૨ તપાવવું, ગરમ કરવું. आ-૧ આતાપના લેવી, સૂર્યના તાપમાં શરીરને તપાવવું. ૨ ગરમી ઠંડી વગેરે સહન કરવું.

तप् ( १ आ० सेट् तपते ) ઉપર પ્રમાણે અર્થ.

तपुस् ( ११ प० सेट् तपुस्यति ) ૧ દુઃખ પામવું. ૨ દુઃખ દેવું.

तम् ( ४ प० सेट् ताम्यति ) ૧ ખિન્ન થવું, ખેદ કરવો. ૨ ઉદ્વિગ્ન થવું, ઉદ્વેગ પામવો. ૩ દુઃખી હોવું. ૪ શારીરિક પીડા ભોગવવી. ૫ ઈચ્છવું, ચાહવું. [ क ]

तम्पस् ( ११ प० सेट् तम्पस्यति ) ૧ દુઃખ પામવું. ૨ દુઃખ દેવું.

तम्ब् ( १ प० सेट् तम्बति ) ૧ જવું. ૨ હાલવું, કંપવું.

तय् ( १ आ० सेट् तयते ) ૧ રક્ષણ કરવું, બચાવવું. ૨ સારસંભાળ લેવી. ૩ રાખવું, મૂકવું. ૪ જવું.

तरण ( ११ प० सेट् तरण्यति ) ૧ જવું. ૨ સરકવું, ખસવું.

तर्क् ( १ प० सेट् तर्कति ) ૧ તર્ક કરવો, અનુમાન કરવું. ૨ સંભાવના કરવી, કલ્પના કરવી. ૩ વિચારવું, ચિંતન કરવું. ૪ શંકા કરવી. ૫ વાદ-વિવાદ કરવો. ૬ આકાંક્ષા રાખવી, ઇચ્છવું. वि-૧ શંકા કરવી. ૨ ઊલટું અનુમાન કરવું.

तर्क् ( १० उ० सेट् तर्कयति-त्ते ) ૧ ઉપર પ્રમાણે અર્થ. ૨ બોલવું. ૩ શોભવું. ૪ ચળકવું, ચમકવું.

तर्ज् ( १ प० सेट् तर्जति ) १ ધિક્કારવુ, તિરસ્કાર કરવો ૨ દૂષણ દેવુ ૩ નિંદવુ ૪ ઠપકો આપવો ૫ ધમકાવવુ, ધમકી આપવી ૬ ડરાવવુ, બીવરાવવુ ૭ તાડન કરવુ, માર મારવો ૮ મશ્કરી કરવી

तर्ज् ( १० उ० सेट् तर्जयति-ते ) ઉપર પ્રમાણે અર્થ

तर्द् ( १ प० सेट् तर्दति ) ૧ હણવું ૨ દુઃખ દેવુ

तर्व् ( १ प० सेट् तर्वति ) જવુ, ગમન કરવુ

तल् ( १ प० सेट् तलति ) ૧ સ્થાપન કરવુ, બેસાડવુ ૨ સ્થાપન થવુ ૩ પ્રતિષ્ઠા પામવી, યશ મેળવવો ૪ રહેવું, વસવું ૫ જવું, ગમન કરવુ ૬ સપૂર્ણ થવુ ૭ ભરપૂર થવું ૮ સિદ્ધ થવું ૯ સિદ્ધ કરવુ ૧૦ તળવું, કકડાવેલા ઘી અથવા તેલમા પકવવુ

तल् ( १० उ० सेट् तालयति-ते ) ઉપર પ્રમાણે અર્થ

तव् ( १ प० सेट् तवति ) જવું

तस् ( ४ प० सेट् तस्यति ) ૧ ફેંકવું ૨ ઉછાળવું ૩ પ્રેરવુ, પ્રેરણા કરવી ૪ મોકલવું ૫ કરમાવું, ચીમળાવું ૬ ક્ષીણ થવું, ક્ષય થવો ૭ ખોવુ, ગુમાવવુ ૮ ખોવાવું, ખોવાઇ જવું ૯ નાશ થવો [ क्र ]

ताय् ( १ आ० सेट् तायते ) ૧ પાલન કરવું, સભાળ લેવી ૨ રક્ષણ કરવુ, બચાવવું ૩ વિસ્તારવુ, ફેલાવવું ૪ લાણુ કરવું ૫ સ્વવું [ त्र ]

तिक् ( १ आ० सेट् तेकते ) ૧ જવું ૨ ખની જવુ ચાલ્યા જવુ

तिक् ( १ आ० सेट् तकते ) ઉપર પ્રમાણે અર્થ [ क्र ]

तिक् ( ५ प० सेट् तिक्नोति ) ૧ હણવું ૨ માર મારવો

३ દુઃખ દેવું ૪ મારી નાખવાનો પ્રયાસ કરવો. ૫ દબાવવું. ૬ હલ્લો કરવો, ચડાઇ કરવી. ૭ યુદ્ધ કરવું. ૮ જવું.

तिग् ( ५ प० सेट् तिग्नोति ) ઉપર પ્રમાણે અર્થ.

तिघ् ( ५ प० सेट् तिघ्नोति ) ૧ હણવું. ૨ દુઃખ દેવું.

तिज् ( १ आ० सेट् तितिक्षते ) ૧ સહન કરવું, ખમવું, વેઠવું. ૨ ક્ષમા કરવી, માફી આપવી.

तिज् ( १ आ० सेट् तेजते ) ૧ તીક્ષ્ણ કરવું, ધારવાળું કરવું. ૨ અણીદાર કરવું, અણી કાઢવી. ૩ ચકચકિત કરવું. ૪ ચળકવું, ચમકવું.

तिज् ( १० उ० सेट् तेजयति-त्ते ) ઉપર પ્રમાણે અર્થ.

तिप् ( १ आ० सेट् तेपते ) ૧ ઝરવું, ટપકવું. ૨ ચૂવું. ૩ ખરવું. ૪ પલાળવું, ભીંજવવું. ૫ છાંટવું, છંટકોરવું. ૬ ચળકવું, ચમકવું. ૭ સાફસૂફ કરવું. ૮ હાલવું, કંપવું. ૯ રક્ષણ કરવું. ૧૦ દેવું, આપવું. ૧૧ અફસોસ કરવો. ૧૨ રોવું. ૧૩ દુઃખી હોવું. ૧૪ દુઃખી કરવું. [ ऋ ]

तिम् ( १ प० सेट् तेमति ) ૧ ભીનું થવું. ૨ ભીનું કરવું.

तिम् ( ४ प० सेट् तिम्यति ) ૧ ભીનું થવું. ૨ ભીનુ કરવું.

तिरस् ( ११ प० सेट् तिरस्यति ) ૧ છૂપાઇ જવું, સંતાવું. ૨ અદૃશ્ય થવું. ૩ અદૃશ્ય કરવું, ગુપ્ત કરવું. ૪ ઢાંકી દેવું.

तिल् ( १ प० सेट् तेलति ) ૧ જવું. ૨ તેલવાળું થવું. ૩ તેલવાળું કરવું. ૪ ચોપડવું. ૫ ચીકણું થવું. ૬ ચીકણું કરવું.

तिल् ( ६ प० सेट् तिलति ) ૧ તેલવાળું થવું. ૨ તેલવાળું કરવું. ૩ ચોપડવું. ૪ ચીકણું થવું. ૫ ચીકણું કરવું.

तिल् ( १० उ० सेट् तेलयति-ते ) ઉપર પ્રમાણે અર્થ.

तिल्ल् ( १ प० सेट् तिल्लति ) જવુ, ગમન કરવુ
तीक् ( १ आ० सेट् तीकते ) જવુ, ગમન કરવુ [ ऋ ]
तीम् ( ४ प० सेट् तीम्यति ) ૧ ભીનુ થવુ ૨ ભીનુ કરવુ
तीर ( १० उ० सेट् तीरयति-ते ) ૧ કાર્ય પૂર્ણ કરવુ, પૂરુ કરવુ ૨ સમાપ્ત કરવુ ૩ પાર પાડવુ ૪ પાર પડવુ ૫ પાર પહોચાડવુ ૬ પાર પહોચવુ

तीव् ( १ प० सेट् तीवति ) ૧ જાડુ હોવુ ૨ મજબૂત હોવુ
तु ( २ प० अनिट् तवीति, तौति ) ૧ આજીવિકા ચલાવવી, ગુજરાન ચલાવવુ ૨ પૂર્ણ થવુ ૩ પૂર્ણ કરવુ ૪ વધવુ, વૃદ્ધિગત થવુ ૫ વર્તવુ, આચરવુ ૬ જવુ ૭ હણવુ ૮ માર મારવો ૯ દુખ દેવુ

तुन्छ ( १० उ० सेट् तुच्छयति-ते, तुच्छापयति-ते ) ઢાકવુ
तुज् ( १ प० सेट् तोजति ) ૧ હણવુ ૨ દુખ દેવુ
तुज् ( १० उ० सेट् तोजयति-ते ) ૧ બલવાન હોવુ, મજબૂત હોવુ ૨ બળ કરવુ ૩ શ્વાસ લેવો, જીવવુ, જીવતુ હોવુ ૪ રહેવુ, વસવુ ૫ ઘર કરવુ ૬ ગ્રહણ કરવુ ૭ શોભવુ ૮ ચળકવુ, ચમકવુ ૯ હણવુ ૧૦ દુખ દેવુ
तुञ्ज् ( १ प० सेट् तुञ्जति ) ૧ ઉપર પ્રમાણે અર્થ ૨ રક્ષણ કરવુ, બચાવવુ ૩ પાલન-પોષણ કરવુ ૪ દેવુ, આપવુ ૫ બોલવુ [ उ ]
तुञ्ज् ( १० उ० सेट् तुञ्जयति-ते ) ૧ બલવાન હોવુ, મજબૂત હોવુ ૨ બળ કરવુ ૩ શ્વાસ લેવો, જીવવુ ૪ રહેવુ, વસવુ ૫ ઘર કરવુ ૬ લેવુ, ગ્રહણ કરવુ ૭ દેવુ, આપવુ ૮ બોલવુ ૯ શોભવુ ૧૦ ચળકવુ, ચમકવુ ૧૧ હણવુ

तुट् ( ६ प० सेट् तुटति ) ૧ તૂટવું, તૂટી જવું, ટુકડા થવા. ૨ અલગ થવું, જુદું પડવું. ૩ તકરાર કરવી, ઝઘડવું. ૪ ખૂટવું, ઘટવું, ઓછું થવું. ૫ દુઃખી હોવું. ૬ દુઃખ દેવું.

तुट् ( १० उ० सेट् तोटयति-ते ) ૧ તોડવું. ૨ છેદવું, કાપવું.

तुड् ( १ प० सेट् तोडति ) ૧ તોડવું. ૨ ફાડવું, ચીરવું. ૩ કાપવું. ૪ ભાંગવું. ૫ નાશ કરવો. ૬ અનાદર કરવો, અપમાન કરવું. ૭ તિરસ્કારવું. ૮ હણવું. ૯ ઇજા કરવી. ૧૦ માર મારવો. ૧૧ દુઃખ દેવું. [ ऋ ]

तुड् ( ६ प० सेट् तुडति ) ઉપર પ્રમાણે અર્થ.

तुड् ( १० उ० सेट् तोडयति-ते ) ઉપર પ્રમાણે અર્થ.

तुड्ड् ( १ प० सेट् तुड्डति ) ઉપર પ્રમાણે અર્થ.

तुड्ड् ( १० उ० सेट् तुड्डयति-ते ) ઉપર પ્રમાણે અર્થ.

तुण् ( ४ प० सेट् तुण्यति ) ૧ દગો કરવો, વિશ્વાસઘાત કરવો. ૨ આડોડાઇ કરવી. ૩ કપટ કરવું. ૪ વાંકું થવું. ૫ વાંકું કરવું.

तुण् ( ६ प० सेट् तुणति ) ઉપર પ્રમાણે અર્થ.

तुण्ड् ( १ आ० सेट् तुण्डते ) ૧ તોડવું. ૨ ફાડવું, ચીરવું. ૩ કાપવું. ૪ ભાંગવું. ૫ નાશ કરવો. ૬ અનાદર કરવો, અપમાન કરવું. ૭ તિરસ્કારવું. ૮ દબાવવું. ૯ હણવું. ૧૦ ઇજા કરવી. ૧૧ માર મારવો. ૧૨ દુઃખ દેવું. [ उ ]

तुत्थ् ( १० उ० सेट् तुत्थयति-ते ) ૧ આચ્છાદન કરવું, ઢાંકવું. ૨ આડો પડદો કરવો. ૩ પાથરવું. ૪ ફેલાવવું, વિસ્તારવું. ૫ સ્તુતિ કરવી.

तुद् ( ६ उ० अनिट् तुदति-ते ) ૧ પીડવું, દુઃખ દેવું. ૨ કન-

કવુ, પજવવુ, સતાવવુ ૩ નડવુ ૪ છેડવુ, છેડતી કરવી ૫ ઇજા કરવી, જખમી કરવુ

तुप् ( १ प० सेट् तोपति ) ૧ હણવુ ૨ માર મારવો ૩ દુ ખ દેવુ ૪ નડવુ, આડોડાઈ કરવી, હરકત કરવી

तुप् ( ६ प० सेट् तुपति ) ઉપર પ્રમાણે અર્થ

तुप् ( १० उ० सेट् तोपयति-ते ) ઉપર પ્રમાણે અર્થ

तुफ् ( १ प० सेट् तोफति ) ૧ હણવુ ૨ માર મારવો ૩ દુ ખ દેવુ ૪ નડવુ, આડોડાઇ કરવી, હરકત કરવી

तुफ् ( ६ प० सेट् तुफति ) ઉપર પ્રમાણે અર્થ

तुफ् ( १० उ० सेट् तोफयति-ते ) ઉપર પ્રમાણે અર્થ

तुभ् ( १ आ० सेट् तोभते ) ૧ હણવુ ૨ માર મારવો ૩ દુ ખ દેવુ ૪ નડવુ, આડોડાઇ કરવી, હરકત કરવી

तुभ् ( ४ प० सेट् तुभ्यति ) ઉપર પ્રમાણે અર્થ

तुभ् ( ९ प० सेट् तुभ्नाति ) ઉપર પ્રમાણે અર્થ

तुम्प् ( १ प० सेट् तुम्पति ) ૧ હણવુ ૨ માર મારવો ૩ દુ ખ દેવુ ૪ કલેશ પામવો ૫ દુ ખી થવુ

तुम्प् ( ४ प० सेट् तुप्यति ) ઉપર પ્રમાણે અર્થ

तुम्प् ( ६ प० सेट तुपति ) ઉપર પ્રમાણે અર્થ

तुम्प् ( १० उ० सेट तुम्पयति-ते ) ઉપર પ્રમાણે અથ

तुम्फ ( १ प० सेट् तुम्फति ) ૧ હણવુ ૨ માર મારવો ૩ દુ ખ દેવુ ૪ કલેશ પામવો ૫ દુ ખી થવુ

तुम्फ् ( ६ प० सेट् तुफति ) ઉપર પ્રમાણે અર્થ

तुम्ब् ( १ प० सेट् तुम्बति ) ૧ પીડવુ, દુ ખ દેવુ ૨ અદૃશ્ય થવુ ૩ સતાવુ, છુપાઈ જવુ ૪ નષ્ટ થવુ [उ]

तुम्ब् ( १० उ० सेट् तुम्बयति-त्ते ) ઉપર પ્રમાણે અર્થ.

तुर् ( १ प० सेट् तोरति ) ૧ જલદી ચાલવું, ઉતાવળું ચાલવું. ૨ ઉતાવળ કરવી.

तुर् ( ३ प० सेट् तुतोर्ति ) ઉપર પ્રમાણે અર્થ.

तुर् ( ६ उ० सेट् तुरति-ते ) ૧ ઉપર પ્રમાણે અર્થ. ૨ જીતવું. ૩ હણવું. ૪ દુઃખ દેવું.

तुर ( १० उ० सेट् तुरयति-त्ते ) ૧ જલદી ચાલવું, ઉતાવળું ચાલવું. ૨ ઉતાવળ કરવી.

तुरण ( ११ प० सेट् तुरण्यति ) ઉપર પ્રમાણે અર્થ.

तुर्व् ( १ प० सेट् तूर्वति ) ૧ હણવું. ૨ ઇજા કરવી, જખમી કરવું. ૩ માર મારવો. ૪ દુઃખ દેવું. ૫ જીતવું. ૬ રક્ષણ કરવું, બચાવવું. ૭ પાલન-પોષણ કરવું. ૮ શ્રેષ્ઠ હોવું. [ ऐ ]

तुल् १ प० सेट् तोलति ) તોળવું, જોખવું.

तुल् ( १० उ० सेट् तोलयति-ते ) ૧ તોળવું, જોખવું. ૨ ઉઠાવવું, ઊંચકવું. ૩ નિશ્ચય કરવો. उत्-૧ ઊંચું કરીને જોખવું. ૨ ઊંચકવું, ઉઠાવવું.

तुल् ( १० आ० सेट् तोलयते ) પૂર્ણ કરવું, પૂરું કરવું.

तुश् ( १ आ० सेट् तोशते ) હણવું, મારી નાખવું.

तुष् ( ४ प० अनिट् तुष्यति ) ૧ સંતોષ પામવો, ખુશી થવું, પ્રસન્ન થવું. ૨ તૃપ્ત થવું, ધરાવું.

तुस् ( १ प० सेट् तोसति ) શબ્દ કરવો, અવાજ કરવો.

तुह् ( १ प० सेट् तोहति ) ૧ પીડવું, દુઃખ દેવું. ૨ નડવું, હરકત કરવી. ૩ પજવવું, સતાવવું. ૪ ઈજા કરવી. [ ऋ ]

तूड् ( १ प० सेट् तूडति ) ૧ તોડવું. ૨ ફાડવું, ચીરવું. ૩ કાપવું. ૪ ભાંગવું. ૫ નાશ કરવો. ૬ અનાદર કરવો, અપમાન

કરવુ. ૭ તિરસ્કારવુ ૮ હણુવુ ૯ ઇજા કરવી ૧૦ માર મારવો ૧૧ દુ ખ દેવુ [ ऋ ]

तूण् ( १० आ० सेट् तूणयते ) ૧ ભરવુ ૨ પૂર્ણ કરવુ

तूण् ( १० उ० सेट् तूणयति-ते) ૧ સ કુચિત થવુ, મ ઢોચાઇ જવુ ૨ સ કુચિત કરવુ ૩ ખેચવુ ૪ સ કેલવુ ૫ આકર્ષણ કરવુ

तूण ( १० उ० सेट् तूणयति-ते ) ૧ ઉપર પ્રમાણે અર્થ ૨ આખ મીંચવી-બ ધ કરવી, મટકુ મારવુ

तूर् ( ४ आ० सेट् तूर्यते ) ૧ જલદી જવુ, ઉતાવળુ ચાલવુ ૨ ઉતાવળ કરવી ૩ હણુવુ ૪ ઈજા કરવી ૫ માર મારવો ૬ સતાવવુ, પજવવુ ૭ દુ ખ દેવુ [ ऐ ]

तूल् ( १ प० सेट् तूलति ) ૧ બહાર કાઢવુ ૨ કાઢી મૂકવુ, હાકી કાઢવુ ૩ તોળવું, જોખવુ

तूल् ( १० उ० सेट् तूलयति-ते ) ઉપર પ્રમાણે અર્થ

तूळ ( १० आ० सेट् तूलयते ) ૧ ભરવુ ૨ પૂર્ણ કરવુ

तूष् ( १ प० सेट् तूषति ) ૧ ખુશી થવુ, પ્રસન્ન થવુ ૨ તૃપ્ત થવુ, ધરાવુ ૩ ખુશી કરવુ ૪ તૃપ્ત કરવુ

तृह् ( १ प० सेट् तृहति ) ૧ હણુવુ ૨ ઇજા કરવી ૩ વધવુ, વૃદ્ધિગત થવુ [ उ ]

तृह् ( ६ प० वेट तृहति ) ઉપર પ્રમાણે અર્થ

तृक्ष् ( १ प० सेट् तृक्षति ) જવું, ગમન કરવું

तृण ( ८ उ० सेट् तृणोति, तृणुते । तणाति, तणुते ) ૧ ઘાસ ખાવું ૨ ચરવું, ચારો કરવો ૩ ખાવુ, ભક્ષણ કરવુ ૪ ન આપવું [ ऊ ]

तृद् ( १ प० सेट् तर्दति ) ૧ હણુવુ ૨ ઈજા કરવી ૩ માર

મારવો. ૪ દુઃખ દેવું. ૫ અપમાન કરવું. ૬ તિરસ્કારવું, ધિક્કારવું. ૭ દેવું, આપવું. ૮ ખાવું, ભક્ષણ કરવું.

तृद् ( ७ उ० सेट् तृणत्ति, तृन्त्ते-त्रन्ते ) ઉપર પ્રમાણે અર્થ. [ ऊ, ऋद ]

तृप् ( १ प० सेट् तर्पति ) તૃપ્ત થવું, ધરાવું. ૨ તૃપ્ત કરવું. ૩ ખુશી થવું. ૪ ખુશી કરવું. ૫ સળગવું. ૬ સળગાવવું.

तृप् ( १० उ० सेट् तर्पयति-ते ) ઉપર પ્રમાણે અર્થ.

तृप् ( ४ प० वेट् तृप्यति ) ૧ તૃપ્ત થવું, ધરાવું. ૨ તૃપ્ત કરવું. ૩ ખુશી થવું, પ્રસન્ન થવું. ૪ ખુશી કરવું.

तृप् ( ५ प० सेट् तृप्नोति ) ઉપર પ્રમાણે અર્થ.

तृप् ( ६ प० सेट् तृपति ) ઉપર પ્રમાણે અર્થ.

तृफ् ( ६ प० सेट् तृम्फति ) ૧ તૃપ્ત થવું, ધરાવું. ૨ તૃપ્ત કરવું. ૩ ખુશી થવું, પ્રસન્ન થવું. ૪ ખુશી કરવું.

तृम्प् ( ६ प० सेट् तृम्पति ) ઉપર પ્રમાણે અર્થ.

तृम्फ् ( ६ प० सेट् तृफति ) ઉપર પ્રમાણે અર્થ.

तृष् ( ४ प० सेट् तृष्यति ) ૧ તરસ લાગવી, તરસ્યું થવું. ૨ તૃષ્ણા રાખવી, લોભ કરવો. ૩ ઝંખવું, ઝંખના કરવી. ૪ ઇચ્છવું, ચાહવું. [ ञि ]

तृह् ( ६ प० वेट् तृहति ) ૧ હણવું. ૨ ઇજા કરવી. ૩ માર મારવો. ૪ પજવવું, સતાવવું. ૫ દુઃખ દેવું.

तृह् ( ७ प० सेट् तृणेढि ) ઉપર પ્રમાણે અર્થ.

तृह् ( १० उ० सेट् तर्हयति-त्ते ) ઉપર પ્રમાણે અર્થ.

तॄ ( १ प० सेट् तरति ) ૧ તરવું. ૨ પાર જવું, પાર પામવું. ૩ વહાણ વગેરેની સહાયથી પાણી ઉપર જવું. ૪ ડૂબકી

મારવી ૫ ઓળગવુ ૬ કૂદવુ ૭ ચડિયાતુ થવુ ૮ જીતવુ ૯ ક્ષેમ-કુશલ હોવુ ૧૦ નીરોગી હોવુ ૧૧ તિરસ્કારવુ अति-ઓળગવુ, વટાવી જવુ अभि-૧ ઉલ્લઘન કરવુ, આજ્ઞાભગ કરવો ૨ અપમાન કરવુ अव-૧ અવતરવુ, જન્મ થવો ૨ ઊતરવુ, નીચે આવવુ आ-૧ વહાણુ વગેરે સાધન વડે પાણી ઉપર જવુ ૨ વહાણુ વગેરે સાધન ઉપર ચડવુ उत्-૧ ઉત્તર આપવો, જવાબ દેવો ૨ ઊતરવુ, નીચે આવવુ ૩ નદી તળાવ વગેરે ઊતરવુ ૪ પાર જવુ ૫ બહાર નીકળવુ दुर्-૧ મુશ્કેલીથી તરવુ ૨ મુશ્કેલીથી પાર પામવુ निरुत्-૧ નિરુત્તર કરવું, જવાબ ન આપી શકે એવુ કરવુ ૨ નિરુત્તર થવુ, જવાબ ન આપવો निस्-૧ સહી સલામત રીતે તરવુ, સહેલાઈથી તરવું ૨ પાર ઊતરવુ ૩ પાર પામવુ ૪ મુક્તિ મેળવવી प्र-૧ ચડિયાતું થવુ ૨ જીતવુ वि-૧ આપવુ, અર્પણ કરવુ ૨ દાન કરવુ, દેવુ ૩ જવુ समव-૧ સમાઈ જવુ, સમાવેશ થવો ૨ સમાવેશ કરવો ૩ ઊતરવુ, નીચે આવવુ ૪ અવતરવુ, જન્મ થવો ૫ અદર ઊતરવુ ૬ પ્રવેશ કરવો, પેસવુ ૭ વિરોધ રહિત વર્તવુ-આચરવુ

तेज् ( १ प० सेट तेजति ) ૧ તીક્ષ્ણ કરવુ, ધારવાળુ કરવુ ૨ તેજસ્વી કરવુ ૩ પાલન-પોષણ કરવું ૪ રક્ષણ કરવું [क्र]

तेप् ( १ आ० सेट् तेपते ) ૧ ઝરવું, ટપકવુ ૨ ચૂવું ૩ ખરવું ૪ સિચવુ, ભીંજવવું ૫ છાટવું, છટકોરવું ૬ ચળકવું, ચમકવુ ૭ માફસૂફ કરવું ૮ હાલવું, કપવું ૯ રક્ષણ કરવુ ૧૦ દેવુ, આપવુ ૧૧ અફસોસ કરવો ૧૨ રોવું ૧૩ દુખી હોવું ૧૪ દુખ દેવું [क्र]

तेव् ( १ आ० सेट् तेवते ) ૧ રમવું, ખેલવું. ૨ વિલાસ કરવો. ૩ શોક કરવો. ૪ રડવું, રોવું. [ ऋ ]

तोड् ( १ प० सेट् तोडति ) ૧ અપમાન કરવું. ૨ તિરસ્કારવું, ધિક્કારવું. ૩ મશ્કરી કરવી. ૪ તોડવું. ૫ ફાડવું, ચીરવું. ૬ કાપવું. ૭ ભાંગવું. ૮ નષ્ટ કરવું. [ ऋ ]

तौक् ( १ आ० सेट् तौकते ) જવું, ગમન કરવું. [ ऋ ]

तौड् ( १ प० सेट् तौडति ) ૧ અપમાન કરવું. ૨ તિરસ્કારવું, ધિક્કારવું. ૩ મશ્કરી કરવી. [ ऋ ]

त्यज् ( १ प० अनिट् त्यजति ) ૧ ત્યાગ કરવો, છોડી દેવું. ૨ દેવું, આપવું.

त्रंस् ( १ प० सेट् त्रंसति ) ૧ શોભવું. ૨ ચળકવું, ચમકવું. ૩ બોલવું, કહેવું. [ उ ]

त्रंस् ( १० उ० सेट् त्रंसयति-न्ते ) ઉપર પ્રમાણે અર્થ.

त्रख् ( १ प० सेट् त्रखति ) ૧ જવું. ૨ હાલવું, કંપવું. ૩ સ્થલાંતર કરવું, સ્થાન બદલવું.

त्रङ्क् ( १ आ० सेट् त्रङ्कते ) ઉપર પ્રમાણે અર્થ. [ उ ]

त्रङ्ख् ( १ प० सेट् त्रङ्खति ) ૧ જવું. ૨ હાલવું, કંપવું. ૩ સ્થલાંતર કરવું, સ્થાન બદલવું. [ उ ]

त्रङ्ग् ( १ प० सेट् त्रङ्गति ) ઉપર પ્રમાણે અર્થ. [ उ ]

त्रन्द् ( १ प० सेट् त्रन्दति ) ૧ પ્રયત્ન કરવો, પ્રયાસ કરવો. ૨ મહેનત કરવી, પરિશ્રમ કરવો. ૩ ઉદ્યમમાં રચ્યા-પચ્યા રહેવું. ૪ ધંધો-રોજગાર કરવો. [ उ ]

त्रप् ( १ आ० वेट् त्रपते ) ૧ શરમાવું, લજ્જા પામવી. ૨ શરમાવવું. ૩ ડરવું. ૪ ડરાવવું. [ ष् ]

त्रस (१ प० सेट् त्रसति) १ ત્રાસ પામવો, ઉદ્વેગ થવો २ ધ્રાસકો પડવો, ફાળ પડવી ३ બીવું, ભયભીત થવું ४ ધ્રૂજવું, થરથરવું ५ પીડા પામવી, દુઃખી થવું ६ જલદી ચાલવું ७ દોડવું [ऐ]

त्रस् (४ प० सेट् त्रस्यति) ઉપર પ્રમાણે અર્થ [ते]

त्रस (१० उ० सेट् त्रासयति-ते) १ રોકવું, અટકાવવું २ વારવું, મનાઈ કરવી ३ લેવું, ગ્રહણ કરવું ४ હરણ કરવું, ઉપાડી જવું ५ ઝૂંટવી લેવું ६ ઝાલવું, શોભવું ७ પકડવું ८ ધારણ કરવું ९ સામું થવું १० બીવરાવવું, ડરાવવું

त्रा (२ प० अनिट् त्राति) १ રક્ષણ કરવું, બચાવવું २ પાલન પોષણ કરવું, સંભાળ લેવી

त्रिह्व् (१ प० सेट् त्रिह्वति) જવું, ચાલવું [उ]

त्रुट् (६ प० सेट् त्रुटति, त्रुट्यति) १ તૂટવું, તૂટી જવું २ ખૂટવું, ખલાસ થવું ३ તોડવું, ચૂંટવું ४ છેદવું, કાપવું ५ ભાગવું ६ શંકા દૂર થવી, સંદેહ રહિત થવું ७ મુક્ત થવું अति- १ સર્વ બંધનથી મુક્ત થવું २ અતિશય તૂટી જવું

त्रुट् (१० आ० सेट् त्रोटयते) १ તોડવું, ચૂંટવું २ છેદવું, કાપવું ३ ભાગવું ४ શંકા દૂર કરવી, સંદેહ રહિત કરવું ५ મુક્ત થવું ६ મુક્ત કરવું

त्रुड् (१० आ० सेट् त्रोडयते) ઉપર પ્રમાણે અર્થ

त्रुड् (६ प० सेट् त्रुडति) १ ડૂબવું २ ડુબાડવું

त्रुप् (१ प० सेट् त्रोपति) १ હણવું २ માર મારવો ३ પજવવું, સતાવવું ४ દુઃખ દેવું

त्रुफ् (१ प० सेट् त्रोफति) ઉપર પ્રમાણે અર્થ

त्रुम्प् (१ प० सेट् त्रुम्पति) ઉપર પ્રમાણે અર્થ

त्रुम्फ् ( १ प० सेट् त्रुम्फति ) ૧ ઉપર પ્રમાણે અર્થ.

त्रै ( १ आ० अनिट् त्रायते ) ૧ રક્ષણ કરવું, બચાવવું. ૨ પાલન-પોષણ કરવું, સંભાળ લેવી.

त्रौक् ( १ आ० सेट् त्रौकते ) જવું, ચાલવું. [ क्र ]

त्वक्ष् ( १ प० वेट् त्वक्षति ) ૧ છોલવું. ૨ છાલ ઉતારવી. ૩ કાપવું. ૪ ટુકડા કરવા. ૫ ધાર કાઢવી. ૬ જખમી કરવું, ઘાયલ કરવું. ૭ પાતળું કરવું. ૮ ઝીણું કરવું. ૯ ઢાંકવું. આચ્છાદન કરવું. ૧૦ તિરસ્કારવું, તુચ્છકારવું. ૧૧ શબ્દો વડે વીંધવું, માર્મિક વચન કહેવાં.

त्वक्ष् ( १ प० सेट् त्वक्षति ) ૧ ચામડું લેવું–ગ્રહણ કરવું. ૨ ચામડી પકડવી. ૩ ચામડી ઉતરડવી, ખાલ ઉતારવી. ૪ છોલવું. ૫ છાલ ગ્રહણ કરવી. ૬ ઢાંકવું, આચ્છાદન કરવું.

त्वङ्ग् ( १ प० सेट् त्वङ्गति ) ૧ હાલવું, કંપવું. ૨ ધ્રૂજવું, થરથરવું. ૩ જવું, ચાલવું. [ उ ]

त्वच् ( ६ प० सेट् त्वचति ) ૧ ઢાંકવું, આચ્છાદન કરવું. ૨ વીંટવું, લપેટવું.

त्वञ्च् ( १ प० सेट् त्वञ्चति ) ૧ જવું. ૨ હાલવું, કંપવું. [ ऊ ]

त्वञ्च् ( ७ प० सेट् त्वनक्ति ) ૧ સંકુચિત થવું. ૨ સંકુચિત કરવું. [ ऊ ]

त्वर् ( १ आ० सेट् त्वरते ) ૧ ઉતાવળ કરવી. ૨ અધીરું થવું. ૩ ઉતાવળું ચાલવું. [ ञि, ष् ]

त्विष् ( १ उ० अनिट् त्वेषति–ते ) ૧ ચળકવું, ચમકવું. ૨ શોભવું. अव–૧ દેવું, આપવું. ૨ રહેવું, વસવું. ૩ નિવારવું, મનાઇ કરવી. ૪ રોકવું, અટકાવવું. ૫ હટાવવું, દૂર કરવું. ૬ ચળકવું, ચમકવું. ૭ શોભવું.

त्सक्ष् ( १ प० सेट् त्सक्षति ) ૧ કપટથી જવું ૨ વાકુ-ચુકુ ચાલવું ૩ વાકુ થવું ૪ કપટ કરવુ ૫ આડોડાઇ કરવી
त्सर् ( १ प० सेट् त्सरति ) ઉપર પ્રમાણે અર્થ
थर्व् ( १ प० सेट थर्वति ) જવું, ચાલવુ
थुड ( ६ प० सेट् थुडति ) ૧ ઢાકવું, આચ્છાદન કરવું ૨ લપેટવુ, વીંટવું ૩ પાથરવું
थुध् ( ४ उ० सेट् थुध्यति-ते ) ૧ સ્વચ્છ કરવુ, શુદ્ધ કરવું ૨ સ્વચ્છ હોવુ, શુદ્ધ હોવુ
थुर्व् ( १ प० सेट् थूर्वति ) ૧ હણવુ ૨ દુખ દેવુ [ ऐ ]
दंश् ( १ प० अनिट् दशति ) ૧ ડમવુ, ડખ મારવો ૨ કરડવુ ૩ દાતથી કાપવુ ૪ ચાવવુ ૫ દેખવુ, જોવુ ૬ બખતર પહેરવુ
दंश ( १ प० सेट् दंशति ) ૧ ઉપર પ્રમાણે અર્થ ૨ શોભવુ ૩ ચળકવુ, ચમકવુ ૪ બોલવુ, કહેવુ [ उ ]
दंश् ( १० उ० सेट दंशयति-ते ) ૧ શોભવુ ૨ ચળકવુ, ચમકવુ ૩ બોલવુ, કહેવુ उप-અકટમા પડવુ सम्-પકડવું
दंश् ( १० आ० सेट् दंशयते ) ૧ ડમવુ, ડખ મારવો ૨ કરડવુ ૩ દાતથી કાપવું ૪ ચાવવુ ૫ દેખવુ, જોવું ૬ બખતર પહેરવુ
दंस् ( १० आ० सेट दंसयते ) ઉપર પ્રમાણે અર્થ
दंस् ( १ प० सेट् दंसति ) ૧ ઉપર પ્રમાણે અર્થ ૨ શોભવુ ૩ ચળકવું, ચમકવુ ૪ બોલવુ, કહેવું [ उ ]
दंस् ( १० उ० सेट् दंसयति-ते ) ૧ શોભવું ૨ ચળકવુ ૩ બોલવું
दह् ( १ प० सेट दंहति ) ૧ બાળવુ ૨ પ્રકાશવુ, ચળકવું ૩ શોભવું ૪ રક્ષણ કરવું [ उ ]

दंह् ( १० प० सेट् दंहयति ) ઉપર પ્રમાણે અર્થ.
दक्ष् ( १ आ० सेट् दक्षते ) ૧ ઉતાવળ કરવી. ૨ જલદી કરવું. ૩ વધવું, વૃદ્ધિંગત થવું. ૪ જવું. ૫ હાલવું, કંપવું. ૬ હણવું. ૭ માર મારવો. ૮ દુઃખ દેવું.
दघ् ( ५ प० सेट् दघ्नोति ) ૧ હણવું. ૨ જખમી કરવું. ૩ માર મારવો. ૪ દુઃખ દેવું. ૫ છોલવું. ૬ રક્ષણ કરવું, બચાવવું. ૭ પાલન-પોષણ કરવું.
दङ्क् ( १ प० सेट् दङ्कति ) મુશ્કેલીથી જીવન વિતાવવું. દુઃખમાં દિવસો વિતાવવા. [ उ ]
दङ्घ् ( १ प० सेट् दङ्घति ) ૧ પાલન કરવું, પોષવું. ૨ રક્ષણ કરવું, બચાવવું. ૩ ત્યાગ કરવો, છોડી દેવું. ૪ મુક્ત કરવું. [उ]
दट् ( १ प० सेट् दटति ) ૧ ઢાંકવું, આચ્છાદન કરવું. ૨ દાટવું.
दण्ड ( १ प० सेट् दण्डति ) ૧ સજા કરવી, શિક્ષા કરવી. ૨ ધનનો દંડ કરવો.
दण्ड ( १० उ० सेट् दण्डयति-ते ) ઉપર પ્રમાણે અર્થ.
दद् ( १ आ सेट् ददते ) ૧ દેવું, આપવું. ૨ ત્યાગ કરવો, છોડવું. ૩ ધારણ કરવું. आ-ગ્રહણ કરવું, લેવું. समा-૧ ગ્રહણ કરવું, સ્વીકારવું. ૨ મેળવવું.
दध् ( १ आ० सेट् दधते ) ૧ ધારણ કરવું. ૨ વસ્ત્રાદિ પહેરવું. ૩ પકડવું, ઝાલવું. ૪ પાલન કરવું, પોષવું. ૫ દેવું, આપવું.
दन्घ् ( १ प० सेट् दन्घति ) ૧ રક્ષણ કરવું, બચાવવું. ૨ પાલન કરવું, પોષવું. [ उ ]
दन्व् ( १ प० सेट् दन्वति ) ૧ જવું. ૨ સ્થલાંતર કરવું. [उ]
दभ् ( १ प० सेट् दभति ) ઠગવું, છેતરવું.

दभ् ( १० उ० सेट् दाभयति-ते ) ૧ ઠગવુ, છેતરવું ૨ ફેંકવુ ૩ પ્રેરવું, પ્રેરણા કરવી ૪ મોકલવુ ૫ આજ્ઞા કરવી

दभ ( १० उ० सेट् दभयति-ते ) ઉપર પ્રમાણે અર્થ

दम् ( ४ प० सेट् दाम्यति ) ૧ દમન કરવુ, કાબૂમા રાખવુ ૨ દબાવવુ ૩ જીતવુ, સ્વાધીન કરવું ૪ પલોટવુ, તાલીમ આપવી, કેળવવુ ૫ શાત કરવુ ૬ શિક્ષા કરવી ૭ દુખ દેવુ ૮ શાત થવુ ૯ તાબે થવુ ૧૦ સુલેહ કરવી, સધિ કરવી, મેળ કરવો [ ऊ ]

दमदमाय ( १ उ० सेट् दमदमायति-ते) આડબર કરવો [नामधातु]

दम्भ् ( ५ प० सेट् दभ्नोति ) ૧ દભ કરવો, ઢોગ કરવો ૨ ઠગવુ, છેતરવુ ૩ ફાડવું, ચીરવુ ૪ કટકા કરવા ૫ તોડવું [ ऊ ]

दम्भ् ( १० उ० सेट् दम्भयति-ते ) ૧ ફેંકવું ૨ મોકલવું ૩ પ્રેરવું, પ્રેરણા કરવી ૪ આજ્ઞા કરવી, હુકમ કરવો ૫ એકઠુ કરવું ૬ ગોઠવવુ ૭ રચવું ૮ ગૂથવુ ૯ દભ કરવો, ઢોગ કરવો ૧૦ ઠગવુ, છેતરવુ

दम्भ ( १ प० सेट दम्भति ) ઉપર પ્રમાણે અર્થ [ उ ]

दय् ( १ आ० सेट् दयते ) ૧ દયા કરવી ૨ દયા હોવી ૩ કૃપા કરવી ૪ પાલન કરવુ, પોષવું ૫ રક્ષણ કરવુ, બચાવવું ૬ ગણવું, મૂકવું ૭ ચાહવું ૮ દેવું, આપવુ ૯ બક્ષિસ કરવું ૧૦ દાન કરવુ ૧૧ ગ્રહણ કરવુ, લેવું ૧૨ આલવું, શોભવુ ૧૩ જવુ, ચાલવુ ૧૪ હણવુ ૧૫ દુખ દેવું

दरिद्रा ( २ प० सेट् दरिद्राति ) ૧ દરિદ્ર હોવુ, ગરીબ હોવુ, આળસુ હોવુ ૨ ગરીબ હોવુ, નિર્ધન હોવું ૩ દુખી હોવું ૪ નિર્બલ હોવું, દૂબળુ હોવું

दल् ( १ प० सेट् दलति ) ૧ વિકસિત થવું, ખીલવું. ૨ વિકસિત કરવું, ખીલવવું. ૩ ફાટવું. ૪ ફાડવું. ૫ તૂટવું. ૬ તોડવું. ૭ ચીરવું. ૮ કાપવું. ૯ ફોડવું. ૧૦ ચૂર્ણ કરવું, ચૂરો કરવો. ૧૧ દળવું. ૧૨ વિખરાઈ જવું. ૧૩ વિખેરી નાખવું. ૧૪ ટુકડા થવા. ૧૫ ટુકડા કરવા, ભાગ કરવા. ૧૬ સડી જવું. ૧૭ મ્લાન થવું, કરમાઈ જવું. ૧૮ ખોલવું, ઉઘાડું કરવું. ૧૯ બતાવવું, દેખાડવું. ૨૦ સમજાવવું.

दल् ( १० उ० सेट् दालयति-ते ) ૧ ચીરવું. ૨ ફાડવું. ૩ કાપવું. ૪ ટુકડા કરવા, ભાગ કરવા. ૫ ફોડવું. ૬ તોડવું. ૭ દળવું. ૮ ચૂર્ણ કરવું. ૯ વિકસિત કરવું, ખીલવવું. ૧૦ ખોલવું, ઉઘાડું કરવું. ૧૧ બતાવવું, દેખાડવું. ૧૨ સમજાવવું.

दश् ( १ प० सेट् दशति ) ૧ ડસવું, ડંખ મારવો. ૨ કરડવું. ૩ દાંતથી કાપવું. ૪ ચાવવું. ૫ દેખવું, જોવું. ૬ બખ્તર પહેરવું.

दस् ( ४ प० सेट् दस्यति ) ૧ ખોવું, ગુમાવવું. ૨ ખોવાવું, ખોવાઈ જવું. ૩ નષ્ટ થવું. ૪ ઓછું થવું, હ્રાસ થવો. ૫ કરમાવું, ચીમળાવું. ૬ ફેંકવું. ૭ ઉછાળવું. ૮ મોકલવું. ૯ પ્રેરવું, પ્રેરણા કરવી. [ क्र ]

दस् ( १० आ० सेट् दासयते ) ૧ જોવું, દેખવું. ૨ ડસવું, ડંખ મારવો. ૩ કરડવું. ૪ દાંતથી કાપવું. ૫ ચાવવું.

दह् ( १ प० अनिट् दहति ) ૧ બાળવું, ભસ્મ કરવું. ૨ સળગાવવું, પ્રજ્વલિત કરવું. ૩ આગ મૂકવી. ૪ દાઝવું. ૫ બળવું. ૬ દુઃખ દેવું. ૭ નષ્ટ કરવું.

दा ( १ प० अनिट् यच्छति ) ૧ દેવું, આપવું. ૨ સોંપવું. ૩ રાખવું, મૂકવું. अनु-૧ પાછળ આપવું, પછીથી આપવું.

૨ પાછુ આપવુ ૩ બદલે આપવુ आ-૧ ગ્રહણ કરવુ, સ્વીકારવુ ૨ મેળવવુ प्रति-૧ પાછુ આપવુ ૨ બદલે આપવુ प्रत्या-ફરીથી ગ્રહણ કરવુ व्या-૧ પસારવુ, ફેલાવવુ ૨ પહોળુ કરવુ, ઉઘાડવુ ૩ પસરવુ, ફેલાવુ ૪ પહોળુ થવુ सम्-અદલબદલ કરવુ समा-પસદ કરીને લેવુ सप्र-સત્કારપૂર્વક આપવુ

दा (૨ प० अनिट् दाति) ૧ લણવુ ૨ કાપવુ ૩ તોડવુ

दा (૩ उ० अनिट् ददाति, दत्ते) ૧ દેવુ, આપવુ ૨ સોપવુ ૩ ગણવુ, મૂકવું अनु-૧ પાછળ આપવુ, પછીથી આપવુ ૨ પાછુ આપવુ ૩ બદલે આપવુ आ-(आत्म० आदत्ते) ૧ ગ્રહણ કરવુ, સ્વીકારવુ ૨ મેળવવુ प्रति-૧ પાછુ આપવુ ૨ બદલે આપવુ प्रत्या-ફરીથી ગ્રહણ કરવુ व्या-૧ પસારવુ, ફેલાવવુ ૨ પહોળુ કરવુ, ઉઘાડવુ ૩ પસરવુ, ફેલાવુ ૪ પહોળુ થવુ सम्-અદલબદલ કરવુ समा-પસદ કરીને લેવુ सप्र-સત્કારપૂર્વક આપવુ [हु]

दान् (૧ उ० सेट् दीदासति-ते) ૧ સરલ હોવુ, સીધુ હોવુ ૨ સરલ કરવુ, સીધુ કરવુ

दान् (૧ उ० सेट् दानति-ते) ૧ ખાડવુ ૨ કાપવુ ૩ તોડવુ ૪ ટુકડા કરવા

दान् (૧૦ उ० सेट् दानयति-ते) ઉપર પ્રમાણે અર્થ

दाय् (૧ आ० सेट् दायते) ૧ દેવુ, આપવુ ૨ ઇનામ આપવુ ૩ બક્ષિસ કરવુ आ-લેવુ, ગ્રહણ કરવુ [क्र]

दाश् (૧ उ० सेट् दाशति-ते) ૧ ઉપર પ્રમાણે અર્થ ૨ બલિદાન આપવુ [क्र]

दाश् (१० आ० सेट् दाशयते) ઉપર પ્રમાણે અર્થ.

दाश् (५ प० सेट् दाश्नोति) ૧ હણવું. ૨ જખમી કરવું. ૩ માર મારવો. ૪ દુઃખ દેવું. ૫ બલિદાન આપવું.

दास् (१ उ० सेट् दासति-ते) ૧ દેવું, આપવું. ૨ ઈનામ આપવું. ૩ બક્ષિસ કરવું. ૪ સોંપવું. [ ऋ ]

दास् (५ प० सेट् दास्नोति) ૧ હણવું. ૨ જખમી કરવું. ૩ માર મારવો. ૪ દુઃખ દેવું. ૫ દેવું. આપવું ૬ સોંપવું.

दिन्व् (१ प० सेट् दिन्वति) ૧ ખુશી કરવું. ૨ ખુશી થવું. [ उ ]

दिम्प् (१ उ० सेट् दिम्पति-ते) ૧ એકઠું કરવું. ૨ ઢગલો કરવો. ૩ આજ્ઞા કરવી, હુકમ કરવો. [ उ ]

दिम्प् (१० उ० सेट् दिम्पयति-ते) ઉપર પ્રમાણે અર્થ.

दिम्भ् (१ प० सेट् दिम्भति) ૧ ફેંકવું. ૨ ઉછાળવું. ૩ મોકલવું. ૪ પ્રેરવું. ૫ આજ્ઞા કરવી. ૬ એકઠું કરવું. ૭ ઢગલો કરવો. ૮ દંભ કરવો, ઢોંગ કરવો. ૯ ઠગવું, છેતરવું. [ उ ]

दिम्भ् (१० प० सेट् दिम्भयति) ઉપર પ્રમાણે અર્થ.

दिव् (४ प० सेट् दीव्यति) ૧ રમવું, ખેલવું, ક્રીડા કરવી. ૨ જુગાર ખેલવો, જૂગટું રમવું. ૩ હોડ બકવી, સરત મારવી. ૪ ખુશી થવું. ૫ ખુશી કરવું. ૬ ઇચ્છવું, ચાહવું. ૭ પ્રેમ કરવો. ૮ પ્રશંસા કરવી. ૯ અહંકાર કરવો. ૧૦ ગર્વાદિ મનોવિકારથી ગાંડું થવું. ૧૧ શોભવું. ૧૨ તેજસ્વી હોવું. ૧૩ ચળકવું, ચમકવું. ૧૪ જીતવાની ઈચ્છા કરવી. ૧૫ ચડિયાતું થવાને ઉત્કંઠિત થવું. ૧૬ આજ્ઞા કરવી, હુકમ કરવો. ૧૭ લેવડ-દેવડ કરવી. ૧૮ ખરીદ-વેચાણ કરવું. ૧૯ સૂઈ જવું, ઊંઘવું. ૨૦ જવું. [ ऋ ]

दिव् ( १ प० सेट् देवति ) ૧ શોક કરવો ૨ વિલાપ કરવો ૩ દુખ સહન કરવુ, દુખી હોવુ ૪ દુખ દેવુ ૫ નડવુ, હરકત કરવી ૬ મરડવુ ૭ આક્રોશ કરવો ૮ માગવુ, યાચના કરવી ૯ જવુ [ क्र ]

दिव् ( १० उ० सेट् देवयति–ते ) ઉપર પ્રમાણે અર્થ

दिव् ( १० आ० सेट् देवयते ) ૧ પક્ષીએ કિલકિલાટ શબ્દ કરવો, ટહુકવુ ૨ પક્ષીએ ચિચિયાટી કરવી, ચીસ પાડવી ૩ ગાડી વગેરેએ ' ચિચૂડ–ચિચૂડ ' અવાજ કરવો ૪ અસ્પષ્ટ શબ્દ કરવો ૫ વિલાપ કરવો ૬ રોવુ, રુદન કરવુ ૭ આક્રોશ કરવો ૮ શોક કરવો ૯ દુખી હોવુ ૧૦ દુખ દેવુ

दिश् ( ६ उ० अनिट् दिशति–ते ) ૧ દેખાડવુ, બતાવવુ ૨ સમજાવવુ ૩ દેવુ, આપવું ૪ આજ્ઞા આપવી, હુકમ કરવો ૫ બોલવુ, કહેવુ अति–૧ વિષયાંતર કરવુ, ચાલુ વિષયને છોડી દઈ બીજા વિષયનો ઉપદેશ આપવો–વ્યાખ્યાન આપવુ ૨ એક વસ્તુના ધર્મ કે નિયમનુ બીજી વસ્તુમા આરોપણ કરવુ अन्वा–૧ પાછળથી આજ્ઞા કરવી ૨ ઉપદેશ આપવો अप–૧ વેશ પલટો કરવો, પહેરવેશ બદલવો ૨ સાચી હકીકત છૂપાવવી ૩ છેતરવું आ–૧ આજ્ઞા કરવી, ફરમાવવું, હુકમ કરવો ૨ દેખાડવુ ૩ બોલાવવુ उद्–૧ જાહેર કરવુ, પ્રસિદ્ધ કરવું ૨ દેખાડવુ ૩ વસ્તુનુ નિરૂપણ કરવું ૪ ઉપદેશ આપવો ૫ આજ્ઞા કરવી ૬ સંકલ્પ કરવો ૭ લક્ષ્ય કરવુ, ધ્યાન ઉપર લેવુ, તાકવું ૮ દેખવું, તપાસવું ૯ સમ્મતિ લેવી ૧૦ સ્વીકારવું ૧૧ સમાપ્ત કરવું.

पुड् ( ६ प० सेट् पुडति ) ૧ સુખી હોવું ૨ સુખી કરવુ ૩ આનંદ કરવો ૪ પ્રસન્ન થવુ ૫ પ્રસન્ન કરવું

पृण् ( ६ प० सेट् पृणति ) ૧ ખુશી થવુ ૨ ખુશી કરવુ ૩ તૃપ્ત થવુ, ધરાવુ ૪ તૃપ્ત કરવુ

पृथ् ( १० उ० सेट् पर्थयति-ते ) ૧ ફેંકવું ૨ ઉછાળવુ ૩ ખસેડવુ ૪ દૂર કરવુ ૫ મોકલવું ૬ પ્રેરવુ, પ્રેરણા કરવી

पृष् ( १ प० सेट् पर्षति ) ૧ ભીંજવવું, પલાળવુ ૨ છાંટવુ ૩ દેવું, આપવું ૪ થાકવું, થાકી જવુ ૫ દુઃખ દેવુ ૬ નડવુ, સતાવવુ ૭ હણવું [ क ]

पॄ ( १ प० सेट् परति ) ૧ પૂરવુ, ભરવું ૨ પૂર્ણ કરવુ

पॄ ( ३ प० सेट् पिपर्ति ) ૧ પાલન-પોષણ કરવુ ૨ રક્ષણ કરવું બચાવવું ૩ પૂરવુ, ભરવુ ૪ પૂર્ણ કરવુ

पॄ ( ९ प० सेट् पृणाति ) ઉપર પ્રમાણે અર્થ

पॄ ( १० उ० सेट् पारयति-ते ) ૧ પૂર્ણ કરવું ૨ પૂરવુ, ભરવુ ૩ પાલન-પોષણ કરવું ૪ રક્ષણ કરવું ૫ પાર પામવું

पेण् ( १ प० सेट् पेणति ) ૧ જવું ૨ આલિંગન કરવું, ભેટવું ૩ ચીપવું ૪ પીસવું [ क्र ]

पेल् ( १ प० सेट् पेलति ) ૧ જવું ૨ હાલવુ, કંપવું [ क्र ]

पेल् ( १० उ० सेट् पेलयति-ते ) ૧ જવુ ૨ હાલવું, કંપવું [ क्र ]

पेव् ( १ आ० सेट् पेवते ) ૧ સેવા-ભક્તિ કરવી ૨ સારવાર કરવી ૩ નોકરી કરવી [ क्र ]

पेष् ( १ आ० सेट् पेषते ) ૧ ઠરાવવું, નક્કી કરવું ૨ નિશ્ચય કરવો ૩ સેવવુ, ભક્તિ કરવી ૪ સારવાર કરવી ૫ નોકરી કરવી ૬ પ્રયાસ કરવો [ क्र ]

पेस् ( १ प० सेट् पेसति ) જવું. [ ऋ ]

पै ( १ प० अनिट् पायति ) ૧ સુકાવું, શુષ્ક થવું. ૨ કરમાવું. ૩ સૂકવવું, શુષ્ક કરવું.

पैण् ( १ प० सेट् पैणति ) ૧ જવું. ૨ હાલવું, કંપવું. ૩ પ્રેરણા કરવી. ૪ આજ્ઞા કરવી. ૫ મોકલવું. ૬ સમાગમ કરવો, મળવું. ૭ આલિંગન કરવું, ભેટવું. ૮ પીસવું. ૯ સંયુક્ત કરવું, જોડવું. ૧૦ સંયુક્ત થવું, જોડાવું. ૧૧ સ્પર્શ કરવો. [ऋ]

प्याय् ( १ आ० सेट् प्यायते ) ૧ વધવું, વૃદ્ધિંગત થવું. ૨ મોટું થવું. ૩ જાડું થવું. ૪ ફૂલવું. ૫ મજબૂત હોવું. [ऐ, ओ]

प्युष् ( १ प० सेट् प्योषति ) ૧ છોડવું, ત્યાગ કરવો. ૨ મુક્ત કરવું.

प्युष् ( १० उ० सेट् प्योषयति-ते ) ઉપર પ્રમાણે અર્થ.

प्युष् ( ४ प० सेट् प्युष्यति ) ૧ જુદું થવું. ૨ જુદું કરવું, વિભાગ કરવો. ૩ બળવું. ૪ બાળવું.

प्युस् ( ४ प० सेट् प्युस्यति ) ઉપર પ્રમાણે અર્થ.

प्यै ( १ आ० अनिट् प्यायते ) ૧ વધવું, વૃદ્ધિંગત થવું. ૨ મોટું થવું. ૪ જાડું થવું. ૪ ફૂલવું. ૫ મજબૂત હોવું.

प्रच्छ् ( ६ प० अनिट् पृच्छति ) પૂછવું, પ્રશ્ન કરવો. आ- ( आत्म० आपृच्छते ) નીકળતી વેળાએ રજા લેવી, વિદાય માગવી. प्रति-૧ પૂછવું. ૨ ફરીથી પૂછવું. ૩ જવાબ દેવો, ઉત્તર આપવો.

प्रथ् ( १ आ० सेट् प्रथते ) ૧ પ્રખ્યાત હોવું. ૨ પ્રસિદ્ધ હોવું, જાહેર હોવું. [ ष् ]

प्रथ् ( १० उ० सेट् प्राथयति-ते ) ૧ પ્રખ્યાત કરવું. ૨ પ્રખ્યાત હોવું. ૩ પ્રસિદ્ધ કરવું, જાહેર કરવું. ૪ પ્રસિદ્ધ હોવું. ૫ ફેંકવું. ૬ ઉછાળવું. ૭ ફેલાવવું.

प्रथ ( १० उ० सेट् प्रथयति-ते ) १ ઉપર પ્રમાણે અર્થ ૨ ગાવું, ગાયન કરવુ ૩ સ્તુતિ કરવી, સ્તવના કરવી
प्रस् ( १ आ० सेट् प्रसते ) १ પ્રસવ કરવો, જન્મ આપવો ૨ વિસ્તારવું, ફેલાવવું [ पृ ]
प्रा ( २ प० अनिट् प्राति ) १ પૂરવું, ભરવુ ૨ પૂર્ણ કરવુ
प्री ( १ उ० सेट् प्रयति-ते ) १ પ્રીતિ કરવી, પ્રેમ કરવો ૨ ચાહવું, ઈચ્છવું ૩ પ્રસન્ન થવુ, ખુશી થવુ ૪ પ્રસન્ન કરવું ૫ તૃપ્ત થવું, ધરાવું ૬ તૃપ્ત કરવુ
प्री ( ४ आ० अनिट् प्रीयते ) ઉપર પ્રમાણે અર્થ
प्री ( ९ उ० अनिट् प्रीणाति, प्रीणीते ) ઉપર પ્રમાણે અર્થ
प्री ( १० उ० सेट् प्रीणयति-ते। प्राययति-ते ) ઉપર પ્રમાણે અર્થ
प्रु ( १ आ० अनिट् प्रवते ) १ જવું ૨ સરકવુ, ખસવું ૩ હાલવું, કંપવું
प्रुट् ( १ प० सेट् प्रोटति ) १ મર્દન કરવુ, ચોળવુ ૨ ઘસવું ૩ મરડવું
प्रुड् ( १ प० सेट् प्रोडति ) १ ઉપર પ્રમાણે અર્થ
प्रुष् ( १ प० सेट् प्रोषति ) १ બાળવુ ૨ બળવુ ૩ ભૂંજવુ ૪ ગરમ કરવુ [ क्र ]
प्रुष् ( ९ प० सेट् प्रुष्णाति ) १ પ્રેમ કરવો ૨ પ્રેમાળ હોવું ૩ સૌમ્ય હોવુ, સુંદર હોવુ ૪ કોમળ હોવુ ૫ ચીકટુ હોવુ ૬ સીંચવુ, પલાળવુ ૭ છાંટવુ ૮ પૂરવુ, ભરવુ ૯ પૂર્ણ કરવુ ૧૦ છોડી દેવુ, ત્યાગ કરવો ૧૧ મુક્ત કરવુ ૧૨ સેવવુ, સેવા કરવી
प्रेङ्खोल ( १० उ० सेट् प्रेङ्खोलयति-ते ) १ હીંચકવુ, ઝૂલવુ

२ હીંચકાવવું. ૩ ડોલવું, કંપવું. ૪ ડોલાવવું. ૫ સંશય પામવો, સંદિગ્ધ થવું.

प्रेण् ( १ प० सेट् प्रेणति ) ૧ જવું. ૨ પ્રેરવું, પ્રેરણા કરવી. ૩ આલિંગન કરવું, ભેટવું. [ ऋ ]

प्रेष् ( १ प० सेट् प्रेषति ) ૧ જવું. ૨ મોકલવું. [ ऋ ]

प्रोथ् ( १ उ० सेट् प्रोथति–ते ) ૧ સમર્થ હોવું. ૨ યોગ્ય હોવું, લાયક હોવું. ૩ પૂર્ણ થવું. ૪ પૂર્ણ કરવું. ૫ નષ્ટ કરવું. [ ऋ ]

प्लक्ष् ( १ उ० सेट् प्लक्षति-ते ) ખાવું, ભક્ષણ કરવું.

प्लव् ( १ आ० सेट् प्लवते ) ૧ કૂદવું. ૨ તરવું.

प्लिह् ( १ आ० सेट् प्लेहते ) જવું.

प्ली ( ९ प० अनिट् प्लीनाति, प्लिनाति ) ૧ જવું. ૨ આલિંગન કરવું, ભેટવું.

प्लु ( १ आ० अनिट् प्लवते ) ૧ જવું. ૨ કૂદવું. ૩ ફરકવું. ૪ ઊડવું. ૫ તરવું. उत्–૧ ઊડવું. ૨ ઊછળવું. ૩ કૂદવું. परि–૧ તરવું. ૨ ડૂબકી મારવી. वि–૧ ડૂબી જવું. ૨ જલમય થવું, પાણીનું પુષ્કળ પૂર આવવું. ૩ ઉપદ્રવ થવો, આફત આવવી. ૪ બળવો થવો, હુલ્લડ થવું.

प्लुष् ( १ प० सेट् प्लोषति ) ૧ બાળવું. ૨ બળવું. ૩ ભૂંજવું. ૪ ગરમ કરવું, [ ऊ ]

प्लुष् ( ४ प० सेट् प्लुष्यति ) ઉપર પ્રમાણે અર્થ. [ ऊ ]

प्लुष् ( ९ प० सेट् प्लुष्णाति ) ૧ પ્રેમ કરવો. ૨ પ્રેમાળ હોવું. ૩ સૌમ્ય હોવું, સુંદર હોવું. ૪ કોમળ હોવું. ૫ ચીકણું હોવું. ૬ ચીકણું કરવું. ૭ ભીંજવવું, પલાળવું. ૮ છાંટવું. ૯ પૂરવું, ભરવું. ૧૦ પૂર્ણ કરવું. ૧૧ છોડી દેવું, ત્યાગ

ઠરવો ૧૨ મુક્ત કરવુ ૧૩ ચાહવુ, ઇચ્છવુ ૧૪ દયા કરવી ૧૫ સેવવુ, સેવા કરવી

प्लुष् ( ४ प० सेट् प्लुष्यति ) ૧ બળવું ૨ બાળવુ ૩ ભૂજવું ૪ ગરમ કરવું ૫ વિભાગ કરવો, વહેચવું [ क्र ]

प्लेव् ( १ आ० सेट् प्लेवते ) ૧ સેવા કરવી, ભક્તિ કરવી ૨ સાર વાર કરવી ૩ નોકરી કરવી [ क्र ]

प्सा ( २ प० अनिट् प्साति ) ૧ ખાવુ, ભક્ષણ કરવુ ૨ રક્ષણ કરવું, બચાવવું ૩ રાખવું, મૂકવું

फक्क् ( १ प० सेट् फक्कति ) ૧ ધીમે-ધીમે ચાલવું ૨ ઘૂંટણિયે ચાલવુ, હાથે-પગે ચાલવુ ૩ નીચે જવું ૪ અયોગ્ય રીતે વર્તવું ૫ દુરાચાર સેવવો

फण् ( १ प० सेट् फणति ) ૧ જવું ૨ અનાયાસે ઉત્પન્ન થવુ ૩ સહેલાઇથી ઉત્પન્ન કરવું ૪ તેજોહીન કરવું ૫ ઉષ્ણતા ઓછી કરવી

फण् ( १० उ० सेट् फाणयति-ते ) ૧ ચળકવું, ચમકવું ૨ સુશોભિત હોવું ૩ તેજોહીન કરવું ૪ ઉષ્ણતા ઓછી કરવી

फर्व् ( १ प० सेट् फर्वति ) ૧ જવું ૨ પૂર્ણ કરવું, પૂરુ કરવુ, ૩ ભરવું, પૂરવું

फल् ( १ प० सेट् फलति ) ૧ ફળવું, ફળવાળુ હોવું ૨ ફળ રૂપ હોવું, રસાળ હોવું, ઘણો પાક અને ઘણા ફળ આવે એવું હોવું ૩ ફળરૂપ કરવું ૪ સફળ થવું, ઇચ્છા મુજબ કાર્ય થવું ૫ સફળ કરવું ૬ ઉત્પન્ન થવું ૭ ઉત્પન્ન કરવું ૮ જવું, ગમન કરવું

फल् ( १ प० सेट फलति ) ૧ વિકસિત થવું, ખીલવું ૨ વિખરાવું ૩ ફાટવુ ૪ ફાડવું ૫ ચીરવું ૬ તોડવું [ आ, नि ]

फुल्ल् ( १ प० सेट् फुल्लति ) ૧ ફૂલવાળું થવું, પુષ્પયુક્ત થવું. ૨ વિકસવું, ખીલવું. ૩ ફૂલી જવું, ઊપસવું. ૪ પ્રફુલ્લિત થવું, આનંદમગ્ન થવું. ૫ ફુલાઇ જવું, બડાઇ મારવી.

फेल् ( १ प० सेट् फेलति ) ૧ જવું. ૨ હાલવું, કંપવું. ૩ સ્થલાંતર કરવું. [ ऋ ]

फ्वल् ( १ प० सेट् फ्वलति ) ૧ જીવવું, જીવિત હોવું. ૨ હયાત હોવું, વિદ્યમાન હોવું.

वंह् ( १ आ० सेट् वंहते ) વધવું, વૃદ્ધિંગત થવું. [ उ ]

वंह् ( १ प० सेट् वंहति ) ૧ શોભવું. ૨ ચળકવું, ચમકવું. ૩ બોલવું, કહેવું. [ उ ]

वंह् ( १० उ० सेट् वंहयति-ते ) ઉપર પ્રમાણે અર્થ.

वक्क् ( १ आ० सेट् वक्कते ) ૧ વાંકું હોવું. ૨ વાંકું કરવું. ૩ વાંકું-ચૂકું ચાલવું. [ उ ]

वठ् ( १ प० सेट् वठति ) ૧ પરાક્રમી હોવું. ૨ સમર્થ હોવું. ૩ જાડું હોવું. ૪ મોટું હોવું. ૫ વધવું, વૃદ્ધિંગત થવું.

वड् ( १ प० सेट् वडति ) ઉપર પ્રમાણે અર્થ.

वण् ( १ प० सेट् वणति ) શબ્દ કરવો.

वद् ( १ प० सेट् वदति ) ૧ સ્થિર હોવું, નિશ્ચલ હોવું. ૨ ઊભા રહેવું. ૩ સ્વસ્થ થવું. ૪ નિશ્ચય કરવો.

वद् ( १ उ० सेट् वदति-ते ) બોલવું, કહેવું.

वद् ( १० उ० सेट् वादयति-ते ) બોલવું, કહેવું.

वध् ( १ आ० सेट् वीभत्सते ) ૧ ઘૃણા કરવી, સૂગ આવવી. ૨ ધિક્કારવું. ૩ નિંદવું. ૪ દ્વેષ કરવો.

वध् ( १ आ० सेट् वधते ) ૧ બાંધવું. ૨ કેદ કરવું. ૩ પકડવું. ૪ સંયમન કરવું, કાબૂમાં રાખવું. ૫ વધ કરવો, હણવું.

बध् ( १० उ० सेट् बाधयति-ते ) ઉપર પ્રમાણે અર્થ

बन् ( ८ आ० सेट् बनुते ) યાચવુ, માગવુ

बन्ध् ( ९ प० अनिट् बध्नाति ) ૧ બાધવુ ૨ ચોટાડવુ ૩ જડવુ ૪ કેદ કરવુ ૫ પકડવું ૬ સયમન કરવુ, કાબૂમા રાખવું ૭ કર્મોને જીવપ્રદેશો સાથે સયુક્ત કરવા, કષાયાદિ કરવાથી કર્મ બાધવા अनु-૧ સયુક્ત કરવુ, જોડવુ ૨ એકત્ર કરવુ ૩ અનુસરવુ ૪ સમાગમમા આવવુ, સગ કરવો आ-૧ મજબૂત બાધવું ૨ છૂટુ કરવુ, મુક્ત કરવુ उद्-૧ વીંટવુ, લપેટવુ ૨ ઊંચુ કરીને બાધવુ ૩ ઊંચે બાધવુ ૪ ફાસીએ લટકાવવુ नि-૧ કરવુ, બનાવવુ, રચવુ ૨ છૂટુ કરવુ, મુક્ત કરવુ ૩ બાધવુ निर्-આગ્રહ કરવો प्र-૧ પ્રબધ રૂપે કહેવુ, કથારૂપે કહેવુ ૨ વિસ્તારથી કહેવુ ૩ કલ્પનાથી બોલવુ, અટકળે કહેવુ प्रति-૧ રોકવુ, અટકાવવુ ૨ વીંટવુ सम्-૧ સબધ બાધવો, મેળ કરવો ૨ સયુક્ત કરવુ, જોડવુ ૩ સારી રીતે બાધવુ

बन्ध् ( १० उ० सेट् बन्धयति-ते ) ઉપર પ્રમાણે અર્થ

बभ्र् ( १ प० सेट् बभ्रति ) ૧ જવુ ૨ સ્થલાતર કરવુ

बम्भ् ( १ प० सेट् बम्भति ) ૧ જવુ ૨ સ્થલાતર કરવુ

बर्ब् ( १ प० सेट् बर्बति ) ૧ જવુ ૨ સ્થલાતર કરવું

बर्ह् ( १ आ० सेट् बर्हते ) ૧ શ્રેષ્ઠ હોવુ ૨ મુખ્ય હોવુ ૩ દેવુ, આપવુ ૪ યાદ કરવુ ૫ બોલવુ, કહેવુ ૬ ઠપકો આપવો ૭ ફેલાવવુ, વિસ્તારવુ ૮ કાઢવુ ૯ હણવુ ૧૦ દુખ દેવુ

बर्ह् ( १० उ० सेट् बर्हयति-ते ) ૧ બોલવુ, કહેવુ ૨ સુશોભિત હોવુ ૩ ચળકવુ, ચમકવુ ૪ હણવુ ૫ દુખ દેવુ

वल् ( १ प० सेट् वलति ) ૧ જીવવું, જીવિત હોવું. ૨ ધાન્યનો સંગ્રહ કરવો. ૩ ધાન્યથી કોઠારિયું કે કોઠી ભરવી. ૪ જોવું. ૫ તપાસવું. ૬ વીગતવાર કહેવું. ૭ સ્પષ્ટ કરવું, ખુલ્લું કરવું.

वल् ( १ आ० सेट् वलते ) ૧ દેવું, આપવું. ૨ બોલવું, કહેવું. ૩ જવું. ૪ ઠપકો દેવો. ૫ દુઃખ દેવું. ૬ હણવું.

वल् ( १० उ० सेट् वालयति-त्ते ) બાળકની પેઠે પાલન-પોષણ કરવું.

वल् ( १० आ० सेट् वालयते ) ૧ વીગતવાર કહેવું. ૨ સ્પષ્ટ કરવું, ખુલ્લું કરવું. ૩ તપાસવું. ૪ જોવું, દેખવું.

वल ( १० उ० सेट् वलयति-त्ते ) ૧ જીવવું, જીવિત હોવું. ૨ ધાન્યનો સંગ્રહ કરવો. ૩ ધાન્યથી કોઠારિયું કે કોઠી ભરવી. ૪ જોવું, દેખવું. ૫ તપાસવું. ૬ વીગતવાર કહેવું. ૭ સ્પષ્ટ કરવું, ખુલ્લું કરવું.

वल्ह् ( १ आ० सेट् वल्हते ) ૧ શ્રેષ્ઠ હોવું. ૨ મુખ્ય હોવું. ૩ દેવું, આપવું. ૪ યાદ કરવું. ૫ બોલવું, કહેવું. ૬ ઠપકો આપવો. ૭ ફેલાવવું, વિસ્તારવું. ૮ ઢાંકવું. ૯ હણવું. ૧૦ દુઃખ દેવું.

वल्ह् ( १० उ० सेट् वल्हयति-त्ते ) ૧ બોલવું, કહેવું. ૨ શોભવું. ૩ ચળકવું, ચમકવું.

वस्त् ( १० आ० सेट् वस्तयते ) ૧ યાચવું, માગવું. ૨ જવું. ૩ દુઃખ દેવું. ૪ હણવું.

वह् ( १ आ० सेट् वहते ) વધવું, વૃદ્ધિંગત થવું.

वह्ल् ( १ आ० सेट् वह्लते ) ૧ શ્રેષ્ઠ હોવું. ૨ મુખ્ય હોવું. ૩ દેવું, આપવું. ૪ યાદ કરવું. ૫ બોલવું, કહેવું. ૬ ઠપકો આપવો. ૭ ફેલાવવું, વિસ્તારવું. ૮ ઢાંકવું. ૯ હણવું. ૧૦ દુઃખ દેવું.

वहॢ् ( १० उ० सेट् वहॢयति-न्ते ) ૧ શોભવું, ૨ ચળકવુ, ચમકવું ૩ બોલવું, કહેવુ

वाड् ( १ आ० सेट् वाडते ) ૧ નહાવુ ૨ ડૂબકી મારવી ૩ ડૂબી જવુ ૪ પલાળવુ, ભીંજવવું [ऋ]

बाध् ( १ आ० सेट् बाधते ) ૧ નડવું, અડચણ કરવી ૨ વિઘ્ન કરવું ૩ વિરોધ કરવો ૪ બાધવુ, બાઝવું, ટંટો કરવો ૫ રોકવું, અટકાવવુ ૬ પીડવું, દુઃખ દેવુ सम्-૧ મર્દન કરવુ ૨ પગચંપી કરવી ૩ દુઃખ દેવુ [ऋ]

बाहृ ( १ आ० सेट् बाहते ) પ્રયત્ન કરવો [ऋ]

विट् ( १ प० सेट् वेटति ) ૧ આક્રોશ કરવો ૨ શાપ દેવો ૩ ગાળ દેવી ૪ નિંદવું

विण्ट् ( १ प० सेट् विण्टति ) ઉપર પ્રમાણે અર્થ [उ]

विन्द् ( १ प० सेट् विन्दति ) ૧ અવયવ કરવા, વિભાગ કરવા ૨ અવયવ હોવા, વિભાગ હોવા [उ]

विम्ब् ( १ प० सेट् विम्बति ) ૧ સુશોભિત હોવુ ૨ ચળકવુ

विल् ( ६ प० सेट् विलति ) ૧ બીલ કરવું ઉંદર વગેરેએ દર કરવું ૨ બખોલ કરવી ૩ ગુફા કરવી ૪ છિદ્ર કરવુ, બાકુ પાડવું ૫ કાણુ પાડવું ૬ ભેદવું, ફાડવું

विल् ( १ प० सेट् वेलति ) ૧ ફેંકવું ૨ ઉછાળવું, ઉડાડવુ ૩ બીલ કરવું, ઉંદર વગેરેએ દર કરવું ૪ બખોલ કરવી ૫ ગુફા કરવી ૬ છિદ્ર કરવું, બાકુ પાડવું ૭ કાણુ પાડવું ૮ ભેદવું, ફાડવું

विल् ( १० उ० सेट् वेलयति-न्ते ) ઉપર પ્રમાણે અર્થ

विस् ( ४ प० सेट् बिस्यति ) ૧ ફેંકવું ૨ ઉછાળવું, ઉડાડવું

चुक्क् ( १ प० सेट् चुक्कति ) ૧ કૂતરાનું ભસવું. ૨ સિંહાદિનું ગર્જવું. ૩ ગધેડાનું ભૂંકવું. ૪ કૂતરાની પેઠે બકબકાટ કરવો. ૫ વઢવું. ૬ તિરસ્કારવું. ૭ ભાષણ કરવું. ૮ બોલવું, કહેવું.

चुक्क् ( १० उ० सेट् चुक्कयति-ते ) ૧ ઉપર પ્રમાણે અર્થ. ૨ બોલાવવું. ૩ પીડવું, દુઃખ દેવું.

चुट् ( १ प० सेट् चोटति ) હણવું.

चुट् ( १० उ० सेट् चोटयति-ते ) હણવું.

चुड् ( ६ प० सेट् चुडति ) ૧ છોડવું, ત્યાગ કરવો. ૨ વસ્ત્રાદિથી ઢાંકવું.

चुण्ठ् ( १ प० सेट् चुण्ठति ) ૧ હણવું. ૨ જખમી કરવું. ૩ માર મારવો. ૪ દુઃખ દેવું. [ उ ]

चुण्ठ् ( १० उ० सेट् चुण्ठयति-ते ) ઉપર પ્રમાણે અર્થ.

चुद् ( १ उ० सेट् चोदति-ते ) ૧ ઝીણવટથી જોવું. ૨ સારાસારનો વિચાર કરવો. ૩ વિવેચન કરવું.

चुध् ( १ प० सेट् चोधति ) ૧ જણાવવું, જ્ઞાન કરાવવું. ૨ બોધ આપવો, પ્રતિબોધ કરવો.

बुध् ( १ उ० सेट् बोधति-ते ) ૧ જાણવું, સમજવું. ૨ જાગવું, જાગી જવું. ૩ જાગૃત રહેવું, જાગતા રહેવું. अभिनि- નિશ્ચિતરૂપે જાણવું. प्र-૧ જાગવું, જાગી જવું. ૨ જાગૃત રહેવું, જાગતા રહેવું. प्रति-૧ શિખામણ આપવી, સમજાવવું. ૨ ઉપદેશ આપવો. ૩ રાહ જોવી, વાટ જોવી. प्रतिवि- ૧ જાગવું, જાગી જવું. ૨ જાગૃત રહેવું, જાગતા રહેવું. संप्र-સત્યજ્ઞાનને પ્રાપ્ત કરવું. [ ऋ ]

बुध् ( ४ आ० अनिट् बुध्यते ) ઉપર પ્રમાણે અર્થ.

बुन्द् ( १ उ० सेट् बुन्दति-ते ) ૧ વિચારવુ ૨ જાણવુ, સમજવુ ૩ દેખવુ, જોવુ [ क,ऋ ]
बुन्ध् ( १ उ० सेट् बुन्धति-ते ) ઉપર પ્રમાણે અર્થ [ क, ऋ ]
बुन्ध् ( १ प० सेट् बुन्धति ) ૧ હણવુ ૨ પીડવુ ૩ બાધવુ [उ]
बुन्ध् ( १० उ० सेट् बुन्धयति-ते ) ૧ હણવુ ૨ પીડવુ ૩ બાધવુ
बुल् ( १ प० सेट् बोलति ) ૧ ડૂબવુ ૨ ડૂબકી મારવી ૩ બોળવુ, પ્રવાહી વસ્તુમા બોળવુ-ઝબોળવુ
बुल् ( १० उ० सेट् बोलयति-ते ) ઉપર પ્રમાણે અર્થ
बुस् ( ४ प० सेट् बुस्यति ) છોડવુ, ત્યાગ કરવો
बुस्त् ( १० उ० सेट् बुस्तयति-ते ) ૧ આદર-સત્કાર કરવો ૨ વદન કરવુ ૩ અપમાન કરવુ ૪ તિરસ્કારવુ
बृह ( १ प० सेट् बृहति ) ૧ વધવુ, વૃદ્ધિગત થવુ ૨ હાથીએ ગર્જના કરવી ૩ ઊચે સાદે શબ્દ કરવો ૪ સુશોભિત હોવુ ૫ ચળકવુ, ચમકવુ ૬ બોલવુ [ उ ]
बृह् ( १० उ० सेट् बृहयति-ते ) ૧ શોભવુ ૨ ચળકવુ ૩ બોલવુ
बृह ( १ प० सेट् बर्हति ) ૧ વધવુ, વૃદ્ધિગત થવુ ૨ ઊચે સાદે શબ્દ કરવો [ ऋ ]
बृह् ( ६ प० वेट् बृहति ) ૧ ઉદ્યમ કરવો, પ્રયાસ કરવો ૨ ઉઠાવવુ, ઊચુ કરવુ ૩ ઉપાડવુ ૪ ઉદ્ધાર કરવો, ઉદ્ધરવુ, સારી સ્થિતિ કરવી
बॄ ( ९ उ० सेट् बृणाति, बृणीते ) ૧ પાલન-પોષણ કરવુ ૨ રક્ષણ કરવુ, બચાવવુ ૩ ધારણ કરવુ ૪ સ્વીકારવુ, ગ્રહણ કરવુ ૫ પસદ કરવુ ૬ માગવુ, યાચવુ ૭ વીણવુ
बेह् ( १ आ० सेट् बेहते ) પ્રયત્ન કરવો [ ऋ ]

व्युप् ( १० उ० सेट् व्योपयति-ते ) છોડવું, ત્યાગ કરવો.

व्युष् ( ४ प० सेट् व्युष्यति ) ૧ બળવું. ૨ બાળવું. ૩ ભૂંજવું. ૪ વિભાગ કરવો. ૫ ટુકડા કરવા.

व्युस् ( ४ प० सेट् व्युस्यति ) ઉપર પ્રમાણે અર્થ.

व्रण् ( १ प० सेट् व्रणति ) શબ્દ કરવો.

ब्रू ( २ उ० अनिट् ब्रवीति, ब्रूते । आह ) ૧ બોલવું, કહેવું. अनु-૧ અનુવાદ કરવો, ભાષાંતર કરવું. ૨ પછીથી બોલવું. प्रति-૧ ઉત્તર આપવો. ૨ વિરુદ્ધ બોલવું. वि-૧ વિરુદ્ધ બોલવું. ૨ વિવાદ કરવો.

ब्रूस् ( १० उ० सेट् ब्रूसयति-ते ) ૧ હણવું. ૨ દુઃખ દેવું.

व्ली ( ९ प० अनिट् व्लिनाति, व्लीनाति ) ૧ સ્વીકારવું, ગ્રહણ કરવું. ૨ પસંદ કરવું. ૩ ઢાંકવું, આચ્છાદન કરવું. ૪ ઓઢાડવું. ૫ જવું. ૬ સરકવું, ખસવું. ૭ વીણવું.

व्लेष्क ( १ प० सेट् व्लेष्कति ) જોવું, દેખવું.

व्लेष्क ( १० उ० सेट् व्लेष्कयति-ते ) જોવું, દેખવું.

भक्ष् ( १ उ० सेट् भक्षति-ते ) ખાવું, ભક્ષણ કરવું.

भक्ष् ( १० उ० सेट् भक्षयति-ते ) ખાવું, ભક્ષણ કરવું.

भज् ( १ उ० अनिट् भजति-ते ) ૧ ભજવું, ભજન કરવું. ૨ સેવા કરવી. ૩ ભોગવવું, ઉપભોગ કરવો. ૪ આશરો લેવો. ૫ ગ્રહણ કરવું, લેવું. ૬ વહેંચવું. ૭ વિભાગ કરવો, જુદું કરવું. ૮ અપેક્ષાએ થવું કે ન થવું, કરવું કે ન કરવું; ઈત્યાદિ અપેક્ષાશ્રિત વિધિ-નિષેધરૂપ ભજના કરવી. वि-૧ વિભાગ કરવો, જુદું કરવું. ૨ વહેંચવું. ૩ અપેક્ષાશ્રિત વિધિ-નિષેધરૂપ ભજના કરવી. सम्-ભાગ આપવો. संवि-૧ ભાગ આપવો. ૨ બક્ષિસ આપવું.

भज् ( १० उ० सेट् भाजयति-ते ) १ પકાવવુ, રાધવુ ૨ દેવુ, આપવુ ૩ જુદુ કરવું, અલગ કરવુ

भञ्ज् ( ७ प० अनिट् भनक्ति ) ૧ ભાગવુ ૨ ટુકડા કરવા ૩ તોડવું ૪ ફોડવું ૫ નષ્ટ કરવુ ૬ ભગાડવું, નસાડવુ ૭ પરાજય કરવો, હરાવવુ [ ओ ]

भञ्ज् (१० उ० सेट् भञ्जयति-ते) ૧ સુશોભિત હોવુ ૨ ચળકવું, ચમકવું ૩ બોલવુ, કહેવુ प्रवि-વિવાદ કરવો वि-આપવુ

भञ्ज् ( १ प० सेट् भञ्जति ) ઉપર પ્રમાણે અર્થ [ उ ]

भट् ( १ प० सेट् भटति ) ૧ ભાડે ગણવું ૨ ભાડે આપવું ૩ નોકરી કરવી ૪ નોકર રાખવો ૫ મજુરી કરવી ૬ મજુરી લેવી ૭ પગાર લેવો ૮ પાલન-પોષણ કરવુ ૯ ધરવું, ધારણ કરવું ૧૦ ભરવું, પૂરવું ૧૧ ભઠવું, ઠપકો આપવો ૧૨ બકવાદ કરવો ૧૩ વિવાદ કરવો ૧૪ બોલવુ

भण् ( १ प० सेट् भणति ) બોલવુ, કહેવુ प्रति-ઉત્તર આપવો, જવાબ દેવો

भण्ट् ( १ प० सेट् भण्टति ) ૧ ઠગવુ ૨ ફસાવવું [ उ ]

भण्ट् ( १० उ० सेट् भण्टयति-ते ) ૧ ઠગવુ ૨ ફસાવવું

भण्ड् ( १ आ० सेट् भण्डते ) ૧ ભાડવુ, ગાળ દેવી ૨ કલક આપવું ૩ નિદા કરવી ૪ ઠપકો દેવો ૫ બોલવું, કહેવું ૬ મશ્કરી કરવી ૭ રમવુ [ उ ]

भण्ड् ( १ प० सेट् भण्डति ) ૧ કલ્યાણકારી બોલવુ ૨ કલ્યાણ કારી હોવું, માગલિક હોવું ૩ શુભ કાર્ય કરવું [ उ ]

भण्ड् ( १० उ० सेट् भण्डयति-ते ) ઉપર પ્રમાણે અર્થ

भन् ( १ प० सेट् भनति ) પૂજવું, પૂજા કરવી

भन्द् (१ उ० सेट् भन्दति-ते) ૧ સુખી હોવું. ૨ સુખી કરવું. ૩ કલ્યાણકારી બોલવું. ૪ કલ્યાણકારી હોવું, માંગલિક હોવું. ૫ શુભ કાર્ય કરવું. ૬ પ્રેમ કરવો, પ્રીતિ કરવી. ૭ ચળકવું, ચમકવું. [उ]

भन्द् (१० उ० सेट् भन्दयति-ते) ઉપર પ્રમાણે અર્થ.

भरण (११ प० सेट् भरण्यति) ૧ ભરણ-પોષણ કરવું. ૨ ધરવું, ધારણ કરવું. ૩ જવું.

भर्त्स् (१० उ० सेट् भर्त्सयति-ते) ૧ તિરસ્કારવું, ધિક્કારવું. ૨ ઠપકો આપવો. ૩ ધમકાવવું, ધમકી આપવી. ૪ બીવરાવવું. ૫ દૂષણ દેવું. ૬ નિંદવું.

भर्भ् (१ प० सेट् भर्भति) ૧ હણવું. ૨ દુઃખ દેવું.

भर्व् (१ प० सेट् भर्वति) ૧ હણવું. ૨ દુઃખ દેવું. ૩ ભોજન કરવું, ભક્ષણ કરવું, ખાવું.

भल् (१ आ० सेट् भलते) ૧ વ્યાખ્યાન આપવું, ભાષણ કરવું. ૨ બોલવું, કહેવું. ૩ ઠપકો દેવો. ૪ જણાવવું, સમજાવવું. ૫ દેવું, આપવું. ૬ દુઃખ દેવું. ૭ હણવું. सम्-૧ સાંભળવું. ૨ સંભાળવું, સંભાળ રાખવી. ૩ સાવધાન રહેવું.

भल् (१० उ० सेट् भालयति-ते) ૧ જોવું, દેખવું. ૨ તપાસવું. ૩ વીગતવાર કહેવું. ૪ વિવાદ કરવો. नि-જોવું, દેખવું. सम्-૧ સંભાળ રાખવી. ૨ સાવધાન રહેવું. ૩ સાંભળવું.

भल (१० आ० सेट् भलयते) ૧ વાદ-વિવાદ કરવો. ૨ ઉપર ફેંકવું.

भल्ल् (१ आ० सेट् भल्लते) ૧ વ્યાખ્યાન આપવું, ભાષણ કરવું. ૨ બોલવું, કહેવું. ૩ ઠપકો દેવો. ૪ જણાવવું, સમજાવવું. ૫ દેવું, આપવું. ૬ દુઃખ દેવું. ૭ હણવું.

भष् ( १ प० सेट् भषति ) ૧ કૂતરાએ ભસવુ ૨ કૂતરાની પેઠે બકવાદ કરવો ૩ નિંદા કરવી

भस् ( १ प० सेट् भसति ) ખાવુ, ભક્ષણ કરવુ

भस् (३ प० सेट् बभस्ति ) ૧ સુશોભિત હોવુ ૨ ચળકવુ, ચમકવુ ૩ ઠપકો આપવો ૪ ધમકી આપવી ૫ ડરાવવુ ૬ ધિક્કારવુ ૭ દૂષણ દેવુ ૮ નિંદવુ

भा ( २ प० अनिट् भाति ) ૧ સુશોભિત હોવુ ૨ ચળકવુ, ચમકવુ ૩ પ્રકાશવુ ૪ આનંદી હોવુ ૫ ભાસવુ, લાગવુ, જણાવુ ૬ હોવુ, વિદ્યમાન હોવુ ૭ કૂદવુ. ૮ ધમવુ ૯ ગુસ્સે થવુ

भाज ( १० उ० सेट् भाजयति-ते ) ૧ વિભાગ કરવો, જુદુ કરવુ ૨ વહેંચવુ ૩ ભાગવુ ૪ ભાગાકાર કરવો सवि- ૧ ભાગ આપવો ૨ બક્ષિસ આપવુ ૩ ભેટ આપવુ

भाम् ( १ आ० सेट् भामते ) ક્રોધ કરવો, ગુસ્સે થવુ

भाम ( १० उ० सेट् भामयति-ते ) ક્રોધ કરવો, ગુસ્સે થવુ

भाष ( १ आ० सेट भाषते ) બોલવુ, કહેવુ अनु-૧ અનુવાદ કરવો, ભાષાંતર કરવુ ૨ ચિંતન કરવુ ૩ પાછળ બોલવુ अव-યાચના કરવી, માગવુ आ-૧ ભાષણ કરવુ ૨ બોલવુ, કહેવુ परि-૧ વીગતવાર કહેવુ ૨ નિંદાયુક્ત બોલવુ वि-૧ સારી રીતે કહેવુ, સ્પષ્ટ કહેવુ ૨ વ્યાખ્યા કરવી ૩ વિકલ્પથી વિધાન કરવુ ૪ વિરુદ્ધ બોલવુ

भास् ( १ आ० सेट भासते ) ૧ સુશોભિત હોવુ ૨ ચકચકિત હોવુ, ચમકવુ ૩ ભાસવુ, લાગવુ, જણાવુ ૪ પસંદ હોવુ ૫ દેખાવુ, દૃષ્ટિગોચર થવુ

भिक्ष् ( १ आ० सेट् भिक्षते ) ૧ માગવું, ભીખ માગવી. ૨ લોભ કરવો. ૩ પ્રાપ્ત કરવું, મેળવવું. ૪ પ્રાપ્ત ન કરવું, ન મેળવવું. ૫ ક્લેશ પામવો. ૬ ગ્લાનિ પામવી, થાકી જવું.

भिद् ( ७ उ० अनिट् भिनत्ति, भिन्त्ते-भिन्ते ) ૧ ભેદવું, ફાડવું, ચીરવું. ૨ ટુકડા કરવા. ૩ વિભાગ કરવો, ભાગ પાડવો. ૪ ભિન્ન કરવું, બીજું કરવું, અન્ય કરવું. उद्-૧ ઊંચું કરવું, ઊભું કરવું. ૨ વિકસિત કરવું, પ્રફુલ્લિત કરવું. ૩ અંકુરિત કરવું. ૪ ભેદવું, ફાડવું. परि-૧ જાણવું. ૨ બોલવું; કહેવું. ૩ ભેદવું, ફાડવું. [ ऋद ]

भिद् ( १० उ० सेट् भेदयति-ते ) ઉપર પ્રમાણે અર્થ.

भिन्द् ( १ प० सेट् भिन्दति ) ૧ ભેદવું, ફાડવું, ચીરવું. ૨ ટુકડા કરવા. ૩ વિભાગ કરવો, ભાગ પાડવો. [ उ ]

भिल् ( १० उ० सेट् भेलयति-ते ) ૧ વિભાગ કરવો, અલગ કરવું. ૨ ભેદવું, ફાડવું. ૩ બીલ કરવું, ઊંદર વગેરેએ દર કરવું. ૪ બખોલ કરવી. ૫ ગુફા કરવી. ૬ છિદ્ર કરવું, બાંકું પાડવું. ૭ કાણું પાડવું.

भिंप् ( १ प० सेट् भेपति ) ૧ રોગ મટાડવા માટે ઇલાજ લેવો, ઔષધ વગેરે આપવું. ૨ રોગની પરીક્ષા કરવી. ૩ વૈદું કરવું. ૪ માંદાની સારવાર કરવી. ૫ ભય પામવો, બીવું, ડરવું.

भिषज् ( ११ प० सेट् भिषज्यति ) ૧ રોગ મટાડવા માટે ઇલાજ લેવો, દવા વગેરે આપવું. ૨ રોગની પરીક્ષા કરવી. ૩ વૈદું કરવું, ડૉક્ટરી કરવી. ૪ માંદાની સારવાર કરવી.

भिष्णज् ( ११ प० सेट् भिष्णज्यति ) ૧ સારવાર કરવી. ૨ સેવવું, સેવા કરવી. ૩ નોકરી કરવી.

मिष्णुक् (११ प० सेट् भिष्णुक्यति) ઉપર પ્રમાણે અર્થ
भी (१ प० अनिट् भयति) બીવુ, ભય પામવો
भी (३ प० अनिट् बिभेति) બીવુ, ભય પામવો [ञि]
भी (९ प० अनिट् भिनाति, भीनाति) १ બીવુ, ભય પામવો
૨ ભરણ–પોષણ કરવું
भी (१० उ० सेट् भाययति-ते) બીવુ, ભય પામવો
भुज् (६ प० अनिट् भुजति) ૧ વાકુ હોવું ૨ વાકુ કરવું
૩ મરડવુ ૪ કુટિલતા કરવી, આડોડાઈ કરવી [ओ]
भुज् (७ प० अनिट् भुनक्ति) ૧ પાલન–પોષણ કરવું ૨ રક્ષણ
કરવુ, બચાવવું
भुज् (७ आ० अनिट् भुङ्क्ते) ૧ ખાવું, ભક્ષણ કરવું ૨ ભોગ
વવુ, ઉપભોગ કરવો ૩ સેવવુ, સેવન કરવુ ૪ સહેવુ,
સહન કરવુ सम्–સભોગ કરવો, મૈથુન સેવવુ
भुण्ड् (१ आ० सेट् भुण्डते) ૧ સ્વીકારવું, ગ્રહણ કરવું ૨ આ
શ્રય આપવો ૩ પાલન કરવું ૪ ઉદ્ધત થવુ [उ]
भुरज् (१ आ० सेट् भुरजते) પ્રાપ્ત કરવું, મેળવવું
भुरण (११ प० सेट् भुरण्यति) ૧ પાલન–પોષણ કરવું
૨ ધરવું, ધારણ કરવું ૩ યુદ્ધ કરવું
भुर् (१ प० सेट् भूर्वति) ખાવુ, ભક્ષણ કરવું
भू (१ प० सेट् भवति) ૧ હોવું, વિદ્યમાન હોવું ૨ થવુ,
ઊપજવું, ઉત્પન્ન થવું ૩ જન્મવું ૪ રહેવું, વસવુ ૫ પ્રાપ્ત
થવુ, મળવું ૬ પ્રાપ્ત કરવું, પામવું, મેળવવું अधि–
૧ અધિક હોવું, વધારે હોવું ૨ સ્વામી હોવું, ધણી હોવું
૩ સત્તાધીશ હોવું, હકુમત કરવી अनु–૧ અનુભવવુ,
અનુભવ કરવો ૨ જાણવું, સમજવું ૩ ભોગવવું, ઉપ

ભોગ કરવો. ૪ સહેવું, સહન કરવું. ૫ શોધવું, ખોજ કરવી. ૬ પાછળ જન્મવું. अन्तर्-અંતર્ધાન થવું, અદૃશ્ય થવું. अभि-૧ અપમાન કરવું. ૨ તિરસ્કારવું. ૩ હરાવવું. ૪ દુઃખ દેવું. ૫ દુઃખી હોવું. आ-ભાગ મળવો. आविस्-૧ પ્રગટ થવું. ૨ ખુલ્લું થવું. ૩ દેખાવું. ૪ ઉત્પન્ન થવું. उद्-૧ ઉત્પન્ન થવું, ઊપજવું, નીપજવું. ૨ જન્મવું. तिरस्-૧ અંતર્ધાન થવું, અદૃશ્ય થવું. ૨ વાંકું થવું. ૩ આડું હોવું, વચ્ચે હોવું. परा-૧ પરાભવ કરવો, હરાવવું. ૨ તિરસ્કારવું. ૩ અપમાન કરવું. परि-૧ હરાવવું. ૨ તિરસ્કારવું. ૩ અપમાન કરવું. ૪ ઘેરવું, ઘેરી લેવું. प्र-૧ સમર્થ હોવું, શક્તિમાન હોવું. ૨ સ્વામી હોવું, ધણી હોવું. ૩ સત્તાધીશ હોવું, હકુમત ચલાવવી. ૪ પહોંચી વળવું, સ્પર્ધામાં બરાબરી કરવી. ૫ અધિક થવું, વધવું. ૬ ઉત્પન્ન થવું. ૭ દેખાવું, દૃષ્ટિગોચર થવું. ૮ જવું, ગમન કરવું. प्रति-૧ જામીન થવું, બાંયધરી વહોરવી. ૨ બદલામાં આપવું. ૩ તુલ્યરૂપ હોવું. प्रादुस्-૧ પ્રગટ થવું. ૨ ખુલ્લું થવું. वि-વ્યાપક હોવું, વ્યાપીને રહેવું. ૨ સ્વામી હોવું, ધણી હોવું. ૩ સમર્થ હોવું. ૪ સત્તાધીશ હોવું, હકુમત કરવી. ૫ આશ્રય દેવો. ૬ પાલન કરવું. ૭ સ્થાપવું, સ્થાપન કરવું. ૮ જોવું, દેખવું. व्यति-પરસ્પર મિત્ર થવું. सम्-૧ સંભાવના કરવી, “ આમ અથવા આટલું હોવું જોઇએ ” એ પ્રમાણે અટકળ કરવી. ૨ યોગ્ય હોવું, લાયક હોવું. ૩ સમાવેશ થવો. ૪ ઉત્પન્ન થવું. ૫ સમર્થ હોવું. ૬ પરાક્રમી હોવું. ૭ જીતવું. ૮ એકત્ર કરવું, મેળાપ કરવો.

भू (१ आ० सेट् भवते) ૧ પ્રાપ્ત કરવુ, મેળવવું ૨ પ્રાપ્ત થવુ, મળવુ ૩ હોવુ, વિદ્યમાન હોવું ૪ થવુ, ઊપજવુ, ઉત્પન્ન થવુ ૫ જન્મવુ ૬ રહેવુ, વસવુ

भू (१० आ० सेट् भावयते) ૧ પ્રાપ્ત કરવુ, મેળવવુ ૨ પ્રાપ્ત થવુ મળવુ

भू (१० उ० सेट् भावयति-न्ते) ૧ ડરમોવવુ, સહેજ પ્રવાહી પદાર્થ સાથે ભેળવીને મસળવું ૨ એકત્ર કરવુ, ભેળવવુ, મેળવવુ ૩ સસ્કારિત કરવુ ૪ ચિંતન કરવુ, વિચારવુ ૫ મનન કરવુ ૬ શુદ્ધ થવું, પવિત્ર થવુ ૭ શુદ્ધ કરવુ, પવિત્ર કરવુ ૮ સ્વચ્છ થવુ ૯ સ્વચ્છ કરવુ

भूष् (१ प० सेट् भूषति) ૧ શણગારવુ, સુશોભિત કરવુ ૨ આભૂષણ પહેરાવવુ

भूष् (१० उ० सेट् भूषयति-न्ते) ઉપર પ્રમાણે અર્થ

भृ (१ उ० अनिट् भरति-ते) ૧ પાલન-પોષણ કરવું ૨ આશ્રય દેવો ૩ ધરવુ, ધારણ કરવું ૪ ભરવુ, પૂરવુ ૫ ભરી દેવુ, પૂરુ કરવું सम्-સક્ષેપ કરવો, સંકોચ કરવો ૨ પાલન-પોષણ કરવું ૩ ધરવુ, ધારણ કરવુ

भृ (३ उ० अनिट् बिभर्ति, बिभृते) ઉપર પ્રમાણે અર્થ [डु, ञ्]

भृश् (१ उ० सेट् भृशति-ते) ૧ શોભવું ૨ ચળકવુ, ચમકવુ ૩ બોલવુ, કહેવુ [उ]

भृश् (१० उ० सेट् भृशयति-न्ते) ઉપર પ્રમાણે અર્થ

भृज् (१ आ० सेट् भर्जते) ૧ ભૂજવું ૨ શેકવું ૩ તળવું [ऐ]

भृड् (६ प० सेट् भृडति) ૧ નહાવું ૨ ડૂબકી મારવી

भृणीय् (१ आ० सेट् भृणीयते) ક્રોધ કરવો, ગુસ્સે થવું

भृश् ( ४ प० सेट् भृश्यति ) ૧ નીચે પડવું. ૨ ભ્રષ્ટ થવું, પતિત થવું. [ ऊ ]

भृ ( ९ प० सेट् भृणाति ) ૧ ભૂંજવું. ૨ શેકવું. ૩ તળવું. ૪ ભરણ-પોષણ કરવું. ૫ રક્ષણ કરવું. ૬ ધરવું, ધારણ કરવું. ૭ ઝાલવું, શોભવું. ૮ પકડવું. ૯ વઢવું. ૧૦ ઠપકો દેવો. ૧૧ તિરસ્કારવું.

भेष् ( १ उ० सेट् भेषति-ते ) ૧ બીવું, ડરવું. ૨ જવું. [ ऋ ]

भ्यस् ( १ आ० सेट् भ्यसते ) બીવું, ભય પામવો.

भ्रंश् ( १ आ० सेट् भ्रंशते ) ૧ નીચે પડવું. ૨ પડી જવું. ૩ સ્ખલિત થવું. ૪ ચૂકવું, ભૂલ કરવી. ૫ ભ્રષ્ટ થવું, પતિત થવું. ૬ પલાયન કરવું, નાસી જવું. ૭ રહિત હોવું, વિના હોવું, સિવાય હોવું. ૮ તૂટવું. ૯ ફૂટવું. ૧૦ ખંડિત થવું. ૧૧ ભાંગી જવું. ૧૨ ભાંગવું, ભાંગી નાખવું. ૧૩ નષ્ટ થવું. ૧૪ નષ્ટ કરવું. [ ऊ ]

भ्रंश् ( ४ प० सेट् भ्रश्यति ) ઉપર પ્રમાણે અર્થ. [ ऊ ]

भ्रंस् ( १ आ० सेट् भ्रंसते ) ઉપર પ્રમાણે અર્થ. [ ऊ ]

भ्रक्ष् ( १ उ० सेट् भ्रक्षति-ते ) ખાવું, ભક્ષણ કરવું.

भ्रण् ( १ प० सेट् भ्रणति ) શબ્દ કરવો.

भ्रम् ( १ प० सेट् भ्रमति, भ्राम्यति ) ૧ ચક્રાકાર ઘૂમવું, ભમવું, ફરવું. ૨ ભટકવું, રખડવું. ૩ પર્યટન કરવું, ભ્રમણ કરવું. ૪ ભ્રમણા થવી, ભ્રાંતિ થવી. ૫ ભૂલ કરવી. वि-૧ વિલાસ કરવો. ૨ ક્રીડા કરવી, રમવું. सम्-૧ ભયભીત થવું, ગભરાવું. ૨ ભ્રાંતિ થવી. ૩ સન્માન કરવું, સત્કાર કરવો. ૪ અતિશય ભ્રમણ કરવું. [ ऊ ]

भ्रम् ( ૪ प० सेट् भ्राम्यति ) ઉપર પ્રમાણે અર્થ [ क्र ]
भ्रश् ( ४ प० सेट् भ्रश्यति ) ૧ નીચે પડવુ ૨ પડી જવુ ૩ સ્ખલિત થવુ ૪ ચૂકવુ, ભૂલ કરવી ૫ ભ્રષ્ટ થવુ, પતિત થવું ૬ પલાયન કરવું, નાસી જવુ ૭ રહિત હોવુ, વિના હોવુ, સિવાય હોવુ ૮ તૂટવું ૯ ફૂટવું ૧૦ ખડિત થવુ ૧૧ ભાગી જવુ ૧૨ નષ્ટ થવુ ૧૩ નષ્ટ કરવું [ क्र ]
भ्रस्ज् ( ६ उ० अनिट् भृज्जति–ते ) ૧ ભૂજવુ ૨ શેકવુ ૩ તળવુ ૪ પકાવવું, રાધવુ
भ्राज् ( १ आ० सेट् भ्राजते ) ૧ શોભવુ, સુશોભિત હોવુ ૨ ચળકવુ, ચકચકિત હોવું
भ्राज् ( १ आ० सेट् भ्राजते ) ઉપર પ્રમાણે અર્થ [ द्रु ]
भ्राश् ( १ आ० सेट् भ्राशते, भ्राश्यते ) ૧ શોભવુ, સુશોભિત હોવુ ૨ ચળકવુ, ચમકવું [ क्र, द्रु ]
भ्रास् ( १ आ० सेट् भ्रासते, भ्रास्यते ) ઉપર પ્રમાણે અર્થ [ द्रु ]
भ्री ( ९ प० अनिट् भ्रीणाति, भ्रिणाति ) ૧ ભરણ–પોષણ કરવું ૨ આશ્રય દેવો ૩ ધરવું, ધારણ કરવું ૪ ઝાલવુ, થોભવુ ૫ પકડવું ૬ ભરવુ, પૂરવું ૭ ભરી દેવું, પૂરુ કરવુ ૮ બીવું, ભય પામવો
भ्रुड् ( ६ प० सेट् भ्रुडति ) ૧ એકઠુ કરવું ૨ સગ્રહ કરવો ૩ એકઠુ થવું ૪ ઢાકવુ ૫ પાથરવું
भ्रूण् ( १० आ० सेट् भ्रूणयते ) ૧ આશા રાખવી ૨ ઇચ્છવું ૩ વિશ્વાસ રાખવો ૪ શકિત થવું, સશય કરવો ૫ બીવું
भ्रेज् ( १ आ० सेट् भ्रेजते ) ૧ શોભવું, સુશોભિત હોવુ ૨ ચળકવું, ચમકવુ [ क्र ]

भ्रेप् ( १ उ० सेट् भ्रेपति-ते ) ૧ નીતિભ્રષ્ટ થવું, પતિત થવું. ૨ બીવું, ભય પામવો. ૩ હાલવું, કંપવું. ૪ જવું, ચાલવું. [ऋ]

भ्लक्ष् ( १ उ० सेट् भ्लक्षति-त्ते ) ખાવું, ભક્ષણ કરવું.

भ्लाश् ( १ आ० सेट् भ्लाशते, भ्लाश्यते ) ૧ શોભવું, સુશોભિત હોવું. ૨ ચળકવું, ચમકવું. [ ऋ, दु ]

भ्लास् ( १ आ० सेट् भ्लासते, भ्लास्यते ) ઉપર પ્રમાણે અર્થ. [ ऋ, दु ]

भ्लेप् ( १ उ० सेट् भ्लेपति-ते ) ૧ નીતિભ્રષ્ટ થવું, પતિત થવું. ૨ બીવું, ભય પામવો. ૩ હાલવું, કંપવું. ૪ જવું, ચાલવું. [ऋ]

मंह् ( १ आ० सेट् मंहते ) વધવું, વૃદ્ધિંગત થવું. [ उ ]

मंह् ( १ प० सेट् मंहति ) ૧ સુશોભિત હોવું. ૨ ચળકવું, ચમકવું. ૩ બોલવું, કહેવું. [ उ ]

मंह् ( १० उ० सेट् मंहयति-ते ) ઉપર પ્રમાણે અર્થ.

मक् ( १ आ० सेट् मकते ) ૧ જવું. ૨ સ્થલાંતર કરવું.

मक्क् ( १ आ० सेट् मक्कते ) ૧ જવું. ૨ સ્થલાંતર કરવું.

मक्ष् ( १ प० सेट् मक्षति ) ૧ એકઠું કરવું. ૨ એકઠું થવું. ૩ મિશ્રિત કરવું, ભેળવવું. ૪ મિશ્રિત થવું, ભળી જવું. ૫ ભરવું, પૂરવું. ૬ રોકવું, અટકાવવું. ૭ ક્રોધ કરવો.

मख् ( १ प० सेट् मखति ) ૧ જવું. ૨ સ્થલાંતર કરવું. ૩ સરકવું, ખસવું. ૪ હાલવું, કંપવું.

मग् ( १ प० सेट् मगति ) ૧ જવું. ૨ સ્થલાંતર કરવું.

मगध ( ११ प० सेट् मगध्यति ) ૧ વીંટવું, લપેટવું. ૨ નીચની નોકરી કરવી. ૩ યાચવું, માગવું. ૪ પૂછવું.

मङ्क् ( १ आ० सेट् मङ्कते ) ૧ શણગારવું, સુશોભિત કરવું. ૨ જવું. ૩ સ્થલાંતર કરવું. ૪ સરકવું, ખસવું. [ उ ]

मद्व् (१ प० सेट मद्वति) ૧ જવુ ૨ સરકવુ, ખસવુ ૩ હાલવું, કંપવું [च]

मद्व् (१ प० सेट् मद्वति) ૧ જવુ ૨ સરકવુ, ખસવુ ૩ હાલવુ, કંપવુ ૪ જાણવું ૫ સાધવું [च]

मद्वघ् (१ प० सेट् मद्वति) શણગારવુ, સુશોભિત કરવું [च]

मद्व् (१ आ० सेट् मद्वते) ૧ ઉતાવળા ચાલવું ૨ ખરાબ રીતે ચાલવું ૩ ચાલવા માડવું, ચાલવાની શરૂઆત કરવી ૪ જવું, ચાલવુ ૫ ઠગવું, છેતરવું ૬ જુગાર રમવો ૭ આરંભ કરવો, શરૂઆત કરવી ૮ જલદી કરવું ૯ ઉતાવળ કરવી ૧૦ તિરસ્કારવું ૧૧ દોષ દેવો ૧૨ નિંદવું [च]

मच् (१ आ० सेट् मचते) ૧ કપટ કરવું ૨ ઢોંગ કરવો ૩ બહાનુ કાઢવું ૪ લુચ્ચાઈ કરવી ૫ ઠગવું, છેતરવુ ૬ ફુલાવવું ૭ દુરાચારી હોવુ ૮ ગર્વ કરવો ૯ વખાણ કરવા, પ્રશંસા કરવી ૧૦ ખુશામત કરવી ૧૧ બોલવું, કહેવું ૧૨ પીસવું, વાટવુ ૧૩ ટીપવુ, કૂટવું ૧૪ ઉકાળવું

मज् (१ प० सेट् मजति) ૧ ગર્વ કરવો ૨ ઉન્માદ કરવો, ઉન્મત્ત થવુ ૩ કામાતુર થવું ૪ શબ્દ કરવો

मञ्च् (१ प० सेट् मञ्चति) જવું [ऊ]

मञ्च् (१ आ० सेट् मञ्चते) ૧ ધરવું, ધારણ કરવું ૨ ઊંચુ હોવું ૩ ઊંચુ કરવું ૪ પૂજવું, પૂજા કરવી ૫ ધ્યાન ધરવું ૬ સુશોભિત હોવું ૭ ચળકવું, ચમકવું ૮ કપટ કરવું ૯ ઢોંગ કરવો ૧૦ બહાનું કાઢવું ૧૧ લુચ્ચાઈ કરવી ૧૨ દુરાચારી હોવુ ૧૩ ગર્વ કરવો ૧૪ પ્રશંસા કરવી ૧૫ કહેવું, બોલવું ૧૬ પીસવું, વાટવુ ૧૭ ટીપવું, કૂટવું ૧૮ ઉકાળવું [ऊ]

मञ्ज् ( १ प० सेट् मञ्जति ) ૧ સુશોભિત હોવું, શોભવું. ૨ સુશોભિત કરવું, શણગારવું. ૩ શબ્દ કરવો.

मञ्ज् ( १ प० सेट् मञ्जति ) ૧ માંજવું, સાફ કરવું. ૨ શબ્દ કરવો. [ उ ]

मञ्ज् ( १० उ० सेट् मञ्जयति-त्ते ) ઉપર પ્રમાણે અર્થ.

मट् ( १ प० सेट् मटति ) ૧ નાશ કરવો. ૨ ખિન્ન કરવું. ૩ ખિન્ન થવું. ૪ નાનું હોવું. ૫ થોડું હોવું, ઓછું હોવું.

मठ् ( १ प० सेट् मठति ) ૧ નિવાસ કરવો, રહેવું. ૨ ઉન્મત્ત થવું. ૩ ગાંડું હોવું. ૪ ગાંડું કરવું. ૫ જાડું હોવું. ૬ જાડું કરવું. ૭ મર્દન કરવું. ૮ ગભરાવું. ૯ મઢવું.

मण् ( १ प० सेट् मणति ) ન સમજાય એવું બોલવું. ૨ શબ્દ કરવો.

मण्ठ् ( १ आ० सेट् मण्ठते ) ૧ સંભારવું, યાદ કરવું. ૨ વિચારવું. ૩ ચિંતા કરવી. ૪ શોક કરવો. ૫ ઉત્કંઠિત થવું, ઉત્સુક થવું, આતુર થવું. [ उ ]

मण्ड् ( १ प० सेट् मण्डति ) ૧ શણગારવું, સુશોભિત કરવું. ૨ ખુશી કરવું. ૩ ખુશી થવું. [ उ ]

मण्ड् ( १० उ० सेट् मण्डयति-त्ते ) ઉપર પ્રમાણે અર્થ.

मण्ड् ( १ आ० सेट् मण्डते ) ૧ વીંટવું, લપેટવું. ૨ ઘેરવું, ઘેરી લેવું. ૩ વિભાગ કરવો, અલગ કરવું. ૪ ટુકડા કરવા. ૫ ચામડી ઉતરડવી, ખાલ ઉતારવી. [ उ ]

मथ् ( १ प० सेट् मथति ) ૧ મંથન કરવું, વલોવવું. ૨ ડહોળવું, ડખોળવું. ૩ હલાવવું, કંપાવવું. ૪ ક્લેશ પમાડવો. ૫ હેરાન કરવું, સતાવવું. ૬ નાશ કરવો. ૭ વિચાર કરવો, ચિંતન કરવું. ૮ મનન કરવું. [ ए ]

मद् ( १ प० सेट् मदति ) ૧ આનંદ પામવો, ખુશી થવુ ૨ ઉન્માદ કરવો, ઉન્મત્ત થવુ ૩ ગર્વ કરવો ૪ દીનતા કરવી, ગ્લાન થવુ ૫ ગ્લાન કરવુ ૬ ગરીબ હોવુ [ ऐ ]

मद् ( ४ प० सेट् माद्यति ) ૧ મદ કરવો, અહંકાર કરવો ૨ ઉન્માદ કરવો, ઉન્મત્ત થવું ૩ ગાડા થવુ ૪ ભૂલ કરવી ૫ હર્ષ પામવો, ખુશી થવુ उद्–૧ ઉન્માદ કરવો, ઉન્મત્ત થવુ ૨ ગાડા થવુ प्र–૧ પ્રમાદ કરવો, આળસ કરવી ૨ ભૂલ કરવી ૩ ખુશી થવું [ ऐ ]

मद् ( १० आ० सेट् मादयते ) ૧ સંતુષ્ટ કરવું ૨ સમાધાન કરવુ ૩ તૃપ્ત થવુ, ધરાવુ ૪ તૃપ્ત કરવુ

मन् ( १ प० सेट् मनति ) ૧ માન આપવુ, સત્કાર કરવો ૨ પૂજવું, ભજવું ૩ ગર્વ કરવો ૪ માનવુ

मन् ( १० उ० सेट् मानयति–ते ) ઉપર પ્રમાણે અર્થ

मन् ( ४ आ० अनिट् मन्यते ) ૧ જાણવું, સમજવું ૨ માનવું, માન્ય કરવું, કબૂલ કરવુ ૩ વિચારવું, ચિંતન કરવું अनु– ૧ માન્ય કરવુ, કબૂલ કરવુ ૨ અનુમતિ આપવી સમ્મત થવુ अप–અપમાન કરવું अभि–૧ અભિમાન કરવુ ૨ સમ્મત થવુ, અનુમતિ આપવી ૩ ચાહવું, ઇચ્છવુ अव–અપમાન કરવું परि–માન આપવુ, સત્કાર કરવો सम्–સમ્મત થવું, અનુમતિ આપવી

मन् ( ८ आ० सेट् मनुते ) ઉપર પ્રમાણે અર્થ [ ऊ ]

मन् ( १० आ० सेट् मानयते ) ૧ ગર્વ કરવો ૨ થભી જવુ, અટકી જવું ૩ વલાવવુ, અટકાવવું, રોકવું ૪ પ્રતિકૂલ થવું, વિરુદ્ધ થવું

मन (१० उ० सेट् मनयति-त्ते) ધરવું, ધારણ કરવું.

मन्तु (११ उ० सेट् मन्तूयति-ते) ૧ અપરાધ કરવો, ગુનો કરવો. ૨ રોષ કરવો, ક્રોધ કરવો.

मन्त्र् (१० आ० सेट् मन्त्रयते) ૧ ગુપ્ત કહેવું, છાની વાત કરવી. ૨ ખાનગી મસલત કરવી. ૩ સલાહ લેવી. ૪ વિચારવું. ૫ આમંત્રણ કરવું, બોલાવવું. अभि–મંત્રિત કરવું, મંત્રથી સંસ્કારિત કરવું. आ–૧ આમંત્રણ કરવું, બોલાવવું. ૨ સત્કાર કરવો, સન્માન કરવું. नि–૧ નિમંત્રણ કરવું, નોતરવું, નોતરું આપવું. ૨ આમંત્રણ કરવું, બોલાવવું. प्रति–ઉત્તર આપવો, જવાબ દેવો.

मन्त्र् (१ प० सेट् मन्त्रति) ઉપર પ્રમાણે અર્થ.

मन्थ् (१ प० सेट् मन्थति) ૧ હણવું. ૨ દુઃખ દેવું. ૩ ક્લેશ પમાડવો. ૪ કંકાસ કરવો. ૫ દુઃખી હોવું. ૬ સંકટગ્રસ્ત હોવું. ૭ શોક કરવો. [उ]

मन्थ् (१ प० सेट् मन्थति) ૧ ઉપર પ્રમાણે અર્થ. ૨ મંથન કરવું, વલોવવું. ૩ ડહોળવું, ડખોળવું. ૪ હલાવવું, કંપાવવું. ૫ ઘસવું. ૬ મર્દન કરવું. ૭ વિચાર કરવો, ચિંતન કરવું. ૮ મનન કરવું.

मन्थ् (९ प० सेट् मथ्नाति) ૧ મંથન કરવું, વલોવવું. ૨ ડહોળવું, ડખોળવું. ૩ હલાવવું, કંપાવવું. ૪ ઘસવું. ૫ મર્દન કરવું. ૬ ક્લેશ પમાડવો. ૭ સતાવવું, હેરાન કરવું. ૮ નાશ કરવો. ૯ વિચાર કરવો, ચિંતન કરવું. ૧૦ મનન કરવું.

मन्द् (१ आ० सेट् मन्दते) ૧ મંદ હોવું, આળસુ હોવું. ૨ મૂર્ખ હોવું. ૩ ઢીલ કરવી. ૪ થાકી જવું. ૫ સૂવું,

ઊઘવુ ૬ માદુ હોવુ ૭ ઉન્મત્ત થવુ, ઉન્માદ કરવો ૮ ગર્વ કરવો ૯ ખુશી થવુ ૧૦ આનદ કરવો ૧૧ ચાહવુ, ઈચ્છવુ ૧૨ સ્તુતિ કરવી, સ્તવના કરવી ૧૩ વખાણવુ, પ્રશસા કરવી ૧૪ સુશોભિત હોવુ ૧૫ ચળકવું, ચમકવુ ૧૬ જવુ, ગમન કરવું [उ]

मन्द् (१ प० सेट् मन्दति) ૧ થાકી જવુ, થાક લાગવો ૨ માદુ હોવુ ૩ હર્ષ પામવો, ખુશી થવુ [उ]

मन्द् (१० उ० सेट् मन्दयति-ते) ઉપર પ્રમાણે અર્થ

मभ्र् (१ प० सेट् मभ्रति) ૧ જવુ ૨ સ્થલાતર કરવુ

मय् (१ आ० सेट् मयते) ૧ જવુ ૨ સ્થલાતર કરવુ

मर्क् (१ प० सेट् मर्कति) ૧ જવુ ૨ પૂછવુ

मच् (१० उ० सेट् मचयति-ते) ૧ શબ્દ કરવો, અવાજ કરવો ૨ ગ્રહણ કરવુ, લેવુ ૩ જવુ

मज् (१० उ० सेट् मजयति-ते) શબ્દ કરવો, અવાજ કરવો

मर्ब् (१ प० सेट मर्बति) જવુ

मर्व् (१ प० सेट् मर्वति) ૧ પૂરવુ, ભરવુ ૨ પૂર્ણ કરવુ, સમાપ્ત કરવુ ૩ જવુ, ચાલવુ

मल् (१ आ० सेट् मलते) ૧ ધરવુ, ધારણ કરવુ ૨ શોભવુ, ઓલવુ ૩ પકડવું ૪ વસ્ત્રાદિ પહેરવુ ૫ લગાડવુ, લટકાવવું ૬ ચોટાડવુ

मल (१० उ० सेट् मलयति-ते) ઉપર પ્રમાણે અર્થ

मल्ल् (१ आ० सेट् मल्लते) ઉપર પ્રમાણે અર્થ

मव् (१ प० सेट् मवति) ૧ બાધવુ ૨ રોકવુ, અટકાવવુ

मव्य् (१ प० सेट् मव्यति) ૧ બાધવુ ૨ રોકવુ, અટકાવવુ

मश् ( १ प० सेट् मशति ) ૧ ચિત્તને સ્થિર કરવું. ૨ ધ્યાન ધરવું. ૩ ક્રોધ કરવો. ૪ રીસાવું. ૫ શબ્દ કરવો.

मष् ( १ प० सेट् मषति ) ૧ હણવું. ૨ દુઃખ દેવું. ૩ ક્રોધ કરવો, ગુસ્સે થવું. ૪ રીસાવું. ૫ શબ્દ કરવો.

मस् ( ४ प० सेट् मस्यति ) ૧ સ્વરૂપ બદલવું, રૂપાંતર થવું. ૨ રૂપાંતર કરવું. ૩ માપવું. ૪ તોળવું. [ ऐ ]

मस्क् ( १ आ० सेट् मस्कते ) ૧ જવું. ૨ જાણવું.

मस्ज् ( ६ प० अनिट् मज्जति ) ૧ નહાવું, સ્નાન કરવું. ૨ ડૂબકી મારવી. ૩ ડૂબી જવું. ૪ ધોવું, સ્વચ્છ કરવું. अनु-૧ વિચાર કરવો. ૨ મનન કરવું. उद्-પાણી વગેરે પ્રવાહીમાંથી બહાર નીકળવું. नि-૧ ડૂબી જવું. ૨ અદૃશ્ય થવું. ૩ લીન થવું. ૪ નહાવું. [ ओ, टु ]

मह् ( १ प० सेट् महति ) ૧ પૂજવું, પૂજા કરવી. ૨ સત્કાર કરવો, સન્માન કરવું. ૩ પૂજાવું, પૂજનીય હોવું.

मह ( १० उ० सेट् महयति-ते ) ઉપર પ્રમાણે અર્થ.

मही ( ११ आ० सेट् महीयते ) ૧ પૂજનીય હોવું, પૂજાવું. ૨ પૂજવું, પૂજા કરવી. ૩ સત્કાર પામવો, માનનીય હોવું. ૪ સત્કાર કરવો, સન્માન કરવું. ૫ વધવું, વૃદ્ધિંગત થવું. ૬ વધારવું, વૃદ્ધિ કરવી.

मा ( २ प० अनिट् माति ) ૧ માવું, સમાવું, સમાવેશ થવો. ૨ માપવું, માપ કરવું. ૩ તોળવું. ૪ જાણવું. ૫ નિશ્ચય કરવો. अनु-અનુમાન કરવું, અટકળથી જાણવું. उप-ઉપમા આપવી, તુલના કરવી, સમાનતા કરવી. नि-સ્થાપવું, સ્થાપન કરવું. निर्-નિર્માણ કરવું, બનાવવું, રચવું. परि-૧ માપવું.

૨ તોળવુ ૩ ગણુતરી કરવી પ્ર–સત્યાસત્ય જાણુવુ પ્રતિ–માપવુ ૨ તોળવુ ૩ ગણુતરી કરવી સમ્–માવુ, સમાવું, સમાવેશ થવો

मा ( ४ आ० अनिट् मायते ) ઉપર પ્રમાણે અર્થ

मा ( ३ आ० अनिट् मिमीते ) ૧ ઉપર પ્રમાણે અર્થ ૨ શબ્દ કરવો

माङ्क्ष् ( १ प० सेट माङ्क्षति ) ચાહવુ, ઇચ્છવુ [ उ ]

माड् ( १ उ० सेट् माडति-ते ) ૧ માપવું ૨ ગણુવુ [ ऋ ]

मात् ( १ उ० सेट् माततिन्ते ) ૧ માપવુ ૨ ગણવું [ ऋ ]

मान् ( १ आ० सेट् मीमासते ) ૧ વિચારવુ, ચિંતન કરવું ૨ મનન કરવુ ૩ જ્ઞાનપ્રાપ્તિ માટે ઈચ્છા કરવી, જાણુવાની સ્પૃહા રાખવી

मान् ( १ प० सेट् मानति ) ૧ માન આપવુ, સત્કાર કરવો ૨ પૂજવુ, પૂજા કરવી ૩ માનતા માનવી, આખડી રાખવી, બાધા રાખવી ૪ માનવુ, માન્ય કરવું અપ–૧ અપમાન કરવુ ૨ તિરસ્કારવુ અવ–૧ અપમાન કરવુ ૨ તિરસ્કારવુ

मान् ( १० उ० सेट् मानयति-ते ) ઉપર પ્રમાણે અર્થ

मान्थ् ( १ प० सेट् मान्थति ) ૧ હણુવુ ૨ દુખ દેવું ૩ ક્લેશ પમાડવો ૪ કકાસ કરવો ૫ દુખી હોવુ ૬ સંકટગ્રસ્ત હોવું ૭ શોક કરવો

मार्ग् ( १ प० सेट् मार्गति ) ૧ શોધવુ, ખોજ કરવી ૨ માગવું, યાચવું ૩ સુધારવું, સંસ્કારિત કરવું ૪ સ્વચ્છ કરવું, શુદ્ધ કરવુ ૫ તૈયાર કરવું ૬ જવું ૭ માર્ગમા ચાલવું ૮ ધનુષ્યની દોરી સાથે બાણુ લગાડવુ, પણુછ સાથે બાણુ જોડવું વિ–૧ વિચાર કરવો ૨ ઇચ્છવું ૩ શોધવુ ૪ માગવુ

मार्ग् ( १० उ० सेट् मार्गयति-ते ) ઉપર પ્રમાણે અર્થ

मार्ज् ( १० उ० सेट् मार्जयति-ते ) ૧ માંજવું. ૨ સાફસૂફ કરવું. ૩ શુદ્ધ કરવું, સ્વચ્છ કરવું. ૪ શબ્દ કરવો. प्र-૧ સંજવારી કાઢવી, ઝાડુ-સાવરણી વગેરેથી ધૂળ વગેરે દૂર કરવું. ૨ વસ્ત્રાદિથી ઝાપટવું-સાફસૂફ કરવું.

माह् ( १ उ० सेट् माहति-ते ) ૧ માવું, સમાવું, સમાવેશ થવો. ૨ માપવું. ૩ તોળવું. ૪ ગણવું, ગણતરી કરવી. [ऋ]

मि ( ५ उ० अनिट् मिनोति, मिनुते ) ૧ ફેંકવું. ૨ ઉછાળવું. ૩ વિખેરવું. ૪ ફેલાવવું. अनु-અનુમાન કરવું, અટકળથી જાણવું. प्रति-યથાર્થ જાણવું. [ डु ]

मिच्छ् ( ६ प० सेट् मिच्छति ) ૧ દુઃખ દેવું. ૨ નડવું. ૩ અડચણ કરવો, બાઝવું. ૪ રોકવું, અટકાવવું. ૫ નિવારવું, મનાઈ કરવી.

मिञ्ज् ( १ प० सेट् मिञ्जति ) ૧ સુશોભિત હોવું. ૨ ચળકવું, ચમકવું. ૩ બોલવું, કહેવું. [ उ ]

मिञ्ज् ( १० उ० सेट् मिञ्जयति-ते ) ઉપર પ્રમાણે અર્થ.

मिण्ट् ( १ प० सेट् मिण्टति ) ૧ પ્રેમ કરવો. ૨ સ્નિગ્ધ હોવું, ચીકણું હોવું. ૩ સ્નિગ્ધ કરવું. ૪ ચોપડવું. ૫ કરમોવવું, મોણ દેવું, મોવું. ૬ પીગળાવવું. ૭ પીગળવું. [ उ ]

मिण्ट् ( १० उ० सेट् मिण्टयति-ते ) ઉપર પ્રમાણે અર્થ.

मिथ् ( १ उ० सेट् मेथति-ते ) ૧ બુદ્ધિશાલી હોવું. ૨ જાણવું, સમજવું. ૩ સંયુક્ત કરવું, જોડવું. ૪ સંયુક્ત થવું. ૫ એકઠું કરવું. ૬ એકઠું થવું. ૭ હણવું. ૮ દુઃખ દેવું. [ ऋ ]

मिद् ( १ उ० सेट् मेदति-ते ) ૧ બુદ્ધિશાલી હોવું. ૨ જાણવું, સમજવું, ૩ નમ્ર હોવું. ૪ વિનય કરવો. ૫ અભિમાની હોવું,

ગર્વ કરવો ६ નુકસાન કરવુ ७ દુખ દેવુ ८ માર મારવો ९ હણવુ [ क्र ]

मिद् ( १ आ० सेट् मेदते ) १ સ્નિગ્ધ હોવુ, ચીકણુ હોવુ २ સ્નિગ્ધ કરવુ ३ ચોપડવુ ४ ચોળવુ ५ લીંપવુ ६ આ જવુ ७ કરમોવવુ, મોણ દેવુ, મોવુ ८ પિગળાવવુ ९ પીગળવુ १० ભીંજવવુ, પલાળવુ ११ સુવાળુ હોવુ १२ કોમળ હોવુ १३ સ્નેહ મેળવવો १४ સ્નેહ કરવો, પ્રેમ કરવો [ आ, जि ]

मिद् ( ४ प० सेट् मेद्यति ) ઉપર પ્રમાણે અર્થ [ आ, जि ]

मिद् ( १० उ० सेट् मेदयति-ते ) ઉપર પ્રમાણે અર્થ

मिघ् ( १ उ० सेट् मेघति-ते ) १ બુદ્ધિશાલી હોવુ २ જાણવુ, સમજવુ ३ સયુક્ત કરવુ, જોડવુ ४ સયુક્ત થવુ ५ એકઠુ કરવુ ६ એકઠુ થવુ ७ હણવુ ८ દુખ દેવુ [ क्र ]

मिन्द् ( १ प० सेट् मिन्दति ) १ સ્નિગ્ધ હોવુ, ચીકણુ હોવુ २ સ્નિગ્ધ કરવુ ३ ચોપડવુ ४ ચોળવુ ५ લીંપવુ ६ આ-જવુ ७ કરમોવવુ, મોવુ, મોણ દેવુ ८ પિગળાવવુ ९ પીગળવુ १० ભીંજવવુ, પલાળવુ ११ સુવાળુ હોવુ १२ કોમળ હોવુ १३ સ્નેહ મેળવવો १४ સ્નેહ કરવો [ उ ]

मिन्द् ( १० उ० सेट् मिन्दयति-ते ) ઉપર પ્રમાણે અર્થ

मिन्व् ( १ प० सेट् मिन्वति ) १ ભીંજવવુ, પલાળવુ २ છટકોરવુ, છાંટવુ ३ સેવવુ, સેવા કરવી ४ સ્નાગ્વાર કરવી [ उ ]

मिल ( ६ उ० सेट् मिलति-ते ) १ મળવુ, મેળાપ કરવો २ સયુક્ત થવુ, જોડાવુ ३ ભેટવુ ४ એકઠુ થવુ ५ ભળી જવુ, ભેળસેળ થવુ ६ ચોટવુ, ચોટી જવુ

मिश् ( १ प० सेट् मेशति ) ૧ ક્રોધ કરવો. ૨ શબ્દ કરવો. ૩ ધ્યાન ધરવું. ૪ ચિત્તને સ્થિર કરવું.

मिश्र ( १० उ० सेट् मिश्रयति-ते, मिश्रापयति-ते ) ૧ ભેળસેળ કરવું. ૨ ભેળસેળ થવું. ૩ એકઠું કરવું. ૪ એકઠું થવું.

मिष् ( १ प० सेट् मेषति ) ૧ ભીંજવવું, પલાળવું. ૨ છાંટવું. ૩ સેવવું, સેવા કરવી. ૪ સારવાર કરવી. [ ऊ ]

मिष् ( १ प० सेट् मेषति ) ૧ ક્રોધ કરવો. ૨ શબ્દ કરવો.

मिष् ( ६ प० सेट् मिषति ) ૧ સ્પર્ધા કરવી, હરીફાઇ કરવી. ૨ કુસ્તી કરવી. ૩ ઝઘડવું, કલહ કરવો. उद्-૧ વિકસિત થવું, ખીલવું. ૨ આંખ ઉઘાડવી. नि-આંખ મીંચવી, આંખ બંધ કરવી.

मिस्र ( १० उ० सेट् मिस्रयति-ते, मिस्रापयति-ते ) ૧ ભેળસેળ કરવું. ૨ ભેળસેળ થવું. ૩ એકઠું કરવું. ૪ એકઠું થવું.

मिह् ( १ प० अनिट् मेहति ) ૧ ભીંજવવું, પલાળવું. ૨ છાંટવું, છંટકોરવું. ૩ પેસાબ કરવો.

मी ( १ प० सेट् मयति ) ૧ જાણવું, સમજવું. ૨ વિચારવું. ૩ મનન કરવું. ૪ જવું.

मी ( १० उ० सेट् माययति-ते ) ઉપર પ્રમાણે અર્થ.

मी ( ४ आ० अनिट् मीयते ) ૧ મરવું, મરણ પામવું. ૨ હણવું, મારી નાખવું. ૩ દુઃખ દેવું. [ ओ ]

मी ( ९ उ० अनिट् मीनाति, मीनीते ) ૧ હણવું. ૨ દુઃખ દેવું.

मीम् ( १ प० सेट् मीमति ) ૧ જવું. ૨ શબ્દ કરવો. [ ऋ ]

मील् ( १ प० सेट् मीलति ) ૧ સંકુચિત થવું, સંકોડાવું. ૨ સંકુચિત કરવું. ૩ આંખ મીંચવી. अव-બંધ થવું.

उद्-૧ વિકસિત થવુ, ખીલવુ ૨ ખૂલવુ, ખુલ્લુ થવુ ૩ ઊઘડવું ૪ ફેલાવુ ૫ જાગવુ, જાગૃત થવુ ૬ જગાડવુ

मीव् ( ૧ प० सेट मीवति ) જાડુ હોવુ, પુષ્ટ હોવુ

मुक्ष् ( ૧ प० सेट मुक्षति ) ૧ એકઠુ થવુ ૨ એકઠુ કરવુ ૩ ઢગલો થવો ૪ ઢગલો કરવો

मुच् ( ૧ आ० सेट् मोचते ) ૧ કપટ કરવું ૨ ઢોગ કરવો ૩ બહાનુ કાઢવુ ૪ લુચ્ચાઇ કરવી ૫ છેતરવુ ૬ ફસાવવુ ૭ દુરાચારી હોવુ ૮ ગર્વ કરવો ૯ પ્રશસા કરવી ૧૦ ખુશામત કરવી ૧૧ બોલવુ, કહેવુ ૧૨ પીસવું, વાટવુ ૧૩ ઉકાળવું

मुच् ( ६ उ० अनिट् मुञ्चति-न्ते ) ૧ છોડવું, મુક્ત કરવું ૨ ત્યાગ કરવો, ત્યજવું अव-પહેરવુ आ-૧ ઉતારવુ ૨ ત્યાગ કરવો ૩ પહેરવું [ ल ]

मुच् ( १० उ० सेट् मोचयति-न्ते ) ૧ છોડવુ, મુક્ત કરવુ ૨ ત્યાગ કરવો, ત્યજવું ૩ દેવું, આપવું ૪ સયુક્ત કરવુ, જોડવું ૫ ખુશી થવુ ૬ ખુશી કરવુ

मुज् ( १ प० सेट् मोजति ) ૧ શબ્દ કરવો, અવાજ કરવો ૨ માજવુ, વાસણ વગેરેને ઘસીને સાફ કરવું

मुज् ( १० उ० सेट् मोजयति-न्ते ) ઉપર પ્રમાણે અર્થ

मुञ्च् ( १ प० सेट् मुञ्चति ) ૧ જવુ ૨ મુક્ત થવું, છૂટુ થવું ૩ મુક્ત કરવું प्र-અતિ દાન કરવું, ઘણુ આપવુ वि-૧ મુક્ત કરવું, છોડી દેવું ૨ સમર્પણ કરવું, આપવુ ૩ સોપવુ ૪ હરાવવું [ रु ]

मुञ्च् ( १ आ० सेट् मुञ्चते ) ૧ કપટ કરવુ ૨ ઢોગ કરવો ૩ બહાનુ કાઢવું ૪ લુચ્ચાઈ કરવી ૫ ઠગવું, છેતરવુ

६ ફસાવવું. ૭ દુરાચારી હોવું. ૮ ગર્વ કરવો. ૯ વખાણ કરવાં. ૧૦ ખુશામત કરવી. ૧૧ બોલવું, કહેવું. ૧૨ પીસવું. વાટવું. ૧૩ ઉકાળવું. [ उ ]

मुञ्ज् ( १ प० सेट् मुञ्जति ) ૧ શબ્દ કરવો, અવાજ કરવો. ૨ માંજવું, વાસણ વગેરેને ઘસીને સાફ કરવું. [ उ ]

मुञ्ज् ( १० उ० सेट् मुञ्जयति-त्ते ) ઉપર પ્રમાણે અર્થ.

मुट् ( १ प० सेट् मोटति ) ૧ મોડવું, તોડી નાખવું. ૨ મરડવું, મચડવું, વાંકું વાળવું. ૩ દાબવું. ૪ મસળવું, માલિશ કરવું. ૫ ચૂર્ણ કરવું, ચૂરો કરવો. ૬ દળવું. ૭ રોકવું, અટકાવવું. ૮ બાંધવું. ૯ ગૂંથવું.

मुट् ( १० उ० सेट् मोटयति-त्ते ) ઉપર પ્રમાણે અર્થ

मुट् ( ६ प० सेट् मुटति ) ૧ ઉપર પ્રમાણે અર્થ. ૨ દોષ દેવો. ૩ ઠપકો આપવો. ૪ વઢવું. ૫ નિંદા કરવી.

मुण् ( ६ प० सेट् मुणति ) ૧ કરાર કરવો, વચન આપવું. ૨ પ્રતિજ્ઞા કરવી. ૩ જેમાં સાધ્યને સિદ્ધ કરવાનું હોય તે પોતાનો પક્ષ કહેવો. ૪ જાણવું, સમજવું.

मुण्ट् ( १ प० सेट् मुण्टति ) ૧ મરડવું, મચડવું. ૨ મોડવું, તોડવું. ૩ દાબવું. ૪ વાંકું વાળવું. ૫ સંકુચિત કરવું, સંકોડવું. ૬ મસળવું. ૭ ચૂર્ણ કરવું. ચૂરો કરવો. ૮ દળવું. ૯ રોકવું. ૧૦ બાંધવું. ૧૧ ગૂંથવું. ૧૨ દોષ દેવો. ૧૩ ઠપકો આપવો. ૧૪ વઢવું. ૧૫ નિંદવું ૧૬ દુઃખ દેવું. [ उ ]

मुण्ठ् ( १ आ० सेट् मुण्ठते ) ૧ નાસી જવું, પલાયન કરવું. ૨ ઊડવું, ઊડી જવું. ૩ પાલન-પોષણ કરવું. ૪ રક્ષણ કરવું, બચાવવું. [ उ ]

मुण्ड् ( १ प० सेट् मुण्डति ) ૧ મૂંડન કરવુ, હજામત કરવી ૨ મરડવુ, મચડવુ ૩ મોડવું, તોડવુ ૪ ખાડવુ ૫ ચૂરો કરવો, ચૂર્ણ કરવુ ૬ કાપવુ [ ઊ ]

मुण्ड् ( १ आ० सेट् मुण्डते ) ૧ માજવુ, ઘમીને સ્વચ્છ કરવુ ૨ સ્વચ્છ હોવુ ૩ તિરસ્કારવુ ૪ નહાવુ ૫ ડૂબકી મારવી ૬ ચિંતાગ્રસ્ત હોવુ [ ઊ ]

मुद् ( १ आ० सेट् मोदते ) ૧ હર્ષ પામવો, ખુશી થવું અનુ– ૧ અનુમતિ આપવી, સમતિ આપવી ૨ અનુમોદના કરવી, પ્રશસા કરવી

मुद् ( १० उ० सेट् मोदयति-ते ) ૧ ભેળવવુ, ભેળમેળ કરવુ ૨ કરમોવવુ, મોણ દેવુ, મોવુ

मुन्थ् ( १ प० सेट् मुन्थति ) ૧ હણવુ ૨ દુ ખ દેવુ ૩ દુ ખી હોવુ ૪ જવું [ ઊ ]

मुर् ( ६ प० सेट् मुरति ) ૧ વીંટવુ, લપેટવુ ૨ ઘેરી લેવુ

मुर्छ् ( १ प० सेट मूर्च्छति ) ૧ મૂર્છિત થવુ, મૂર્છા આવવી, બેભાન થવુ ૨ મોહિત થવુ, મોહ પામવો ૩ આસક્ત થવુ ૪ વધવુ, વૃદ્ધિ ગત થવુ સમ્–બેઇન્દ્રિય વગેરે સમૂર્છિમ જીવોનુ નર–માદાના સયોગ વગર ઉત્પન્ન થવું [આ]

मुर्व् ( १ प० सेट् मूर्वति ) ૧ બાધવુ ૨ રોકવુ [ ऐ ]

मुल् ( १ प० सेट् मोलति ) ૧ વાવવુ ૨ રોપવુ ૩ ઊગવુ, બીજમાથી ફૂટવુ

मुल् ( १० उ० सेट् मोलयति-ते ) ઉપર પ્રમાણે અર્થ

मुष् ( १ प० सेट् मोषति ) ૧ હણવુ ૨ દુ ખ દેવુ ૩ ચોરવુ ૪ લૂટવુ, બલાત્કારે ઝૂટવી લેવું

मुष् ( ४ प० सेट् मुष्यति ) ૧ ખાંડવું. ૨ ટુકડા કરવા. ૩ કાપવું. ૪ ખંડન કરવું, દલીલ કે વાદને તોડી પાડવો. ૫ ચોરવું. ૬ લૂંટવું.

मुष् ( ९ प० सेट् मुष्णाति ) ૧ ચોરવું. ૨ લૂંટી લેવું.

मुस् ( ४ प० सेट् मुस्यति ) ૧ ખાંડવું. ૨ ટુકડા કરવા. ૩ કાપવું. ૪ ખંડન કરવું, દલીલ કે વાદને તોડી પાડવો.

मुस्त् ( १० उ० सेट् मुस्तयति-ते ) ૧ એકઠું કરવું. ૨ ઢગલો કરવો.

मुह् ( ४ प० वेट् मुह्यति ) ૧ મૂંઝાવું, બેચેન થવું. ૨ ગભરાવું, વ્યાકુલ થવું. ૩ મૂર્છા આવવી, બેભાન થવું. ૪ ગાંડું હોવું. ૫ મૂર્ખ હોવું. ૬ મોહિત થવું, મોહ પામવો. ૭ આસક્ત થવું.

मू ( १ आ० सेट् मवते ) બાંધવું, જકડવું.

मूत्र ( १ प० सेट् मूत्रति ) પેસાબ કરવો, મૂતરવું.

मूत्र ( १० उ० सेट् मूत्रयति-ते ) પેસાબ કરવો, મૂતરવું.

मूल् ( १ प० सेट् मूलति ) ૧ ઊભા રહેવું. ૨ દૃઢ હોવું, મજબૂત હોવું. ૩ સ્થિર વસવું. ૪ સ્થિર થવું. ૫ પકડી રાખવું. ૬ આધારરૂપ થવું. ૭ પ્રતિષ્ઠિત થવું, વિધિપૂર્વક સ્થાપિત થવું. ૮ આબરૂદાર હોવું, પ્રતિષ્ઠાવાળું હોવું.

मूल् ( १० उ० सेट् मूलयति-ते ) ૧ ઊગવું, બીજમાંથી ફૂટવું. ૨ વાવવું. ૩ રોપવું, उद्-૧ જડમૂળથી ઉખેડી નાખવું. ૨ જડમૂળથી કાપી નાખવું. ૩ ખેર-વિખેર કરી નાખવું.

मूष् ( १ प० सेट् मूषति ) ૧ ચોરવું. ૨ લૂંટી લેવું.

मृ ( १ प० अनिट् मरति ) મરવું, મરણ પામવું. अनु-૧ પાછળ મરવું. ૨ ક્રમથી મરવું.

मृ ( ६ प० अनिट्* म्रियते ) મરવુ, મરણ પામવુ अनु-૧ પાછળ મરવુ ૨ ક્રમથી મરવુ

मृक्ष् ( १ प० सेट् मृक्षति ) ૧ ભેળમેળ કરવુ ૨ એકઠુ કરવુ ૩ ઢગલો કરવો

मृक्ष् ( १० उ० सेट् मृक्षयति-ते ) ૧ ભેળસેળ કરવું ૨ એકઠુ કરવુ ૩ ઢગલો કરવો ૪ અપશબ્દ બોલવા, ભૂડુ બોલવુ ૫ ગાળ દેવી

मृग् ( ४ प० सेट् मृग्यति ) ૧ શોધવુ, ખોજવુ, તપાસવું ૨ માર્ગ શોધવો ૩ યાચવુ, માગવું ૪ શિકાર કરવો

मृग ( १० आ० सेट् मृगयते ) ઉપર પ્રમાણે અર્થ

मृच् ( २ आ० सेट् मृक्ते ) મિશ્ર કરવું, ભેળસેળ કરવુ (सौत्र) [ऐ]

मृज् ( २ प० वेट् मार्ष्टि ) ૧ ધોવુ, નિર્મળ કરવું ૨ શુદ્ધ કરવુ, સ્વચ્છ કરવું ૩ શુદ્ધ થવું ૪ માજવું, વાસણ વગેરેને ઘસીને સાફ કરવુ ૫ સાફસૂફ કરવું, કચરો વગેરે દૂર કરવુ ૬ ઝાપટવું ૭ લોહવું, લૂછવુ ૮ શબ્દ કરવો

मृज् ( १ प० वेट् मार्जति ) ૧ ઉપર પ્રમાણે અર્થ ૨ શણગારવું, સુશોભિત કરવુ

मृज् ( १० उ० सेट् मार्जयति-ते ) ૧ ઉપર પ્રમાણે અર્થ ૨ શણગારવું, સુશોભિત કરવું

मृञ्ज् ( १ प० सेट् मृञ्जति ) ૧ શબ્દ કરવો ૨ માજવુ, વાસણ વગેરેને ઘસીને સાફ કરવું [उ]

---

* આ मृ ધાતુ પરસ્મૈપદી છે, પરંતુ તેને વર્તમાના, વિધ્યર્થ, આજ્ઞાર્થ, હ્યસ્તની, અદ્યતની, આશીર્વાદ અને વર્તમાન-કૃદન્તના આત્મનેપદના પ્રત્યયો લાગે છે

मृड् ( ९ प० सेट् मृड्णाति ) १ सुखी होवुं. २ सुखी करवुं. ३ प्रसन्न थवुं. ४ प्रसन्न करवुं. ५ भूको करवो. ६ कचरवुं. ७ पीसवुं, वाटवुं.

मृड् ( ६ प० सेट् मृडति ) १ उपर प्रमाणे अर्थ. २ ढुणवुं.

मृण् ( ६ प० सेट् मृणति ) १ हणवुं. २ दुःख देवुं.

मृद् ( ९ प० सेट् मृद्नाति ) १ मर्दन करवुं, मसळवुं. २ मालिश करवुं, चोळवुं. ३ भूको करवो. ४ खांडवुं. ५ दळवुं. ६ पीसवुं, वाटवुं, लढवुं. ७ खोदवुं. परि–१ घसवुं. २ मसळवुं, कचरवुं. प्र–१ विनाश करवो. २ ह्रास करवो, ओछुं करवुं. ३ रूनी पूणी बनाववी. ४ मसळवुं, कचरवुं. ५ चूरो करवो.

मृध् ( १ उ० सेट् मर्धति–ते ) १ भीनुं करवुं, पलाळवुं. २ भीनुं थवुं. ३ छांटवुं. ४ हणवुं. ५ दुःख देवुं. [ क्रु ]

मृश् ( ६ प० अनिट् मृशति ) १ स्पर्श करवो, अडकवुं. २ विचारवुं. ३ जोवुं, देखवुं. परा–१ विचारवुं. २ ध्यानमां लेवुं. ३ मनन करवुं. ४ निहाळवुं, धारी–धारीने जोवुं. ५ विवेचन करवुं. ६ सलाह देवी. ७ स्पर्श करवो, अडकवुं. ८ दूषित करवुं, बगाडवुं. ९ आच्छादित करवुं, ढांकवुं. १० अटकाववुं. वि–१ विचारवुं, विचार करवो. २ मनन करवुं. ३ ध्यानमां लेवुं. ४ निहाळवुं. ५ स्पर्श करवो, अडकवुं. ६ पारखवुं, परीक्षा करवी. विपरा–१ हिंसक प्रवृत्ति करवी. २ दुःख देवुं. ३ उत्पन्न थवुं, ऊपजवुं.

मृष् ( १ प० सेट् मर्षति ) १ भींजववुं, पलाळवुं. २ छांटवुं. ३ सहन करवुं. ४ क्षमा करवी. [ क्रु ]

मृष् ( १ उ० सेट् मर्षति–ते ) १ सहन करवुं, खमवुं, वेठवुं.

૨ ક્ષમા કરવી, માફી આપવી આ-ક્રોધ કરવો, ગુસ્સે થવુ
વિ-૧ વિચારવુ ૨ વિપત્તિમા પડવું
मृष् ( ૪ ૩૦ सेट् मृष्यति-त्ते ) ઉપર પ્રમાણે અર્થ
मृष् ( ૧૦ ૩૦ सेट् मर्पयति-ते ) ઉપર પ્રમાણે અર્થ
मृष ( ૧ ५० सेट् मृषति ) ઉપર પ્રમાણે અર્થ
मृष ( ૧૦ ૩૦ सेट् मृषयति-ते ) ઉપર પ્રમાણે અર્થ
मॄ ( ९ ५० सेट् मृणाति ) ૧ હણવુ ૨ દુઃખ દેવુ
मे ( १ आ० अनिट् मयते ) ૧ બદલે આપવુ ૨ પાછુ આપવુ
૩ અદલ-બદલ કરવુ अप-૧ અપમાનિત થવુ, અપમાન
પામવુ ૨ અપમાન કરવુ नि-, विनि-અદલ બદલ કરવુ
मेट् ( १ ५० सेट् मेटति ) ૧ ઉન્માદ કરવો, ઉન્મત્ત થવુ
૨ ગાંડુ હોવુ [क]
मेड् ( १ ५० सेट् मेडति ) ઉપર પ્રમાણે અર્થ [क]
मेथ् ( १ ३० सेट् मेथति-ते ) ૧ બુદ્ધિશાલી હોવુ ૨ જાણવુ,
સમજવુ ૩ મેળાપ કરવો, મળવુ ૪ સગમન કરવુ
૫ સયુક્ત કરવુ, જોડવુ ૬ સયુક્ત થવુ ૭ એકઠુ
કરવુ ૮ એકઠુ થવુ ૯ હણવુ ૧૦ દુઃખ દેવુ
૧૧ હુમલો કરવો [क]
मेद् ( १ ३० सेट् मेदति-ते ) ૧ બુદ્ધિશાલી હોવુ ૨ જાણવુ,
સમજવુ ૩ હણવુ ૪ દુઃખ દેવુ ૫ હુમલો કરવો [क]
मेध ( १ ३० सेट् मेधति-ते ) ૧ ઉપર પ્રમાણે અર્થ ૨ મેળાપ
કરવો, મળવું ૩ સગમ કરવો ૪ સગમન કરવુ ૫ સ
યુક્ત કરવું, જોડવુ ૬ સયુક્ત થવું ૭ એકઠુ કરવું
૮ એકઠુ થવું [क]

मेधा ( ११ प० सेट् मेधायति ) ૧ જલદી જાણી જવું, તુરત સમજવું. ૨ બુદ્ધિશાલી હોવું.

मेप् ( १ आ० सेट् मेपते ) ૧ જવું. ૨ સેવા કરવી. ૩ સારવાર કરવી. ૪ પૂજવું. ૫ આરાધવું. [ क्र ]

मेव् ( १ आ० सेट् मेवते ) ૧ સેવા કરવી. ૨ સારવાર કરવી. ૩ પૂજવું. ૪ આરાધવું. [ क्र ]

मेव् ( १ आ० सेट् मेवते ) ઉપર પ્રમાણે અર્થ. [ क्र ]

मोक्ष् ( १ प० सेट् मोक्षति ) ૧ મુક્ત કરવું. ૨ મુક્ત થવું. ૩ ફેંકવું.

मोक्ष् ( १० उ० सेट् मोक्षयति-ते ) ઉપર પ્રમાણે અર્થ.

म्ना ( १ प० अनिट् मनति ) ૧ મનન કરવું. ૨ વિચારવું, ચિંતન કરવું. ૩ ગોખીને યાદ કરવું. ૪ ભણવું, અભ્યાસ કરવો. आ-પરંપરા મુજબ વર્તવું-આચરવું. समा-૧ પરંપરા મુજબ વર્તવું-આચરવું. ૨ પ્રાચીન શાસ્ત્રોને આધારે બોલવું. ૩ પરંપરાથી ચાલતા રિવાજ મુજબ માનવું. ૪ પરંપરાથી ચાલતી રીત પ્રમાણે પઠન કરવું-અભ્યાસ કરવો. ૫ નિયમ કરવો. ૬ અમલ કરવો, હુકમ મુજબ વર્તવું.

म्रक्ष् ( १ प० सेट् म्रक्षति ) ૧ ચોપડવું. ૨ વિલેપન કરવું. ૩ માલિશ કરવું. ૪ સંયુક્ત કરવું, જોડવું. ૫ એકઠું કરવું. ૬ એકઠું થવું. ૭ ઢગલો કરવો. ૮ ભેળસેળ કરવું. ૯ રોષ કરવો, ક્રોધ કરવો.

म्रक्ष् ( १० उ० सेट् म्रक्षयति-ते ) ૧ ન સમજાય એવું બોલવું. ૨ અશુદ્ધ બોલવું. ૩ અસંબદ્ધ બોલવું. ૪ ભેળસેળ કરવું. ૫ એકઠું કરવું. ૬ સંયુક્ત કરવું, જોડવું. ૭ ચોપડવું.

म्रच् (१ प० सेट् म्रचति) જવુ
म्रद् (१ आ० सेट् म्रदते) ૧ કચરવુ ૨ ચોળવુ ૩ ઘસવુ ૪ ચૂથવુ ૫ પીસવુ, વાટવુ ૬ ચૂરો કરવો ૭ દળવું [पृ]
म्रुच् (१ प० सेट् म्रोचति) ૧ જવુ ૨ સ્થલાતર કરવુ [ऊ]
म्रुञ्च् (१ प० सेट् म्रुञ्चति) ૧ જવુ ૨ સ્થલાતર કરવુ [ऊ]
म्रेट् (१ प० सेट् म्रेटति) ૧ ઉન્માદ કરવો, ઉન્મત્ત થવુ ૨ ગાડુ હોવુ [ऋ]
म्रेड् (१ प० सेट् म्रेडति) ઉપર પ્રમાણે અર્થ [ऋ]
म्लक्ष् (१० उ० सेट् म्लक्षयति-ते) ૧ ન સમજાય એવુ બોલવુ ૨ અશુદ્ધ બોલવુ ૩ અસબદ્ધ બોલવુ ૪ ભેળસેળ કરવુ ૫ એકઠુ કરવુ ૬ સયુક્ત કરવુ, જોડવુ ૭ ચોપડવુ
म्लुच् (१ प० सेट् म्लोचति) ૧ જવું ૨ સ્થલાતર કરવુ 'अभिनि-૧ નીચે જવુ ૨ અસ્ત થવુ [ऊ]
म्लुञ्च् (१ प० सेट् म्लुञ्चति) ૧ જવું ૨ સ્થલાતર કરવુ [ऊ]
म्लेच्छ् (१ प० सेट् म्लेच्छति) ૧ ન સમજાય એવુ બોલવુ ૨ અશુદ્ધ બોલવુ ૩ અસબદ્ધ બોલવુ ૪ અપશબ્દ બોલવા, ભૂડુ બોલવુ ૫ જગલી ભાષા બોલવી
म्लेच्छ् (१० उ० सेट् म्लेच्छयति-ते) ઉપર પ્રમાણે અર્થ
म्लेट् (१ प० सेट् म्लेटति) ૧ ઉન્માદ કરવો, ઉન્મત્ત થવુ ૨ ગાડુ હોવુ [ऋ]
म्लेड् (१ प० सेट् म्लेडति) ઉપર પ્રમાણે અર્થ [ऋ]
म्लेव् (१ आ० सेट् म्लेवते) ૧ સેવવુ, સેવા કરવી ૨ સાર વાર કરવી ૩ પૂજવુ ૪ આરાધવું [ऋ]
म्लै (१ प० अनिट् म्लायति) ૧ કરમાઈ જવું, મૂરઝાવુ

૨ ચીમળાઇ જવું. ૩ સુકાઈ જવું. ૪ નિસ્તેજ થવું, કાંતિ રહિત થવું. ૫ નિરુત્સાહી થવું. ૬ કંટાળવું. ૭ થાકી જવું.

यक्ष् ( १० उ० सेट् यक्षयति-ते ) ૧ પૂજવું, પૂજા કરવી. ૨ આરાધવું. ૩ સત્કાર કરવો, સન્માન કરવું.

यज् ( १ उ० अनिट् यजति-त्ते ) ૧ ઇષ્ટદેવની પૂજા કરવી. ૨ યજ્ઞ કરવો, હવન કરવો. ૩ દેવું, દાન કરવું, આપવું. ૪ સંગત કરવી, સંગ કરવો. ૫ મેળાપ કરવો, મળવું. ૬ સંયુક્ત કરવું, જોડવું.

यत् ( १ आ० सेट् यतते ) ૧ પ્રયત્ન કરવો, ઉદ્યમ કરવો. ૨ મહેનત કરવી, પરિશ્રમ કરવો. ૩ ઠરાવવું, નક્કી કરવું. ૪ ખ્યાલમાં લેવું, ધ્યાનમાં લેવું. आ-૧ સ્વાધીન કરવું. ૨ પ્રયત્ન કરવો. सम्-૧ ઘણો પરિશ્રમ કરવો. ૨ અતિશય પ્રવૃત્તિ કરવી. ૩ સારી રીતે પ્રવૃત્તિ કરાવવી. [ ऐ ]

यत् ( १० उ० सेट् यातयति-ते ) ૧ ખેદ પમાડવો, ખિન્ન કરવું. ૨ તિરસ્કારવું, ધિક્કારવું. ૩ દુઃખ દેવું. ૪ માર મારવો. ૫ સુધારવું, સંસ્કારિત કરવું. ૬ સ્વચ્છ કરવું, સાફ કરવું. ૭ કરજ ચૂકવવું. ૮ પાછું આપવું. ૯ બદલે આપવું. ૧૦ ઠરાવવું, નક્કી કરવું. ૧૧ ઢાંકવું. ૧૨ એકઠું કરવું. ૧૩ મહેનત કરવી. ૧૪ આજ્ઞા કરવી, હુકમ કરવો. ૧૫ રોકવું, અટકાવવું. ૧૬ વારવું, મનાઇ કરવી. निर्-૧ વેરનો બદલો વાળવો. ૨ કરજ ચૂકવવું, દેવું વાળવું. ૩ પાછું આપવું. ૪ બદલે આપવું. ૫ દાન દેવું, આપવું. प्रति-પ્રતિબિંબ પાડવું, પડછાયો પાડવો. वि-નિર્લજ્જ હોવું.

यन्त्र् ( १ प० सेट् यन्त्रति ) ૧ સંકોચવું, સંકુચિત કરવું.

૨ બાધવું, જકડવુ ૩ દાબમા રાખવુ ૪ સ્વાધીન ગણવુ, તાબામા ગણવું નિ-૧ પૂરવું, પૂરી દેવું ૨ તાબામા રાખવુ ૩ બાધવુ [ ૩ ]

यन्त्र् ( ૧૦ ૩૦ सेट् यन्त्रयति-ते ) ઉપર પ્રમાણે અર્થ

यभ् ( ૧ प० अनिट् यभति ) મૈથુન સેવવું, સ્ત્રીસભોગ કરવો

यम् ( ૧ प० अनिट् यच्छति ) ૧ નિવૃત્ત થવું, આરભ-સમારભવાળા કામકાજથી મુક્ત થવુ ૨ નિવૃત્ત કરવું ૩ રોકવુ, અટકાવવુ ૪ અટકવુ ૫ કાબૂમા રાખવું, અકુશ રાખવો ૬ બધ કરવું आ-( ૩૦ आयच्छति-ते ) ૧ બલાત્કારે લેવુ, ઝૂટવી લેવુ ૨ જવું ૩ લાબુ કરવું आ-(आत्म० आयच्छते) ૧ લાબુ થવું ૨ શુદ્ધ થવું, સ્વચ્છ થવુ ૩ પોતાના હાથ-પગ વગેરે અગ પસારવા उद्-( ૩૦ उद्यच्छति-ते ) ૧ ઉદ્યમ કરવો, પ્રયત્ન કરવો ૨ ઉપાડવું, ઊંચકવુ ૩ ચડવુ ૪ તૈયાર થવું, તત્પર થવું उप-(आ० उपयच्छते) ૧ પરણવુ, લગ્ન કરવું ૨ માન્ય રાખવું, કબૂલ કરવુ ૩ સ્વીકારવું, અગીકાર કરવું ૪ વિદ્યાના બળથી જીતી લેવું-સ્વાધીન રાખવું नि-૧ નિયમ બાધવો, નિયમ કરવો ૨ કુલાચાર મુજબ વર્તવું ૩ નિયત્રણ કરવુ, કાબૂમા રાખવું ૪ ખેચવુ, આકર્ષણ કરવું ૫ સયુક્ત કરવુ, જોડવું ૬ રોકવું, અટકાવવું ૭ ભગાડવુ, નમાડવું ૮ પ્રાપ્ત કરવુ, મેળવવુ प्रति-રોકવુ, અટકાવવું व्या-( ૩૦ व्यायच्छति-ते ) ૧ કસરત કરવી ૨ મહેનત કરવી, પરિશ્રમ કરવો ૩ ઉદ્યમ કરવો, પ્રયાગ કરવો ૪ ધધો-રોજગાર કરવો ૫ લાબુ કરવું सम्-( ૩૦ सयच्छति-ते ) ૧ નિવૃત્ત

થવું, આરંભ-સમારંભવાળાં કામકાજથી મુક્ત થવું. ૨ સંયમ સ્વીકારવો, દીક્ષા લેવી. ૩ વ્રત-નિયમ કરવા. ૪ કાબૂમાં રાખવું, કબજે રાખવું. ૫ પ્રયત્ન કરવો. ૬ એકઠું કરવું. ૭ ઢગલો કરવો. ૮ સંયુક્ત કરવું, જોડવું. ૯ બાંધવું, જકડવું. [ऊ]

यम् ( १० उ० सेट् यमयति-ते ) ૧ સ્વાધીન રાખવું, તાબામાં રાખવું. ૨ ઘેરવું, વીંટવું, ચારે તરફથી વીંટળાઈ વળવું. ૩ હ્રાસ થવો, ઘટી જવું, કમ થવું.

यम् ( १० उ० सेट् यामयति-ते ) ૧ પીરસવું, જમવા માટે ભાણામાં મૂકવું. ૨ ઘેરવું, વીંટવું.

यस् ( ४ प० सेट् यस्यति, * यसति ) ૧ પ્રયાસ કરવો, કોશિશ કરવી. ૨ મહેનત કરવી, પરિશ્રમ કરવો. आ-મહેનત કરવી, પરિશ્રમ કરવો. निर्-૧ ખોવું, ખોઈ નાખવું, ગુમાવવું. ૨ ઝરવું, ટપકવું. ૩ ઊકળવું. [ ऊ ]

या-( २ प० अनिट् याति ) ૧ જવું. ૨ પહોંચવું. ૩ પ્રાપ્ત થવું. ૪ જાણવું. ૫ શકવું, શક્તિમાન હોવું, સમર્થ હોવું. अनु-૧ અનુસરવું. અનુસરણ કરવું. ૨ પાછળ ચાલવું. अभि-૧ સામું જવું. ૨ નજીક જવું. ૩ પહોંચવું. आ-૧ આવવું. ૨ હાજર થવું. उप-૧ ત્યાગ કરવો, છોડી દેવું. ૨ સોંપવું, સુપરત કરવું. निर-૧ નીકળવું, બહાર આવવું. ૨ બહાર જવું. ૩ આગળ જવું. ૪ જલદી ચાલવું. प्र-પ્રયાણ કરવું, પ્રસ્થાન કરવું. प्रति-કોઈની તરફ

---

* यस् ધાતુ ચોથા ગણનો છે; પરંતુ જ્યારે એ ઉપસર્ગ રહિત હોય, અથવા તેની પૂર્વે सम् ઉપસર્ગ આવે, ત્યારે તે ચોથા અને પહેલા ગણનો થાય છે.

જવુ પ્રત્યા-૧ જન્મ લેવો, ઉત્પન્ન થવુ ૨ પાછુ આવવુ પ્રત્યુદ્-સામુ જવુ વિનિર્-ચાલ્યા જવુ, જતા રહેવુ સમા-૧ આવી પહોચવુ ૨ આવવુ

याच् (१ उ० सेट् याचति-ते) માગવુ, યાચના કરવી ઉપ-માનતા માનવી, આખડી રાખવી [ऋ, टु, डु]

यु (२ प० सेट् यौति) ૧ ભેળમેળ કરવુ ૨ ભેળસેળ થવુ, ભળવુ ૩ એકઠુ કરવુ ૪ એકઠુ થવુ ૫ સયુક્ત કરવુ, જોડવુ ૬ મેળાપ કરવો, મળવુ ૭ અલગ થવુ ૮ અલગ કરવુ, જુદુ પાડવુ

यु (९ उ० अनिट् युनाति, युनीते) ૧ બાધવુ ૨ ગૂથવુ

यु (१० उ० सेट् यावयति-त्ते) ૧ નિદવુ, નિદા કરવી ૨ અપ માન કરવુ ૩ દોષ દેવો, કલક આપવુ

युङ्ग् (१ प० सेट् युङ्गति) ત્યાગ કરવો, છોડવુ [उ]

युच्छ् (१ प० सेट् युच्छति) ૧ પ્રમાદ કરવો, આળસ કરવી ૨ ભૂલ કરવી, ચૂકવું

युज् (४ आ० अनिट् युज्यते) ૧ ચિત્તને સ્થિર કરવું, મનો વૃત્તિ રોકવી ૨ સમાધિ કરવી, ધ્યાન ધરવુ ૩ મનમા સમાધાન કરવું

युज् (७ उ० अनिट् युनक्ति, युङ्क्ते) ૧ સયુક્ત કરવું, જોડવુ ૨ નિયુક્ત કરવું, યોજવું ૩ એકઠુ કરવું ૪ ભેળમેળ કરવું ૫ ધ્યાન ધરવું अनु-(*आ० अनुयुङ्क्ते) ૧ પૂછવું,

*આ युज् ધાતુ ઉભયપદી છે પરતુ જો તેની પૂર્વે કોઇ પણ સ્વગત ઉપસર્ગ અથવા उद् ઉપસર્ગ આવે, તો તે આત્મનેપદી થાય છે, જેમકે-अनु क्ते, प्रयुङ्क्ते, उद्युङ्क्ते ઇત્યાદિ.

પ્રશ્ન કરવો. ૨ પરીક્ષા કરવી. ૩ દોષ દેવો. अभि-૧ હુમલો કરવો. ૨ દબાવવું, ધમકી આપવી. ૩ ફરિયાદ કરવી. ૪ પૂછવું, પ્રશ્ન કરવો. ૫ માગવું. ૬ બોલવું. ૭ દોષ દેવો. उद्-૧ ઉદ્યમ કરવો, કોશિશ કરવી. ૨ સંયુક્ત કરવું, જોડવું. उप-૧ ઉપયોગમાં લેવું, કામમાં લેવું. ૨ અનુભવ કરવો, જાણવું. ૩ ધ્યાનમાં લેવું. ૪ ખાવું. ૫ ઝૂંટવી લેવું. नि-૧ નીમવું, નિયુક્ત કરવું, અધિકાર આપવો. ૨ આજ્ઞા કરવી, હુકમ કરવો. ૩ પ્રેરણા કરવી. ૪ કામે લગાડવું. ૫ સંયુક્ત કરવું, જોડવું. ૬ એકઠું કરવું. ૭ એકઠું થવું. ૮ ગોઠવવું. पर्यनु-પ્રશ્ન કરવો, પૂછવું. प्र-૧ પ્રયત્ન કરવો, પ્રયાસ કરવો. ૨ પ્રવર્તાવવું, ક્રિયાશીલ કરવું. ૩ પ્રેરવું, પ્રેરણા કરવી. ૪ સંયુક્ત કરવું, જોડવું. ૫ પ્રયોગ કરવો. ૬ ઉચ્ચારણ કરવું. ૭ નાણાં ધીરવાં, ધીરધાર કરવી. ૮ ભજવી બતાવવું. ૯ યોગ્ય હોવું, લાયક હોવું. वि-૧ વિયુક્ત કરવું, અલગ કરવું. ૨ વિયુક્ત થવું, અલગ થવું. ૩ મોકલવું. ૪ પ્રેરણા કરવી. ૫ વિશેષપણે જોડવું-સંયુક્ત કરવું. विनि-૧ વ્યય કરવો, ખર્ચવું. ૨ ઉપયોગમાં લેવું, વાપરવું. ૩ વહેંચી આપવું. ૪ નિયુક્ત કરવું, નિમણૂક કરવી. ૫ નિયમ કરવો, મુકરર કરવું. ૬ જોડવું, કામે લગાડવું. ૭ સંયુક્ત કરવું. ૮ એકઠું કરવું. ૯ ગૂંથવું. ૧૦ પ્રેરણા કરવી. ૧૧ મોકલવું. विप्र-૧ વિભક્ત કરવું, અલગ કરવું. ૨ વિરુદ્ધ પ્રયોગ કરવો. ૩ વિશેષરૂપે જોડવું. सम्-૧ સંયુક્ત કરવું, જોડવું. ૨ મેળાપ કરવો. ૩ એકઠું કરવું. समा-૧ ઘણો વિચાર કરવો. ૨ સંબંધ કરવો. [ ऋ ]

युज् ( १ प० सेट् योजति ) ૧ સંયુક્ત કરવું, જોડવું ૨ બાંધવું ૩ કાબૂમાં રાખવું, વશ રાખવું ૪ ભેળસેળ કરવું ૫ એકઠું કરવું ૬ યોજના કરવી नि-૧ નીમવું ૭ કાબૂમાં રાખવું

युज् ( १० उ० सेट् योजयति-ते ) ઉપર પ્રમાણે અર્થ

युज् ( १० आ० सेट् योजयते ) ૧ નિંદવું, નિંદા કરવી ૨ અપમાન કરવું ૩ દોષ દેવો, કલંક આપવું

युट्ट् ( १० उ० सेट् युट्टयति-ते ) થોડું હોવું, કમ હોવું

युत् ( १ आ० सेट् योतते ) ૧ સુશોભિત હોવું ૨ ચળકવું [ ऋ ]

युध् ( ४ आ० अनिट् युध्यते ) ૧ યુદ્ધ કરવું, લડાઈ કરવી ૨ બાથબાથા કરવી ૩ બાધવું, બાઝવું, ઝઘડો કરવો

युप् ( ४ प० सेट् युप्यति ) ૧ વ્યાકુલ થવું, ગભરાઈ જવું ૨ વ્યાકુલ કરવું ૩ બેશુદ્ધ થવું ૪ મોહિત થવું ૫ મોહિત કરવું

युष् ( १ उ० सेट् योषति-ते ) ૧ ઉપાસના કરવી, ભજવું ૨ સેવવું, સેવા કરવી ૩ સારવાર કરવી ૪ જવું

युष् ( १० उ० सेट् योषयति-ते ) ઉપર પ્રમાણે અર્થ

युस् ( ४ प० सेट् युस्यति ) ત્યાગ કરવો, છોડી દેવું

युह् ( १ प० अनिट् निर्पूर्वक-निर्योहति ) ૧ રચવું, બનાવવું ૨ ઉદ્ધૃત કરવું, ઉદ્ધરવું, ખેંચવું ૩ પરિત્યાગ કરવો, છોડી દેવું ૪ બહિષ્કૃત કરવું [ जैनागमिक ]

यूष् ( ४ प० सेट् यूष्यति ) ૧ હણવું ૨ દુ:ખ દેવું

यूष् ( १ प० सेट् यूषति ) ૧ હણવું ૨ દુ:ખ દેવું

यूह् ( १ प० अनिट् निर्पूर्वक-निर्यूहति ) ૧ રચવું, બનાવવું ૨ ઉદ્ધૃત કરવું, ઉદ્ધરવું, ખેંચવું ૩ પરિત્યાગ કરવો, છોડી દેવું ૪ બહિષ્કૃત કરવું [ जैनागमिक ]

चेष् ( १ आ० सेट् चेषते ) ૧ પ્રયત્ન કરવો, પ્રયાસ કરવો. ૨ મહેનત કરવી, પરિશ્રમ કરવો. ૩ ધંધો-રોજગાર કરવો. ૪ એકજ કાર્યમાં વળગી રહેવું. [ क्ष ]

यौट् ( १ प० सेट् यौटति ) ૧ બાંધવું, જકડવું. ૨ સંયુક્ત કરવું, જોડવું. ૩ સંયુક્ત થવું, જોડાવું. ૪ સમાગમ કરવો, મળવું. ૫ આલિંગન કરવું, ભેટવું. ૬ તાબામાં રાખવું. [क्ष]

यौड् ( १ प० सेट् यौडति ) ઉપર પ્રમાણે અર્થ. [ क्ष ]

रंह् ( १ प० सेट् रंहति ) ૧ વેગથી ચાલવું, ઉતાવળું ચાલવું. ૨ સુશોભિત હોવું. ૩ ચળકવું, ચમકવું. ૪ બોલવું. [ उ ]

रंह ( १० उ० सेट् रंहयति-त्ते, रंहापयति-त्ते ) ઉપર પ્રમાણે અર્થ.

रक् ( १० उ० सेट् राकयति-ते ) ૧ ચાખવું, સ્વાદ લેવો. ૨ ચાટવું. ૩ ગ્રહણ કરવું, લેવું. ૪ પ્રાપ્ત કરવું. ૫ પ્રાપ્ત થવું. आ-૧ ગ્રહણ કરવું, સ્વીકારવું. ૨ પ્રાપ્ત કરવું.

रक्ष् ( १ प० सेट् रक्षति ) ૧ રક્ષણ કરવું, બચાવવું. ૨ પાલન-પોષણ કરવું. ૩ સંભાળવું, સાચવવું. ૪ રાખવું, મૂકવું.

रख् ( १ प० सेट् रखति ) ૧ જવું. ૨ સરકવું, ખસવું.

रग् ( १ प० सेट् रगति ) ૧ શંકા કરવી, શક લાવવો. ૨ બીવું, ભય પામવો. [ ए ]

रग् ( १० उ० सेट् रागयति-त्ते ) ૧ ચાખવું, સ્વાદ લેવો. ૨ ચાટવું. ૩ ગ્રહણ કરવું, લેવું. ૪ પ્રાપ્ત કરવું. ૫ પ્રાપ્ત થવું.

रघ् ( १० उ० सेट् राघयति-त्ते ) ૧ ચાખવું, સ્વાદ લેવો. ૨ ચાટવું.

रङ्ख् ( १ प० सेट् रङ्खति ) ૧ જવું. ૨ ખસવું. [ उ ]

रङ्ग् ( १ प० सेट् रङ्गति ) ૧ જવું. ૨ સરકવું, ખસવું. ૩ અહીંથી તહીં ચાલવું. [ च ]

रङ्ख् (१ आ० सेट् रङ्खते) ૧ જવુ ૨ ખમવુ [ त ]
रङ्ग् (१ प० सेट् रङ्गति) ૧ સુશોભિત હોવુ ૨ ચળકવુ, ચમકવુ ૩ બોલવુ, કહેવુ [ त ]
रङ्घ् (१० उ० सेट् रङ्घयति-ते) ઉપર પ્રમાણે અર્થ
रच (१० उ० सेट् रचयति-ते) ૧ રચવુ, બનાવવુ ૨ ગ્રન્થ રચવો ૩ કારીગરી કરવી, જડાવટ કરવી ૪ ગોઠવવુ ૫ સંકોરવુ ૬ સુધારવુ, સમારવુ, દુરસ્ત કરવુ સમા– ૧ ઉત્તેજિત કરવુ ૨ સંકોરવુ ૩ દુરસ્ત કરવુ ૪ બનાવવુ
रच (१ प० सेट् रचति) ઉપર પ્રમાણે અર્થ
रञ्ज् (१ उ० अनिट् रजति-ते) ૧ રંગવુ, રંગયુક્ત કરવુ ૨ રંગયુક્ત થવુ ૩ અનુરાગી થવુ, પ્રેમી થવુ ૪ મોહિત થવુ ૫ આસક્ત થવુ अनु–૧ સંતુષ્ટ થવુ, ખુશી થવુ ૨ અનુરાગી થવુ ૩ આસક્ત થવુ अप–૧ નારાજ થવું, નાખુશ થવુ ૨ તિરસ્કાર કરવો वि–૧ વિરક્ત થવુ, વૈરાગી થવુ ૨ નારાજ થવુ, નાખુશ થવુ ૩ તિરસ્કાર કરવો ૪ રંગ રહિત કરવુ ૫ રંગ રહિત થવુ
रञ्ज् (४ उ० अनिट् रज्यति-ते) ઉપર પ્રમાણે અર્થ
रञ्ज् (१० उ० सेट् रञ्जयति-ते) ઉપર પ્રમાણે અર્થ
रट् (१ प० सेट् रटति) ૧ બોલવું, કહેવું ૨ રટણ કરવું, વારંવાર યાદ કરીને બોલવું ૩ રાડ પાડવી, બરાડવું ૪ રોવું, રડવું ૫ ઠપકો દેવો
रट (१० उ० सेट् रटयति-ते) ઉપર પ્રમાણે અર્થ
रठ् (१ प० सेट् रठति) ૧ બોલવું ૨ ઠપકો દેવો
रण् (१ प० सेट् रणति) ૧ શબ્દ કરવો ૨ જવું

रण्ट् (१ प० सेट् रण्टति) હણવું, મારી નાખવું.

रण्व् (१ प० सेट् रण्वति) જવું. [ उ ]

रद् (१ प० सेट् रदति) ૧ ખોદવું. ૨ ખોતરવું. ૩ ખેડવું. ૪ ઉખેડવું. ૫ ફાડવું, ચીરવું. ૬ કાપવું.

रध् (४ प० वेट् रध्यति) ૧ રાંધવું, પકાવવું. ૨ પાકવું, પરિપક્વ થવું. ૩ નિર્દોષ હોવું. ૪ પૂર્ણ કરવું, સમાપ્ત કરવું. ૫ અપકાર કરવો. ૬ દુઃખ દેવું. ૭ ઈજા કરવી. ૮ હણવું.

रप् (१ प० सेट् रपति) ૧ બોલવું, કહેવું. ૨ ખુલ્લું બોલવું. ૩ સ્ફુટ બોલવું.

रफ् (१ प० सेट् रफति) ૧ જવું. ૨ હણવું. ૩ ઈજા કરવી, જખમી કરવું. ૪ દુઃખ દેવું.

रभ् (१ आ० अनिट् रभते) ૧ આરંભવું, શરૂ કરવું. ૨ ઉત્સુક થવું, ઉતાવળું થવું. ૩ ખુશી થવું. आ-૧ આરંભવું. ૨ ખુશી થવું. परि-આલિંગન કરવું, ભેટવું. प्रा-૧ આરંભ કરવો. ૨ હણવું. ૩ દુઃખ દેવું.

रम् (१ आ० अनिट् रमते) ૧ રમવું, ખેલવું. ૨ વિલાસ કરવો. ૩ આનંદ પામવો, આનંદ કરવો. ૪ સંભોગ કરવો, વિષય-સેવન કરવું. अभि-૧ પ્રેમ કરવો. ૨ આસક્ત થવું, તલ્લીન થવું. ૩ સંભોગ કરવો, વિષય-સેવન કરવું. ૪ વિલાસ કરવો. ૫ રમવું, ખેલવું. आ-(* प० आरमति)

* रम् ધાતુ આત્મનેપદી છે; પરંતુ જો તેની પૂર્વે आ, परि કે वि ઉપસર્ગ આવે તો તે પરસ્મૈપદી થાય છે; અને उप ઉપસર્ગ આવે તો વિકલ્પે પરસ્મૈપદી થાય છે. જેમકે—आरमति, परिरमति, विरमति । उपरमति, उपरमते.

૧ આરામ કરવો, વિશ્રાંતિ લેવી ૨ થાક ખાવો ઉપ-
૧ નિવૃત્ત થવુ, શોભવું, અટકવું ૨ સ્થિર રહેવુ ૩ આ
રામ કરવો ૪ મરવુ, મૃત્યુ થવુ વિ-૧ વિરામ પામવો,
બંધ પડવુ ૨ નિવૃત્ત થવુ, શોભવુ, અટકવુ ૩ સ્થિર
રહેવું ૪ અંત આવવો

रम्फ् (१ प० सेट् रम्फति) ૧ જવું ૨ હણવું ૩ ઇજા કરવી,
જખમી કરવું ૪ દુઃખ દેવું [उ]

रम्ब् (१ प० सेट् रम्बति) જવું [उ]

रम्ब् (१ आ० सेट् रम्बते) ૧ શબ્દ કરવો ૨ જવું [उ]

रम्भ् (१ आ० सेट् रम्भते) શબ્દ કરવો, અવાજ કરવો
परि-આલિંગન કરવું, છાતી સરસું ચાંપવુ [उ]

रय् (१ आ० सेट् रयते) ૧ જવુ ૨ વેગથી જવું ૩ હાલવું,
કંપવું ૪ પ્રવાહરૂપે વહેવુ

रश् (१ प० सेट् रशति) ૧ શબ્દ કરવો ૨ સૂવુ, ઊંઘવું

रश् (१ आ० सेट् रशते) શબ્દ કરવો, અવાજ કરવો

रस् (१ प० सेट् रसति) ૧ શબ્દ કરવો, અવાજ કરવો
૨ બૂમ પાડવી, રાડ પાડવી

रस (१० उ० सेट् रसयति-ते) ૧ સ્વાદ લેવો, ચાખવુ
૨ ચાટવું ૩ ચોપડવું ૪ ચીકણુ કરવું ૫ ભીનુ કરવું,
પલાળવું ૬ પ્રેમ કરવો, સ્નેહ કરવો

रह् (१ प० सेट् रहति) ત્યાગ કરવો, છોડી દેવું वि-૧ વિરહ
થવો, વિયોગ થવો ૨ વિરહ કરવો ૩ અલગ થવું,
જુદુ થવું ૪ અલગ કરવું ૫ ત્યાગ કરવો, છોડી દેવું

रह (१० उ० सेट् रहयति-ते) ઉપર પ્રમાણે અર્થ

रा ( २ प० अनिट् राति ) ૧ દેવું, આપવું. ૨ લેવું, ગ્રહણ કરવું. ૩ પ્રાપ્ત થવું, મળવું. ૪ પ્રાપ્ત કરવું, મેળવવું.

राख् ( १ प० सेट् राखति ) ૧ સુકાઈ જવું, શુષ્ક થવું. ૨ સૂકવવું. ૩ વારવું, મનાઈ કરવી. ૪ રોકવું, અટકાવવું. ૫ વિઘ્ન કરવું. ૬ ગ્રહણ ન કરવું. ૭ કબૂલ ન કરવું. ૮ સમર્થ હોવું. ૯ તૃપ્ત થવું, ધરાવું. ૧૦ તૃપ્ત કરવું. ૧૧ શણગારવું. ૧૨ પૂર્ણ થવું. ૧૩ પૂર્ણ કરવું. [क्र]

राघ् ( १ आ० सेट् राघते ) ૧ સમર્થ હોવું, શક્તિમાન હોવું. ૨ યોગ્ય હોવું, લાયક હોવું. [क्र]

राज् ( १ उ० सेट् राजति-ते ) ૧ શોભવું, સુશોભિત હોવું. ૨ ચળકવું, ચમકવું. निर् ( नीराजति-ते ) આરતી ઉતારવી, આરતી કરવી. वि-૧ જીતવું, જય મેળવવો. ૨ સુશોભિત હોવું. ૩ ચળકવું, ચમકવું. [क्र]

राध् ( ५ प० अनिट् राध्नोति ) ૧ સિદ્ધ કરવું, સફળ કરવું. ૨ પૂર્ણ કરવું. ૩ રાંધવું, પકાવવું. ૪ વિચારવું. ૫ ઈજા કરવી, જખમી કરવું. अप-૧ અપરાધ કરવો, ગુનો કરવો. ૨ ઉપેક્ષા કરવી. ૩ ઈજા કરવી. ૪ નષ્ટ કરવું. ૫ નષ્ટ થવું. आ-૧ આરાધના કરવી, ઉપાસના કરવી. ૨ પૂજવું. ૩ સેવા-ભક્તિ કરવી. ૪ સંતુષ્ટ કરવું, ખુશી કરવું. प्रति-૧ દુઃખ દેવું. ૨ ઈજા કરવી. ૩ હણવું. वि-૧ ખંડન કરવું. ૨ ભાંગવું. ૩ તોડવું. ૪ નુકસાન કરવું. ૫ દુઃખ દેવું. ૬ ઈજા કરવી. ૭ હણવું. सम्-પકાવવું, રાંધવું.

राध् ( १० उ० सेट् राधयति-ते ) ઉપર પ્રમાણે અર્થ.

राध् ( ४ प० अनिट् राध्यति ) ૧ ઉપર પ્રમાણે અર્થ. ૨ વધવું, વૃદ્ધિંગત થવું. ૩ બચત થવી, બાકી હોવું.

राश् ( १ आ० सेट् राशते ) ૧ શબ્દ કરવો, અવાજ કરવો ૨ કોલાહલ કરવો, શોરબકોર કરવો [ऋ]
राश् ( ४ आ० सेट् राश्यते ) ઉપર પ્રમાણે અર્થ [ऋ]
रास् ( १ आ० सेट् रासते ) ઉપર પ્રમાણે અર્થ [ऋ]
रि ( ५ प० अनिट् रिणोति ) ૧ હણવું ૨ દુખ દેવું
रि ( ६ प० अनिट् रियति ) જવું
रिख् ( १ प० सेट् रेखति ) ૧ જવું ૨ રેખા દોરવી ૩ નિશાની કરવી ૪ ચીતરવું, ચિત્ર કાઢવું ૫ લખવું
रिङ्ख् ( १ प० सेट् रिङ्खति ) ૧ જવુ ૨ ઘૂંટણિયે ચાલવુ ૩ સ્ખલિત થવું, ખમી જવું ૪ હાલવું, કંપવું, ફરકવું ૫ આચારથી ભ્રષ્ટ થવું [च]
रिङ्ग् ( १ प० सेट् रिङ्गति ) ૧ ઉપર પ્રમાણે અર્થ ૨ પ્રવેશ કરવો, પેસવું [उ]
रिच् ( ७ उ० अनिट् रिणक्ति, रिङ्क्ते ) ૧ રેચ લાગવો, જુલાબ લાગવો, ઝાડો થવો ૨ ખુલાસાથી દસ્ત થવો, મલશુદ્ધિ થવી ૩ કાલવવુ, નિકાલવું ૪ ખાલી કરવું ૫ ગર્ભપાત કરવો अति-૧ અતિશય વધવું ૨ અધિક હોવું ૩ ચડિયાતું હોવું ૪ કાલવવુ ૫ ખાલી કરવું ૬ જુદુ કરવુ ૭ જુદુ થવુ उद्-૧ કાલવવુ ૨ ખાલી કરવુ ૩ અધિક હોવુ वि-૧ રેચ લાગવો, જુલાબ લાગવો ૨ ખુલાસાથી દસ્ત આવવો [ऋ]
रिच् ( १ प० सेट् रेचति ) ૧ જુદુ કરવુ ૨ વિખેરવુ ૩ ફેલાવવુ ૪ જુલાબની દવા આપવી. ૫ જુલાબની દવા લેવી ૬ સંયુક્ત કરવુ, જોડવુ ૭ આપવુ ૮ સંગમેગ

કરવું. ૯ એકઠું કરવું. ૧૦ સંબંધ બાંધવો. ૧૧ સમાગમ કરવો, મળવું.

रिच् (१० उ० सेट् रेचयति–ते) ઉપર પ્રમાણે અર્થ.

रिज् (१ आ० सेट् रेजते) ૧ શેકવું. ૨ ભૂંજવું. ૩ તળવું. ૪ સ્થિત થવું, સ્થિતિ કરવી. ૫ સ્થિર થવું. ૬ સ્થિર કરવું. ૭ ઊભું રહેવું. ૮ કમાવું, ઉપાર્જન કરવું. ૯ ઉત્પન્ન કરવું. ૧૦ પામવું, મેળવવું. ૧૧ બલવાન હોવું. ૧૨ બલવાન કરવું. ૧૩ જીવવું, જીવિત હોવું. ૧૪ જવું, ગમન કરવું.

रिण्व् (१ प० सेट् रिण्वति) જવું. [ उ ]

रिप् (१ प० सेट् रेपति) નિંદવું, નિંદા કરવી.

रिफ् (१ प० सेट् रेफति) નિંદવું, નિંદા કરવી.

रिफ् (६ प० सेट् रिफति) ૧ કહેવું, બોલવું. ૨ સ્તુતિ કરવી, સ્તવના કરવી. ૩ પ્રશંસા કરવી, વખાણવું. ૪ દેવું, આપવું. ૫ લડાઈ કરવી. ૬ ઝઘડો કરવો. ૭ બાઝવું, બાધવું. ૮ નિંદવું. ૯ દોષ દેવો. ૧૦ દુઃખ દેવું. ૧૧ હણવું.

रिभ् (१ प० सेट् रेभति) શબ્દ કરવો.

रिभ् (१ आ० सेट् रेभते) ૧ અહંકાર કરવો. ૨ નિશ્ચેષ્ટ થવું. ૩ થંભી જવું, અટકવું. ૪ અટકાવવું, રોકવું.

रिम्फ् (६ प० सेट् रिम्फति) ૧ હણવું. ૨ દુઃખ દેવું.

रिम्ब् (१ प० सेट् रिम्बति) જવું. [ उ ]

रिश् (६ प० अनिट् रिशति) ૧ હણવું, મારી નાખવું. ૨ મારી નાખવાનો પ્રયાસ કરવો. ૩ ઇજા કરવી. ૪ દુઃખ દેવું.

रिष् (१ प० सेट् रेषति) ઉપર પ્રમાણે અર્થ.

रिष् (४ प० सेट् रिष्यति) ઉપર પ્રમાણે અર્થ.

रिण् (९ प० सेट् रिण्णाति) ૧ જવું, વિદાય થવું ૨ છુટું કરવું ૩ સબંધ તોડવો

रिह् (१ प० अनिट् रेहति) ૧ હણવું, મારી નાખવું ૨ મારી નાખવાનો પ્રયાસ કરવો ૩ ઈજા કરવી ૪ દુઃખ દેવું ૫ યુદ્ધ કરવું, લડાઈ કરવી ૬ બાઝવું, બાધવું ૭ ઝઘડો કરવો ૮ દોષ દેવો ૯ નિંદવું ૧૦ બોલવું, કહેવું ૧૧ દેવું, આપવું ૧૨ સ્તવવું, સ્તુતિ કરવી ૧૩ પ્રશંસા કરવી

रिह (६ प० अनिट् रिहति) ઉપર પ્રમાણે અર્થ

री (२ प० अनिट् रेति) સગર્ભા થવું, ગર્ભ ધારણ કરવો

री (४ आ० अनिट् रीयते) ૧ ઝરવું ૨ ટપકવું ૩ ચૂવું ૪ ખરવું ૫ પડવું ૬ નીચે આવવું [ ओ ]

री (९ प० अनिट् रिणाति) ૧ જવું ૨ હણવું ૩ દુઃખ દેવું ૪ વરુએ શબ્દ કરવો ૫ વરુ જેવો શબ્દ કરવો

रीव् (१ उ० सेट् रीवति-ते) ૧ લેવું, ગ્રહણ કરવું ૨ ઢાંકવું ૩ ઢંકાવું, ઢંકાઈ જવું ૪ અંતર્ધાન થવું, અદૃશ્ય થવું ૫ સંતાવું, છુપાઈ જવું ૬ છુપવવું, સંતાડવું ૭ છુપાવીને બચાવવું ૮ આડે આવીને બચાવવું

रु (१ आ० अनिट् रवते) ૧ જવું, ચાલવું ૨ બોલવું, કહેવું ૩ વરુએ શબ્દ કરવો ૪ વરુ જેવો શબ્દ કરવો ૫ આક્રોશ કરવો ૬ ક્રોધ કરવો ૭ દુઃખ દેવું ૮ હણવું

रु (२ प० सेट् रवीति, रौति) ૧ શબ્દ કરવો, અવાજ કરવો ૨ બૂમ પાડવી ૩ રોવું, રડવું ૪ શોક કરવો ત્રિ-૧ રોવું ૨ બૂમ પાડવી, રાડ પાડવી

रुच् (१ प० सेट् रोचति) ૧ શોભવું, ગુણોભિત હોવું ૨ ચળકવું, ચમકવું ૩ બોલવું, કહેવું [ ए ]

रुंश् (१० उ० सेट् रुंशयति–ते) ઉપર પ્રમાણે અર્થ.

रुक्ष (१ प० सेट् रुक्षति) ૧ નીરસ હોવું, લૂખું હોવું. ૨ શુષ્ક હોવું, સૂકું હોવું. ૩ કઠણ હોવું. ૪ સ્નેહ રહિત હોવું, પ્રેમ રહિત હોવું. ૫ કઠોર વચન બોલવું. ૬ લૂછવું, લૂછી નાખવું.

रुक्ष (१० उ० सेट् रुक्षयति–ते) ઉપર પ્રમાણે અર્થ.

रुच् (१ आ० सेट् रोचते) ૧ રુચવું, ગમવું, પસંદ હોવું. ૨ રુચિ હોવી. ૩ પ્રસન્ન થવું. ૪ ઉત્સાહ ધરવો. ૫ શોભવું, સુશોભિત હોવું. ૬ ચળકવું, ચમકવું.

रुज् (६ प० अनिट् रुजति) ૧ પીડવું, દુઃખ દેવું. ૨ પીડાવું, દુઃખી થવું. ૩ રોગી હોવું. ૪ નડવું. ૫ ભાંગવું. ૬ તોડવું. ૭ તૂટવું, તૂટી જવું. ૮ વાંકું થવું. [ ओ ]

रुज् (१० उ० सेट् रोजयति–ते) ૧ હણવું. ૨ દુઃખ દેવું.

रुट् (१ आ० सेट् रोटते) ૧ સામું મારવું. ૨ રોકવું, અટકાવવું. ૩ વારંવાર ઝઘડવું. ૪ આળોટવું. ૫ કામાવેશથી ઉત્તેજિત થવું. ૬ સુશોભિત હોવું. ૭ ચળકવું, ચમકવું.

रुट् (१० उ० सेट् रोटयति–ते) ૧ ક્રોધ કરવો. ૨ રીસાવું. ૩ રોકવું. ૪ બોલવું. ૫ સુશોભિત હોવું. ૬ ચળકવું, ચમકવું.

रुठ् (१ प० सेट् रोठति) ૧ પછાડવું, અફાળવું. ૨ પાડી દેવું. ૩ ફોડવું. ૪ અથડાવું. ૫ માર મારવો. ૬ ખિન્ન કરવું.

रुठ् (१ आ० सेट् रोठते) ૧ સામું મારવું. ૨ અટકાવવું, રોકવું. ૩ ઝઘડવું. ૪ આળોટવું. ૫ રોળવું. ૬ મસળવું.

रुढ (१० उ० सेट् रुढयति–ते) ક્રોધ કરવો, ગુસ્સે થવું.

रुण्ट् (१ प० सेट् रुण्टति) ૧ ચોરવું. ૨ લૂંટવું. [ उ ]

रुण्ठ् (१ प० सेट् रुण्ठति) ૧ ચોરવું. ૨ લૂંટવું. ૩ આળસ કરવી. ૪ જવું. ૫ લંગડાતું ચાલવું. ૬ લૂલું હોવું. [उ]

रुण्ड् (१ प० सेट् रुण्डति) ૧ ચોરવુ ૨ લુટવુ [उ]
रुद् (२ प० सेट् रोदिति) ૧ રડવુ, રોવુ ૨ રોતા-રોતા બોલવુ ૩ શોક કરવો आ-આરડવુ, મોટે સાદે રડવુ उपा-૧ રુદન કરીને સામા માણસને આશ્વાસન આપવુ-શાંત કરવુ ૨ બીજાના દુખે રડવુ [ऋ]
रुध् (४ आ० अनिट् अनुपूर्वक-अनुरुध्यते) ૧ ચાહવુ, ઇચ્છવુ. ૨ પ્રેમ કરવો ૩ અનુમતિ આપવી, સમતિ દેવી ૪ માનવુ, સ્વીકારવુ ૫ અનુકૂલ થવુ ૬ અનુસરવુ ૭ તાબે થવુ, આધીન થવુ ૮ આજ્ઞા માનવી ૯ આજ્ઞાનુ પાલન કરવુ ૧૦ આગ્રહભરી વિનતિ કરવી ૧૧ સલાહ દેવી ૧૨ કૃપા કરવી ૧૩ શોક કરવો
रुध् (७ उ० अनिट् रुणद्धि, रुन्द्धे) ૧ રોકવુ, અટકાવવુ ૨ રુધવુ ૩ અડચણ કરવી, નડવુ ૪ ઘેરો ઘાલવો ૫ ઘેરી લેવુ, ચારે તરફથી વીંટળાઇ વળવુ ૬ વીંટવુ, લપેટવુ ૭ ઢાંકવુ ૮ વ્યાપવુ ૯ દુખ દેવુ ૧૦ આધાર આપવો अनु-૧ માનવુ ૨ અનુસરવુ ૩ આગ્રહપૂર્વક વિનતિ કરવી ૪ આધીન થવુ ૫ આજ્ઞાનુ પાલન કરવુ ૬ ચાહવુ अभिसम्-૧ મનાઈ કરવી ૨ અટકાવવુ अव-૧ રોપવું ૨ ખોડવું ૩ સાવધાનીથી રાખવું ૪ અટકાવવું उप-૧ કેદ કરવું ૨ ઘેરો ઘાલવો ૩ અડચણ નાખવી ૪ મનાઈ કરવી ૫ રોકવુ, અટકાવવુ नि-૧ નડવુ, અડચણ નાખવી ૨ અટકાવવુ ૩ કેદ કરવુ प्रति-૧ વ્યાપ્ત થવુ, વ્યાપી જવુ ૨ અટકાવવુ वि-૧ વિરુદ્ધ થવુ, વિરોધ કરવો ૨ અટકાવવુ सनि-૧ બધ કરવુ ૨ કેદ કરવુ ૩ અટકાવવુ सम्-૧ કેદ કરવુ ૨ રોકવુ, અટકાવવુ [अ]

रुप् ( ४ प० सेट् रुप्यति ) ૧ વ્યાકુલ થવું, ગભરાઇ જવું. ૨ બેશુદ્ધ થવું. ૩ વ્યાકુલ કરવું.

रुश् ( ६ प० अनिट् रुशति ) ૧ હણવું. ૨ દુઃખ દેવું.

रुष् ( १ प० सेट् रोषति ) ૧ મારી નાખવું. ૨ ઇજા કરવી. ૩ દુઃખ દેવું. ૪ મારી નાખવાનો પ્રયાસ કરવો.

रुष् ( ४ प० सेट् रुष्यति ) ૧ રોષ કરવો, ક્રોધ કરવો. ૨ રીસાવું. ૩ મારી નાખવું. ૪ ઇજા કરવી. ૫ દુઃખ દેવું. ૬ મારી નાખવાનો પ્રયાસ કરવો.

रुष् ( १० उ० सेट् रोषयति–ते ) ૧ ક્રોધ કરવો. ૨ રીસાવું.

रुह् ( १ प० अनिट् रोहति ) ૧ ઊગવું, બીજમાંથી અંકુરો ફૂટવો. ૨ ઉત્પન્ન થવું, પેદા થવું. ૩ જન્મવું, જન્મ થવો. ૪ ઉપર ચડવું. ૫ પલાણવું, સવારી કરવી. ૬ રુઝાવું, ઘા સુકાઈ જવો. ૭ રૂઝવવું, ઘાને સૂકવવો. अधि–૧ ઉપર ચડવું. ૨ પલાણવું. अभि–૧ રોકવું, અટકાવવું. ૨ ઉપર ચડવું. अव–ઊતરવું, નીચે આવવું. आ–૧ ઉપર ચડવું. ૨ ઉપર બેસવું. ૩ પલાણવું. ૪ વધવું, વૃદ્ધિંગત થવું. उद्–ઉપર ચડવું. प्र–ઊગવું, બીજમાંથી અંકુરો ફૂટવો.

रूक्ष ( १ प० सेट् रूक्षति ) ૧ નીરસ હોવું, લૂખું હોવું. ૨ શુષ્ક હોવું, સૂકું હોવું. ૩ કઠણ હોવું. ૪ સ્નેહ રહિત હોવું, પ્રેમ રહિત હોવું. ૫ કઠોર વચન બોલવું. ૬ લૂછવું.

रूक्ष ( १० उ० सेट् रूक्षयति-ते ) ઉપર પ્રમાણે અર્થ

रूप ( १० उ० सेट् रूपयति–ते ) ૧ રાજ્યનું ચલણી નાણું બનાવવું, સિક્કા પાડવા. ૨ રૂપ જોવું–નિહાળવું. ૩ આકૃતિ બનાવવી. ૪ સ્વરૂપ અને આકૃતિને યાદ કરવી–ચિંતવવી.

૫ નિહાળવુ, જોવું ૬ હાવભાવથી પ્રદર્શિત કરવું-પ્રગટ કરવું ૭ અભિનય કરવો, ભજવવુ નિ-૧ દેખવુ, જોવું ૨ તપાસવુ, તપાસ કરવી ૩ દેખાડવુ ૪ વિવેચન કરવું, વીગતવાર કહેવું ૫ વિચાર કરીને કહેવું ૬ ચર્ચા કરવી પ્ર-૧ જણાવવું ૨ સમજાવવું, સ્પષ્ટ કરવુ ૩ કહેલી હકીકત સિદ્ધ કરવી

रूप् (૧ ૫૦ સેટ્ रूपति) સુશોભિત કરવું, શણુગારવું

रूप् (૧૦ ૩૦ સેટ रूपयति-ते) ૧ ભેળભેળ કરવું ૨ એકઠું કરવુ ૩ નીગ્સ હોવું, લૂખુ હોવું ૪ વ્યાપવું, ફેલાવું

रेक् (૧ આ૦ સેટ્ रेकते) ૧ શકા કરવી, સશય કરવો ૨ વિતર્ક કરવો, કલ્પના કરવી ૩ બીવું, ડરવું [ऋ]

रेखा (૧૧ ૫૦ સેટ્ रेखायति) ૧ પ્રશસા કરવી, વખાણવુ ૨ પ્રશસા પામવી, વખણાવું ૩ રેખા ખેચવી, લીટી કરવી ૪ આંકવું ૫ નિશાની કરવી ૬ ચીતરવુ, ચિત્ર કાઢવુ ૭ પ્રાપ્ત કરવું, મેળવવું ૮ પ્રાપ્ત કરાવવુ

रेज् (૧ આ૦ સેટ્ रेजते) ૧ શોભવું ૨ ચળકવું, ચમકવું [ऋ]

रेट (૧ ૩૦ સેટ્ रेटति-ते) ૧ બોલવું, કહેવુ ૨ વાતચીત કરવી ૩ ઠપકો દેવો ૪ યાચવું, માગવું [ऋ]

रेप् (૧ આ૦ સેટ્ रेपते) ૧ જવુ ૨ શબ્દ કરવો [ऋ]

रेत्र् (૧ આ૦ સેટ્ रेयते) ૧ જવું ૨ કૂદતા કૂદતા ચાલવુ ૩ કૂદવું [ऋ]

रेम् (૧ આ૦ સેટ્ रेमते) શબ્દ કરવો [ऋ]

रेव (૧ આ૦ સેટ્ रेवते) ૧ જવું ૨ ત્વલાતર કરવું ૩ કૂદતા કૂદતા ચાલવું ૪ કૂદવું ૫ પ્રવાહરૂપે વહેવું [ऋ]

रेप् (१ आ० सेट् रेपते) ૧ ઘોડાએ હણહણવું. ૨ હણહણાટ જેવો શબ્દ કરવો. ૩ વરુએ શબ્દ કરવો. ૪ વરુ જેવો શબ્દ કરવો. ૫ ઊંચેથી શબ્દ કરવો, બૂમ પાડવી. ૬ ખોંખારવું, ખોંખારો ખાવો [ऋ]

रै (१ प० अनिट् रायति) શબ્દ કરવો.

रोड् (१ प० सेट् रोडति) ૧ ગાંડું હોવું, પાગલ હોવું. ૨ ઉન્માદ કરવો, ઉન્મત્ત થવું. ૩ અપમાન કરવું. ૪ તિરસ્કારવું. [ऋ]

रौट् (१ प० सेट् रौटति) ૧ અપમાન કરવું. ૨ તિરસ્કારવું. [ऋ]

रौड् (१ प० सेट् रौडति) ૧ અપમાન કરવું. ૨ તિરસ્કારવું. [ऋ]

लक् (१० उ० सेट् लाकयति-ते) ૧ ચાખવું, સ્વાદ લેવો. ૨ ચાટવું. ૩ ગ્રહણ કરવું, ૪ પ્રાપ્ત કરવું, મેળવવું. ૫ પ્રાપ્ત થવું. आ-૧ પ્રાપ્ત કરવું. ૨ ગ્રહણ કરવું.

लक्ष् (१ आ० सेट् लक्षते) ૧ લક્ષ્ય આપવું, ધ્યાન દેવું. ૨ તપાસવું. ૩ ઓળખવું. ૪ જાણવું. ૫ વિચારવું. ૬ સ્મરણ કરવું, યાદ કરવું. ૭ દેખવું, નિહાળવું. अव-ઓળખવું.

लक्ष् (१० आ० सेट् लक्षयते) ઉપર પ્રમાણે અર્થ.

लक्ष् (१० उ० सेट् लक्षयति-ते) ૧ જોવું, દેખવું. ૨ તપાસવું. ૩ વિવેચન કરવું. ૪ સ્મરણ કરવું, યાદ કરવું. ૫ ચિહ્ન કરવું, નિશાની કરવી. ૬ નિશાન તાકવું. ૭ આંકવું. अव-ઓળખવું. आ-૧ જાણવું. ૨ નિશાનીથી ઓળખી જવું. उप-૧ તપાસવું. ૨ ધ્યાનમાં લેવું. ૩ વિચારવું. ૪ ઓળખવું. ૫ ઉપલક્ષણથી જણાવવું, અમુક વસ્તુ જણાવવા વડે તેને અનુસરતી બીજી વસ્તુ પણ જણાવવી. वि-૧ વ્યગ્ર

થવું, ગભરાઈ જવું ૨ ઓળખવું ૩ ભેદ પારખવો ૪ જોવું, નિહાળવું सम्-૧ પારખવુ, કસવુ, પરીક્ષા કરવી ૨ જાણવુ, સમજવુ ૩ લક્ષ્ય આપવુ, ધ્યાન દેવુ ૪ સાબિત કરવુ, પુરવાર કરવુ ૫ જોવુ, દેખવુ ૬ શીખવું

लख् (૧ प० सेट् लखति) ૧ જવુ ૨ હાલવુ, કપવુ

लग् (૧ प० सेट् लगति) ૧ સયુક્ત થવુ, જોડાવુ ૨ વળગવુ ૩ લપેટાવુ ૪ લટકવુ ૫ સ્પર્શ કરવો, અડકવુ ૬ સગ કરવો, સોબત કરવી ૭ સબધ કરવો अव-૧ પાછળ લાગવુ-જોડાવું ૨ સેવા કરવી वि-૧ અવલબન કરવુ, આધાર લેવો ૨ આરોહણ કરવુ, ચડવુ ૩ પકડવુ ૪ વળગવુ ૫ લટકવુ ૬ સગત થવુ, જોડાવુ [ए]

लग् (૧૦ उ० सेट् लागयति-ते) ૧ ચાખવું, સ્વાદ લેવો ૨ ચાટવું ૩ ગ્રહણ કરવું, લેવું ૪ પ્રાપ્ત કરવું, મેળવવું ૫ પ્રાપ્ત થવું

लघ् (૧૦ उ० सेट् लाघयति-ते) ઉપર પ્રમાણે અર્થ

लङ्घ् (૧ प० सेट् लङ्घति) ૧ જવું ૨ હાલવું, કપવું [उ]

लङ्ग् (૧ प० सेट् लङ्गति) ૧ જવું ૨ લગડાતું ચાલવું, ખોડ-ગવું ૩ લૂલુ હોવું [उ]

लङ्घ् (૧ प० सेट् लङ्घति) ૧ સુકાવું, શુષ્ક થવુ ૨ સૂકુ કરવું ૩ થોડુ હોવું, કમ હોવું ૪ જવું ૫ બોલવુ ૬ સુશોભિત હોવું ૭ ચળકવું, ચમકવું उद्-૧ ઉલ્લઘન કરવું, આજ્ઞા ભગ કરવો ૨ અવગણના કરવી, અનાદર કરવો ૩ ઓળ-ગવું, વટાવી જવું, પાર જવું [उ]

लङ्घ् (૧ आ० सेट् लङ्घते) ૧ જવું ૨ લાઘણ કરવી, ભૂખ્યા રહેવું ૩ ઉપવાસનું વ્રત કરવું ૪ આજ્ઞાભગ કરવો ૫ અવ

ગણુના કરવી, અનાદર કરવો. ૬ ઓળંગી જવું, વટાવી જવું. उद्-, वि-૧ ઉલ્લંઘન કરવું, આજ્ઞાભંગ કરવો. ૨ અવગણુના કરવી, અનાદર કરવો. ૩ ઓળંગવું, વટાવી જવું, પાર જવું [ચ]

लङ्घ् ( १० उ० सेट् लङ्घयति-ते ) ૧ જવું. ૨ બોલવું. ૩ શોભવું, સુશોભિત હોવું. ૪ ચળકવું, ચમકવું. उद्-, वि-૧ ઉલ્લંઘન કરવું, આજ્ઞાભંગ કરવો. ૨ અવગણુના કરવી, અનાદર કરવો. ૩ ઓળંગવું, વટાવી જવું, પાર જવું.

लछ् ( १ प० सेट् लच्छति ) ૧ ચિહ્ન કરવું, નિશાની કરવી. ૨ લક્ષ્યમાં લેવું, ધ્યાન દેવું.

लज् ( १ प० सेट् लजति ) ૧ વઢવું. ૨ ઠપકો દેવો. ૩ ધમકાવવું. ૪ તિરસ્કારવું. ૫ અપમાન કરવું. ૬ દૂષણુ દેવું. ૭ નિંદવું. ૮ ભૂંજવું. ૯ શેકવું. ૧૦ તળવું.

लज् ( ६ आ० सेट् लजते ) ૧ લજ્જિત થવું, શરમાવું. ૨ ગભરાવું. [ ऐ, ओ ]

लज् ( १० उ० सेट् लाजयति-ते ) ૧ છુપાવવું, સંતાડવું. ૨ ઢાંકવું. ૩ વીંટવું, લપેટવું. ૪ આડ કરવી. ૫ વાડ કરવી. ૬ વારવું, મનાઈ કરવી. ૭ રોકવું, અટકાવવું. ૮ ચળકવું.

लज ( १० उ० सेट् लजयति-ते ) ૧ પ્રકાશવું, પ્રકાશિત થવું. ૨ પ્રકાશિત કરવું. ૩ શોભવું. ૪ સુશોભિત કરવું.

लञ्छ् ( १ प० सेट् लञ्छति ) ૧ ચિહ્ન કરવું, નિશાની કરવી. ૨ કલંકિત કરવું. ૩ ભાંગવું. ૪ તોડવું. [ उ ]

लञ्ज् ( १ प० सेट् लञ्जति ) ૧ વઢવું. ૨ ઠપકો દેવો. ૩ ધમકાવવું. ૪ તિરસ્કારવું. ૫ અપમાન કરવું. ૬ દૂષણુ દેવું. ૭ નિંદવું. ૮ દુઃખ દેવું. ૯ હણવું. ૧૦ ભૂંજવું. ૧૧ શેકવું.

૧૨ તળવું ૧૩ બોલવુ, કહેવુ ૧૪ શોભવુ, સુશોભિત હોવુ ૧૫ સુશોભિત કરવું ૧૬ પ્રકાશવુ, પ્રકાશિત થવુ ૧૭ પ્રકાશિત કરવુ ૧૮ ચળકવુ, ચમકવુ ૧૯ દેવુ, આપવુ ૨૦ લેવુ, ગ્રહણ કરવુ ૨૧ મજબૂત હોવું ૨૨ બલવાન હોવુ ૨૩ બળ કરવુ ૨૪ રહેવુ, નિવાસ કરવો [ ઉ ]

લઞ્ज् ( ૧૦ ઉ૦ સેટ્ લઞ્જયતિ-તે ) ૧ શોભવુ, સુશોભિત હોવું ૨ ચળકવુ, ચમકવુ ૩ મજબૂત હોવુ ૪ બલવાન હોવુ ૫ બળ કરવું ૬ દેવુ, આપવુ ૭ લેવુ, ગ્રહણ કરવુ ૮ રહેવુ, નિવાસ કરવો ૯ બોલવુ, કહેવુ ૧૦ નિંદવુ ૧૧ દોષ દેવો ૧૨ દુખ દેવુ ૧૩ હણવુ

લञ्ज ( ૧૦ ઉ૦ સેટ્ લञ्जयति-તે, લજ્ઞાપયતિ-તે ) ૧ પ્રકાશિત કરવુ ૨ પ્રકાશવુ, પ્રગટ થવુ ૩ સુશોભિત કરવુ ૪ સુશોભિત હોવુ, શોભવુ

લટ્ ( ૧ પ૦ સેટ્ લટતિ ) ૧ બાળકની પેઠે બોલવુ રમવુ વગેરે બાલચેષ્ટા કરવી ૨ થોડુ બોલવુ ૩ ઠપકો દેવો

લટ ( ૧૦ ઉ૦ સેટ્ લટયતિ-તે ) ઉપર પ્રમાણે અર્થ

લડ્ ( ૧ પ૦ સેટ્ લડતિ, લલતિ ) ૧ વિલાસ કરવો ૨ રમવુ, ખેલવુ ૩ જીભ બહાર કાઢવી ૪ જીભ હલાવવી-લપ લપ કરવી ૫ જીભ વડે જણાવવુ ૬ ચાટવુ ૭ વલોવવુ ૮ હલાવવુ, કપાવવુ ૯ દુખ દેવુ ઉદ્-૧ ઊછળવુ, ઊલળવુ ૨ ચલિત થવુ, ચચળ થવુ

લડ્ ( ૧૦ ઉ૦ સેટ્ લાડયતિ-તે, લાળયતિ-તે ) ૧ લાડ લડાવવા ૨ રમાડવુ ૩ પાલન-પોષણ કરવુ ૪ ચાહવુ ૫ હલાવવુ

લણ્હ્ ( ૧ પ૦ સેટ્ લણ્હતિ ) ૧ ઊંચે કૂદવુ ૨ ઉછાળવુ

3 ઉપાડવું. ૪ ધકેલવું. ૫ ઓળંગવું, વટાવી જવું. ૬ નિંદવું, નિંદા કરવી. [ उ, ओ ]

लण्ड् ( १० उ० सेट् लण्डयति-ते ) ઉપર પ્રમાણે અર્થ.

लण्ड् ( १ प० सेट् लण्डति ) ૧ શોભવું, સુશોભિત હોવું. ૨ ચળકવું, ચમકવું. ૩ બોલવું, કહેવું. [ उ ]

लण्ड् ( १० उ० सेट् लण्डयति-ते ) ઉપર પ્રમાણે અર્થ.

लत् ( १ प० सेट् लतति ) ૧ ઈજા કરવી, જખમી કરવું. ૨ અફળાવવું, પછાડવું. ૩ અફળાવું. ૪ ગ્રહણ કરવું, લેવું.

लन्द् ( १ प० सेट् लन्दति ) ૧ ઊંચે ફેંકવું. ૨ ઉછાળવું. ૩ ઉપાડવું. ૪ ધકેલવું. ૫ હાંકવું. ૬ ઓળંગવું, વટાવી જવું. ૭ નિંદવું, નિંદા કરવી. [ उ ]

लन्द् ( १० उ० सेट् लन्दयति-ते ) ઉપર પ્રમાણે અર્થ.

लप् ( १ प० सेट् लपति ) બોલવું, કહેવું. अनु-૧ અનુવાદ કરીને બોલવું. ૨ અનુકૂલ બોલવું. ૩ ઉત્તર આપવો. ૪ પછીથી બોલવું. ૫ બોલ-બોલ કરવું. अप-૧ જૂઠું બોલવું. ૨ કબૂલ ન કરવું. आ-૧ આલાપ કરવો, ગાયન પહેલાં રાગનું સ્વરૂપ બાંધવા સુરાવટ કરવી. ૨ પૂછવું. ૩ પરસ્પર વાતચીત કરવી. प्र-૧ પ્રલાપ કરવો, બકવાદ કરવો. ૨ બોલવું. प्रति-૧ ઉત્તર આપવો. ૨ પ્રાપ્ત થવું, મળવું. वि-૧ વિલાપ કરવો, આક્રંદન કરવું. ૨ બકવાદ કરવો. ૩ શોક કરવો. विप्र-બીજાએ કહેલાનું ખંડન કરવું. सम्-૧ કપટપૂર્વક બોલવું. ૨ ભાષણ કરવું, બોલવું. समा-૧ વીગતવાર કહેવું. ૨ સારી રીતે બોલવું.

लभ् ( १ आ० अनिट् लभते ) ૧ પામવું, પ્રાપ્ત કરવું, મેળવવું.

૨ પ્રાપ્ત થવું ૩ લાભ થવો आ-૧ હણવું, વધ કરવો ૨ સ્પર્શ કરવો ૩ પ્રાપ્ત કરવુ उप-૧ જાણવું ૨ ઠપકો દેવો ૩ પ્રાપ્ત કરવું उपा-૧ ઠપકો દેવો ૨ મહેણું મારવું, માર્મિક વચન કહેવું ૩ તિરસ્કારવું ૪ દોષ દેવો प्र-, विप्र-ઠગવું, છેતરવું समा-૧ વિલેપન કરવું ૨ વિભૂષિત થવું ૩ આભૂષણ પહેરવું [ह्, पृ]

लभ (૧૦ ૩૦ सेट् लभयति-ते) ૧ ફેંકવું ૨ ઉછાળવું ૩ પ્રેરવું, પ્રેરણા કરવી ૪ મોકલવું

लम्ब् (૧ आ० सेट् लम्बते) ૧ લટકવું, ટિંગાવું ૨ પડવું ૩ આશ્રય લેવો, આધાર લેવો ૪ શબ્દ કરવો अव-૧ લટકવું, ટિંગાવું ૨ લટકાવવું ૩ આશ્રય લેવો ૪ આશ્રય આપવો ૫ ઊંધે માથે લટકવું, ઊંચે પગ અને નીચે મસ્તક રાખી લટકવું आ-૧ વિશ્વાસ કરવો, ભરોસો રાખવો ૨ આશ્રય લેવો, આધાર લેવો वि-૧ વિલંબ કરવો, વાર લગાડવી ૨ લટકાવવું [च]

लम्भ् (૧ आ० सेट् लम्भते) ૧ પ્રાપ્ત કરવું, મેળવવું ૨ પ્રાપ્ત થવું ૩ શબ્દ કરવો ૪ અપકાર કરવો ૫ નિંદવું ૬ તિરસ્કારવું ૭ દુઃખ દેવું उप-૧ જ્ઞાનની પ્રાપ્તિ થવી ૨ વિલંબ કરવો, વાર લગાડવી उपा-૧ ઠપકો દેવો ૨ નિંદવું ૩ તિરસ્કારવું [च]

लय् (૧ आ० सेट् लयते) જવું

लर्ब् (૧ प० सेट् लर्बति) જવું

लर्व् (૧ प० सेट् लर्वति) જવું

लल् (૧ प० सेट् ललति) ૧ વિલાસ કરવો ૨ રમવું, ખેલવું

3 જીભ બહાર કાઢવી. ૪ જીભ હલાવવી-લપલપ કરવી. ૫ જીભ વડે જણાવવું. ૬ ચાટવું. ૭ વલોવવું. ૮ હલાવવું. ૯ ઝૂલવું, હીંચકવું. ૧૦ દુઃખ દેવું. उद्-૧ ઊછળવું, ઊલળવું. ૨ ચલિત થવું, ચંચળ થવું.

लल् (१० आ० सेट् लालयते) ૧ લાડ લડાવવા. ૨ રમાડવું. ૩ રમવું. ૪ વિલાસ કરવો. ૫ ચાહવું, ઈચ્છવું. ૬ પાલન-પોષણ કરવું. ૭ રાખવું, સ્થાપન કરવું, મૂકવું.

लल (१० उ० सेट् ललयति-ते) ઉપર પ્રમાણે અર્થ.

लश् (१० उ० सेट् लाशयति-ते) ૧ કારીગર હોવું, કલાકુશલ હોવું. ૨ કારીગરી કરવી. ૩ કળા બતાવવી. ૪ ચતુર હોવું, હોશિયાર હોવું. ૫ હુન્નર-ઉદ્યોગ કરવો. ૬ કાર્યરત હોવું. ૭ છોલવું, પાતળું કરવું.

लष् (१० उ० सेट् लाषयति-ते) ઉપર પ્રમાણે અર્થ.

लष् (१ उ० सेट् लषति-ते) ૧ ઈચ્છવું, ચાહવું. अभि-૧ લોભ કરવો. ૨ યાચવું, માગવું. ૩ ઇચ્છવું, ચાહવું.

लष् (४ उ० सेट् लष्यति-ते) ઉપર પ્રમાણે અર્થ.

लस् (१ प० सेट् लसति) ૧ આલિંગન કરવું. ૨ મળવું, મેળાપ કરવો. ૩ કાર્યરત હોવું. ૪ વિલાસ કરવો. ૫ રમવું, ખેલવું. ૬ શોભવું. ૭ તેજસ્વી હોવું. उद्-૧ ઉલ્લાસ પામવો, પ્રસન્ન થવું. ૨ ઉત્સાહિત થવું. ૩ વિકસિત થવું. ૪ શોભવું. ૫ તેજસ્વી હોવું. वि-૧ વિલાસ કરવો. ૨ રમવું. ૩ શોભવું. ૪ તેજસ્વી હોવું. ૫ પ્રતિધ્વનિ કરવો, સામો અવાજ કરવો.

लस् (१० उ० सेट् लासयति-ते) ૧ કારીગર હોવું, કલાકુશલ

હોવું ૨ કારીગરી કરવી ૩ કળા બતાવવી ૪ ચતુર હોવુ, હોશિયાર હોવુ ૫ હુન્નર-ઉદ્યોગ કરવો ૬ કાર્યરત હોવુ ૭ છોલવુ, પાતળુ કરવુ

लस्ज् ( ६ आ० सेट् लज्जते ) ૧ લાજવુ, લજ્જિત થવુ, શરમાવુ ૨ ગભરાવુ [ ऐ, ओ ]

ला ( २ प० अनिट् लाति ) ૧ લેવુ, ગ્રહણ કરવુ ૨ દેવુ, આપવુ ૩૫-૧ આશ્રય કરવો ૨ લેવુ

ला ( ११ आ० सेट् लायते ) ૧ ધૂર્તતા કરવી, લુચ્ચાઇ કરવી ૨ ઠગવુ, છેતરવુ ૩ જુગાર રમવો ૪ સૂવુ, ઊંઘવુ ૫ પહેલા હોવુ, અગાઉ હોવુ

लाख् ( १ प० सेट् लाखति ) ૧ સૂકવવુ, શુષ્ક કરવુ ૨ સુકાવુ ૩ વારવું, મનાઇ કરવી ૪ રોકવુ, અટકાવવુ ૫ વિઘ્ન કરવુ ૬ ગ્રહણ ન કરવુ ૭ કબૂલ ન કરવું ૮ સમર્થ હોવુ ૯ વિભૂષિત કરવુ ૧૦ પૂર્ણ થવુ ૧૧ પૂર્ણ કરવું ૧૨ તૃપ્ત થવું, ધરાઈ જવુ ૧૩ તૃપ્ત કરવુ [ ऋ ]

लाघ् ( १ आ० सेट् लाघते ) ૧ સમર્થ હોવુ, શક્તિશાલી હોવું ૨ યોગ્ય હોવુ, લાયક હોવું [ ऋ ]

लाज् ( १ प० सेट् लाजति ) ૧ અપમાન કરવું ૨ તિરસ્કારવું ૩ ઠપકો દેવો ૪ ધમકાવવું ૫ દૂષણ દેવું ૬ નિંદવુ ૭ ભૂજવું ૮ શેકવુ ૯ તળવું

लाञ्छ् ( १ प० सेट् लाञ्छति ) ૧ ચિહ્ન કરવું, નિશાની કરવી ૨ લક્ષ્યમા લેવું, ધ્યાન દેવું [ उ ]

लाञ्ज् ( १ प० सेट् लाञ्जति ) ૧ અપમાન કરવુ ૨ તિરસ્કારવું ૩ ઠપકો દેવો ૪ ધમકાવવું ૫ દૂષણ દેવું ૬ નિંદવુ ૭ ભૂજવુ ૮ શેકવુ ૯ તળવુ [ उ ]

लाट् (११ प० सेट् लाट्यति) १ धूर्तता કરવી, લુચ્ચાઈ કરવી. ૨ ઠગવું, છેતરવું. ૩ જુગાર રમવો. ૪ સૂવું, ઊંઘવું. ૫ પહેલાં હોવું, અગાઉ હોવું. ૬ જીવવું, જીવિત હોવું.

लाड (१० उ० सेट् लाडयति-ते) ૧ ફેંકવું. ૨ ઉછાળવું. ૩ પ્રેરવું, પ્રેરણા કરવી. ૪ મોકલવું.

लाभ (१० उ० सेट् लाभयति-ते) ઉપર પ્રમાણે અર્થ.

लिख् (१ प० सेट् लेखति) જવું.

लिख् (६ प० सेट् लिखति) ૧ લખવું. ૨ ચિત્ર કાઢવું, ચીતરવું. ૩ નિશાની કરવી. ૪ અડકવું. ૫ સાફસૂફ કરવું. ૬ લીસું કરવું. ૭ સ્ત્રીસંભોગ કરવો. अभि-૧ ચિંતા કરવી. ૨ લખવું. आ-૧ સ્થાપન કરવું. ૨ ચીતરવું. उद्-૧ ચળકતું કરવું. ૨ ઘસવું. ૩ કોતરવું. ૪ રેખા કરવી. ૫ લખવું. प्रति-૧ તપાસવું, દેખવું. ૨ વિચાર કરવો. ૩ સામું લખવું, લખીને ઉત્તર આપવો. वि-૧ રેખા કરવી. ૨ ચિત્ર બનાવવું. ૩ સામું લખવું, લખીને ઉત્તર આપવો. ૪ ખોદવું. सम्-૧ નિર્લેપ કરવું. ૨ શરીર અને કષાયાદિનું શોષણ કરવું-કૃશ કરવું. ૩ ઘસવું. ૪ રેખા કરવી.

लिङ्ख् (१ प० सेट् लिङ्खति) જવું. [च]

लिङ्ग् (१ प० सेट् लिङ्गति) ૧ જવું. ૨ જાણવું. ૩ આલિંગન કરવું, ભેટવું. ૪ રંગવું. ૫ રંગ-બેરંગી કરવું. ૬ ચિત્ર બનાવવું. ૭ ચિત્ર-વિચિત્ર કરવું. आ-આલિંગન કરવું, ભેટવું. वि-૧ આલિંગન કરવું, ભેટવું. ૨ સ્પર્શ કરવો, અડકવું. [उ]

लिङ्ग् (१० उ० सेट् लिङ्गयति-ते) ૧ રંગવું. ૨ રંગ-બેરંગી કરવું. ૩ ચિત્ર બનાવવું. ૪ ચિત્ર-વિચિત્ર કરવું.

लिट् ( ૧૧ प० सेट् लिट्यति ) ૧ થોડુ હોવુ, કમ હોવુ ૨ થોડુ કરવુ ૩ ઘૃણા કરવી ૪ નિંદવુ ૫ દોષ દેવો

लिप् ( ६ उ० अनिट् लिम्पति-ते ) ૧ લીંપવુ ૨ ચોપડવું ૩ વિલેપન કરવું, લેપ લગાડવો ૪ આજવુ ૫ મેલુ કરવું ૬ ઢાકવું ૭ પાથરવું ૮ વધારવુ, અધિક કરવુ ૯ દૂષિત કરવુ उप-૧ ચુંબન કરવું ૨ લીંપવુ ૩ વિલેપન કરવુ

लिश् ( ४ आ० अनिट् लिश्यते ) ૧ થોડુ થવુ, ઓછુ થવુ, અલ્પ થવું ૨ ઓછુ કરવું ૩ આલિંગન કરવુ, ભેટવું ૪ મેળાપ કરવો, મળવું

लिश् ( ६ प० अनिट् लिशति ) ૧ જવુ ૨ આવવું

लिह् ( २ उ० अनिट् लेढि, लीढे ) ૧ ચાટવુ ૨ ચાખવું, સ્વાદ લેવો अनु-૧ સ્પર્શ કરવો, અડકવું ૨ ચાટવુ ૩ ચાખવુ उद्-૧ ખાવું, ભક્ષણ કરવુ ૨ ચાટવુ ૩ ચાખવું वि-૧ ચુબન કરવુ ૨ ચાટવું ૩ ચાખવુ

ली ( ४ आ० अनिट् लीयते ) ૧ સંયુક્ત થવું, જોડાવું ૨ ચોટવું ૩ વળગવુ ૪ આલિંગન કરવું ૫ સંયુક્ત કરવું, જોડવું ૬ મેળાપ કરવો, મળવુ ૭ લીન થવું, એકાગ્ર થવું, એકતાન થવું ૮ આસક્ત થવું ૯ અદૃશ્ય થવું ૧૦ સંતાઈ જવું ૧૧ લય થવો, વિનાશ થવો ૧૨ પીગળવું, ઓગળવું अभि-૧ ઢાકવું ૨ ઢંકાઇ જવું, આચ્છાદિત થવું अव-૧ આવવું ૨ પાછળ આવવું ૩ નીચે આવવું आ-૧ અદૃશ્ય થવું ૨ સંતાઈ જવું ૩ ઢંકાઈ જવું, આચ્છાદિત થવું ૪ ઢાકવું ૫ સંયુક્ત થવુ, જોડાવુ ૬ સંયુક્ત કરવું ૭ વિસ્મિત થવું ૮ વિસ્મિત કરવું ૯ આલિંગન કરવું ૧૦ આ

સક્ત થવું. ૧૧ લીન થવું, એકાગ્ર થવું, એકતાન થવું. ૧૨ આવવું. ૧૩ પ્રવેશ કરવો. ૧૪ ચોપડવું. ૧૫ નિવાસ કરવો, રહેવું. उप–૧ નિવાસ કરવો, રહેવું. ૨ આશ્રય લેવો. नि–૧ સૂઇ જવું. ૨ સંતાવું. ૩ અદૃશ્ય થવું. ૪ નષ્ટ થવું. ૫ મૃત્યુ થવું. ૬ દૂર થવું. ૭ દૂર કરવું. ૮ આલિંગન કરવું. ૯ નીચે ઊતરવું. ૧૦ નિવાસ કરવો, રહેવું. परि–૧ તન્મય થવું, એકતાન થવું. ૨ અદૃશ્ય થવું. प्र–૧ પ્રલય થવો, વિનાશ થવો. ૨ અદૃશ્ય થવું. ૩ લીન થવું, એકાગ્ર થવું. ૪ આસક્ત થવું. वि–૧ વિલય થવો, વિનાશ થવો. ૨ ઓગળવું, પીગળવું. ૩ અદૃશ્ય થવું. ૪ છૂટું પડવું. ૫ નિવૃત્ત થવું, અટકવું. ૬ વળગી રહેવું. ૭ આશ્રય લેવો. सम्–૧ વળગી રહેવું. ૨ ઓગળવું, પીગળવું. ૩ સૂઇ જવું. ૪ અદૃશ્ય થવું. ૫ સંતાવું. ૬ વિનાશ થવો. समा–૧ સંયુક્ત થવું, જોડાવું. ૨ લીન થવું, એકતાન થવું. ૩ આશ્રય કરવો. [ ओ ]

ली ( ९ प० अनिट् लिनाति ) ઉપર પ્રમાણે અર્થ.

ली ( १० उ० सेट् लीनयति–ते, लाययति–ते, लापयति–ते, लालयति–ते ) સોનું વગેરે ઓગાળવું–પિગાળવું–ગાળવું. આખર્ચ કરવો. प्रवि–પ્રાપ્ત કરવું, મેળવવું.

ली ( १ प० सेट् लयति ) ઉપર પ્રમાણે અર્થ.

लुञ्च् ( १ प० सेट् लुञ्चति ) ૧ નકામી વસ્તુ કાઢી નાખવી. ૨ કેશ વગેરેને ઉખેડવું. ૩ ચૂંટવી લેવું. ૪ સંતાડવું. ૫ દૂર કરવું. ૬ છોલવું. ૭ તોડવું. ૮ ચીરવું. ૯ કાપવું.

लुञ्च् ( १ प० सेट् लुञ्चति ) ઉપર પ્રમાણે અર્થ. [ उ ]

લુઞ્જ્ (૧ પ૦ સેટ્ લુઞ્જતિ) ૧ બલવાન હોવુ ૨ બળ કરવુ ૩ વસવુ, રહેવુ ૪ ઘર કરવુ ૫ લેવુ, ગ્રહણ કરવુ ૬ દેવુ, આપવુ ૭ ઝલવું, શોભવુ ૮ શોભવુ ૯ ચળકવુ, ચમકવુ ૧૦ બોલવુ ૧૧ દુઃખ દેવુ ૧૨ હણવુ [ઉ]

લુઞ્જ્ (૧૦ ઉ૦ સેટ્ લુઞ્જયતિ-ન્તે) ઉપર પ્રમાણે અર્થ.

લુટ્ (૧ પ૦ સેટ્ લોટતિ) ૧ આળોટવુ, રોળાવુ ૨ રગદોળવુ, મસળવુ. ૩ વલોવવુ, મથન કરવુ ૪ ધકેલવુ, ધક્કો મારવો ૫ હાલવુ, કપવુ ૬ વારવુ, મનાઈ કરવી ૭ રોકવુ, અટકાવવુ ૮ સંયુક્ત કરવુ, જોડવું ૯ બોલવુ, કહેવુ ૧૦ શોભવુ ૧૧ ચળકવુ, ચમકવુ અપ-પાછુ ફરવુ ઉદ્-નાઠ થવુ વ્યપ-છલકાવુ

લુટ્ (૧ આ૦ સેટ્ લોટતે) ૧ સામુ મારવુ ૨ અથડાવુ ૩ કામાવેશથી ઉત્તેજિત થવુ ૪ આળોટવું ૫ હાલવુ, કપવુ ૬ ધકેલવુ ૭ ઝઘડવુ ૮ વારવુ, મનાઈ કરવી ૯ અટકાવવુ ૧૦ દુખ દેવુ ૧૧ શોભવુ ૧૨ ચળકવુ, ચમકવુ

લુટ્ (૪ પ૦ સેટ્ લુટ્યતિ) ૧ લૂટવુ ૨ ચોરવુ ૩ આળોટવુ, રોળાવુ ૪ રગદોળવુ, મસળવુ ૫ વલોવવુ, મથન કરવુ ૬ ધકેલવું, ધક્કો મારવો ૭ હાલવુ, કપવુ ૮ વારવુ, મનાઇ કરવી ૯ અટકાવવુ ૧૦ સંયુક્ત કરવુ, જોડવુ

લુટ્ (૬ પ૦ સેટ્ લુટતિ) ૧ આલિંગન કરવુ, ભેટવુ ૨ મેળાપ કરવો, મળવુ

લુટ્ (૧૦ ઉ૦ સેટ્ લોટયતિ-ન્તે) ૧ શોભવું, સુશોભિત હોવુ ૨ ચળકવું, ચમકવુ ૩ બોલવુ, કહેવુ

લુઠ્ (૧ પ૦ સેટ્ લોઠતિ) ૧ પછાડવુ, આફળાવવુ ૨ પાડી દેવું.

૩ ફોડવું. ૪ અથડાવું. ૫ માર મારવો. ૬ ઇજા કરવી. ૭ ભિન્ન કરવું. ૮ આળોટવું. ૯ જવું.

लुठ् ( ૧ આ० सेट् लोठते ) ૧ સામું મારવું. ૨ વારવું, મનાઈ કરવી. ૩ રોકવું, અટકાવવું. ૪ આળોટવું. ૫ રગદોળવું, મસળવું. ૬ અથડાવું. ૭ કામાવેશથી ઉત્તેજિત થવું. ૮ હાલવું, કંપવું. ૯ ધકેલવું. ૧૦ ઝઘડવું. ૧૧ દુઃખ દેવું.

लुठ् ( ६ प० सेट् लुठति ) ૧ સંયુક્ત કરવું, જોડવું. ૨ સંયુક્ત થવું. ૩ મેળાપ કરવો, મળવું. ૪ આલિંગન કરવું, ભેટવું. ૫ આળોટવું. ૬ ઝરવું, ટપકવું. ૭ પ્રવાહરૂપે વહેવું.

लुठ् ( १० उ० सेट् लोठयति–त्ते ) ૧ લૂંટવું. ૨ ચોરવું.

लुड् ( १ प० सेट् लोडति ) ૧ વલોવવું. ૨ ડોલવું. ૩ હાલવું, કંપવું. ૪ ચક્રાકાર ઘૂમવું. ૫ ટહેલવું, આમ-તેમ ચાલવું.

लुड् ( ६ प० सेट् लुंडति ) ૧ ઢાંકવું. ૨ છુપાવવું. ૩ આશ્રય આપવો. ૪ ટેકો લેવો, આધાર રાખવો. ૫ આલિંગન કરવું. ૬ મેળાપ કરવો, મળવું. ૭ સંયુક્ત થવું, જોડાવું.

लुण्ट् ( १ प० सेट् लुण्टति ) ૧ લૂંટવું. ૨ ચોરવું. ૩ અપમાન કરવું. ૪ આળસ કરવી. ૫ લૂલું હોવું. ૬ લંગડાતું ચાલવું [उ]

लुण्ट् ( १० उ० सेट् लुण्टयति–त्ते ) ૧ લૂંટવું. ૨ ચોરવું. ૩ અપમાન કરવું.

लुण्ठ् ( १ प० सेट् लुण्ठति ) ૧ લૂંટવું. ૨ ચોરવું. ૩ જવું. ૪ લંગડાતું ચાલવું. ૫ લૂલું હોવું. ૬ આળસ કરવી. ૭ વારવું, મનાઈ કરવી. ૮ અટકાવવું. ૯ અપમાન કરવું. ૧૦ માર મારવો. ૧૧ આળોટવું, રોળાવું. ૧૨ રગદોળવું. [उ]

लुण्ड् ( १ प० सेट् लुण्डति ) ૧ લૂટવુ ૨ ચોરવુ ૩ કંપવુ [च]
लुण्ड् ( १० उ० सेट् लुण्डयति-ते ) ઉપર પ્રમાણે અર્થ
लुन्थ् ( १ प० सेट् लुन्थति ) ૧ હણવુ ૨ નડવુ ૩ દુખ દેવુ ૪ કડાસ કરવો ૫ દુખી હોવુ ૬ સંકટગ્રસ્ત હોવું [च]
लुप् ( ४ प० सेट् लुप्यति ) ૧ વ્યાકુલ થવુ, ગભરાઇ જવુ ૨ વ્યાકુલ કરવું ૩ બેશુદ્ધ થવુ ૪ અદશ્ય થવુ, ગુમ થવુ ૫ અદશ્ય કરવુ ૬ નષ્ટ થવુ ૭ નષ્ટ કરવુ
लुप् ( ६ उ० अनिट् लुम्पति-ते ) ૧ છેદવુ, કાપવું ૨ ઈજા કરવી ૩ ઘસવું ૪ નષ્ટ કરવુ ૫ લૂટવુ ૬ ચોરવુ ૭ ઝૂટવી લેવું [ल]
लुभ् ( ४ प० सेट् लुभ्यति ) ૧ લોભ કરવો ૨ આશા કરવી ૩ મોહિત થવું ૪ આસક્ત થવું ૫ લોભાવવું, આકર્ષણ કરવું प्र-, सम्-૧ લોભાવવું ૨ ખેચવુ.
लुभ् ( ६ प० सेट् लुभति ) ૧ વ્યાકુલ થવુ, ગભરાઇ જવુ ૨ વ્યાકુલ કરવું ૩ બેશુદ્ધ થવુ ૪ લોભ કરવો ૫ આશા કરવી ૬ મોહિત થવુ ૭ આસક્ત થવુ ૮ લોભાવવુ
लुम्ब् ( १ प० सेट् लुम्बति ) ૧ દુખ દેવું ૨ ઇજા કરવી ૩ હણવું ૪ છેદવું, કાપવું ૫ ખોદવું ૬ ઉખેડવું ૭ નષ્ટ થવું ૮ નષ્ટ કરવુ ૯ ન દેખવું, ન જોવું ૧૦ સતાઈ જવુ ૧૧ અદશ્ય હોવું ૧૨ અદશ્ય કરવુ [उ]
लुम्ब् ( १० उ० सेट् लुम्बयति-ते ) ઉપર પ્રમાણે અર્થ
लुल् ( १ प० सेट् लोलति ) ૧ હાલવું, કંપવું ૨ કંપાવવુ ૩ ડોલવું ૪ ડોલાવવું ૫ હીંચકવું ૬ હીંચકાવવું

७ ઉશ્કેરવું. ૮ મર્દન કરવું, મસળી નાખવું. ૯ મરડવું. ૧૦ આળોટવું. ૧૧ સંયુક્ત થવું, મળવું. वि-૧ મારીને પાડી દેવું. ૨ સામનો કરવો, સામું થવું. ૩ લૂંટી લેવું. ૪ આળોટવું. ૫ હીંચકાવવું. ૬ ડોલાવવું. ૭ વિખેરવું.

लुप् (१ उ० सेट् लोपति-त्ते) ૧ ચોરવું. ૨ લૂંટવું. ૩ હણવું. ૪ દુઃખ દેવું.

लुप् (१० उ० सेट् लोपयति-त्ते) ઉપર પ્રમાણે અર્થ.

लुस् (१ प० सेट् लोसति) ૧ હણવું. ૨ દુઃખ દેવું.

लुह् (१ प० अनिट् लोहति) ૧ લોભ કરવો. ૨ આશા કરવી. ૩ ઇચ્છવું. ૪ મોહિત થવું. ૫ મોહિત કરવું. ૬ હણવું. ૭ દુઃખ દેવું.

लू (९ उ० सेट् लुनाति, लुनीते) ૧ લણવું. ૨ કાપવું, છેદવું. उद्-ઉખેડી નાખવું.

लूष् (१ प० सेट् लूषति) ૧ ચોરવું. ૨ લૂંટવું. ૩ સુશોભિત કરવું.

लूष् (१० उ० सेट् लूषयति-त्ते) ૧ ચોરવું. ૨ પીડવું. ૩ હણવું.

लञ्च् (१ प० सेट् लञ्चति) ૧ રોકવું, અટકાવવું. ૨ વારવું, મનાઇ કરવી. ૩ દૂર કરવું. [उ]

लेख (११ प० सेट् लेख्यति) ૧ વિલાસ કરવો. ૨ રમવું, ખેલવું. ૩ ભૂલ કરવી. ૪ ઠોકર લાગવી. ૫ પડી જવું. ૬ પ્રશંસા પામવી. ૭ પ્રશંસા કરવી.

लेखा (११ प० सेट् लेखायति) ઉપર પ્રમાણે અર્થ.

लेट् (११ प० सेट् लेट्यति) ૧ ધૂર્તતા કરવી, લુચ્ચાઇ કરવી. ૨ ઠગવું, છેતરવું. ૩ જુગાર ખેલવો. ૪ સૂવું, ઊંઘવું. ૫ પહેલાં હોવું, અગાઉ હોવું. ૬ શોભવું. ૭ ચળકવું.

लेप् ( १ आ० सेट् लेपते ) ૧ જવુ ૨ સમીપ જવુ, નજીક જવુ ૩ શબ્દ કરવો [ ऋ ]

लेला ( ११ प० सेट् लेलायति ) ૧ શોભવું ૨ ચળકવુ, ચમકવુ

लैन् ( १ प० सेट् लैनति ) ૧ જવુ ૨ આજ્ઞા કરવી, હુકમ કરવો ૩ આલિંગન કરવુ, ભેટવુ ૪ સ્પર્શ કરવો ૫ ચૂર્ણ કરવુ, ચૂરો કરવો ૬ પીસવુ, વાટવુ [ ऋ ]

लोकृ ( १ आ० सेट् लोकते ) જોવુ, દેખવુ [ ऋ ]

लोकृ ( १० उ० सेट् लोकयति-ते ) ૧ જોવુ, દેખવુ ૨ શોભવુ ૩ ચળકવુ, ચમકવુ ૪ બોલવુ, કહેવું अव-૧ અવલોકન કરવું, ઝીણવટથી તપાસવુ ૨ જોવુ, દેખવું आ-, प्र-, वि-, सम्-જોવુ, દેખવુ समभि-૧ અવલોકન કરવુ, ઝીણવટથી તપાસવુ ૨ જોવુ, દેખવુ [ ऋ ]

लोच् ( १ आ० सेट् लोचते ) જોવુ, દેખવુ आ-૧ વિચારવુ ૨ મનન કરવુ ૩ વિવેચન કરવુ [ ऋ ]

लोच् ( १० उ० सेट् लोचयति-ते ) ૧ શોભવુ ૨ ચળકવુ, ચમકવુ ૩ બોલવુ, કહેવુ आ-૧ વિચારવુ ૨ મનન કરવું ૩ વિવેચન કરવુ ૪ દેખાડવુ, બતાવવુ ૫ બોલવું, કહેવું ૬ પ્રાયશ્ચિત્ત સ્વીકારવા માટે ગુરુજીને પોતાનો અપરાધ જણાવવો [ ऋ ]

लोट ( १ प० सेट् लोटति ) ૧ ઉન્માદ કરવો, ઉન્મત્ત થવુ ૨ ગાંડુ હોવુ ૩ મૂર્ખ હોવુ [ ऋ ]

लोट् ( ११ प० सेट लोट्टति ) ૧ ધૂર્તતા કરવી, લુચ્ચાઇ કરવી ૨ ઠગવુ, છેતરવુ ૩ જુગાર ખેલવો ૪ સૂવુ, ઊંઘવુ ૫ પહેલા હોવુ, અગાઉ હોવુ ૬ શોભવુ ૭ ચળકવુ ચમકવુ

लोड् (१ प० सेट् लोडति) ૧ ઉન્માદ કરવો, ઉન્મત્ત થવું. ૨ ગાંડું હોવું. ૩ મૂર્ખ હોવું. [ ऋ ]

लोष्ट् (१ आ० सेट् लोष्टते) ૧ એકઠું કરવું. ૨ ઢગલો કરવો. ૩ એકઠું થવું. ૪ ઢગલો થવો.

लौट् (१ प० सेट् लौटति) ૧ ઉન્માદ કરવો, ઉન્મત્ત થવું. ૨ ગાંડું હોવું. ૩ મૂર્ખ હોવું. [ ऋ ]

लौड् (१ प० सेट् लौडति) ઉપર પ્રમાણે અર્થ. [ ऋ ]

ल्पी (९ प० अनिट् ल्पिनाति) ૧ આલિંગન કરવું, ભેટવું. ૨ સંયુક્ત કરવું, જોડવું. ૩ સંયુક્ત થવું. ૪ પ્રાપ્ત થવું, મળવું. ૫ જવું. ૬ સમીપ જવું, નજીક જવું.

ल्यी (९ प० अनिट् ल्यिनाति) ઉપર પ્રમાણે અર્થ

ल्वी (९ प० अनिट् ल्विनाति, ल्वीनाति) ઉપર પ્રમાણે અર્થ.

ल्हप (१० उ० सेट् ल्हपयति-त्ते) ૧ ન સમજાય એવું બોલવું. ૨ બબડવું. ૩ સંદિગ્ધ બોલવું.

वंह् (१ आ० सेट् वंहते) વધવું, વૃદ્ધિંગત થવું. [ उ ]

वंह् (१ प० सेट् वंहति) ૧ શોભવું, સુશોભિત હોવું. ૨ ચળકવું, ચમકવું. ૩ બોલવું, કહેવું. [ उ ]

वंह् (१० उ० सेट् वंहयति-त्ते) ઉપર પ્રમાણે અર્થ.

वक्क् (१ आ० सेट् वक्कते) જવું, ગમન કરવું.

वक्ष् (१ प० सेट् वक्षति) ૧ ક્રોધ કરવો. ૨ રીસાવું. ૩ એકઠું કરવું. ૪ ઢગલો કરવો. ૫ એકતા કરવી, સંપ કરવો.

वख् (१ प० सेट् वखति) જવું, ગમન કરવું.

वक्क् (१ आ० सेट् वक्कते) ૧ વક્રતા કરવી, વાંકાઈ કરવી, આડોડાઇ કરવી. ૨ દુષ્ટતા કરવી. ૩ દુષ્ટતા કરાવવી. ૪ વાંકું કરવું. ૫ વાંકું હોવું. ૬ વાંકું-ચૂકું ચાલવું. ૭ જવું. [ उ ]

वङ्ख् (१ प० सेट् वङ्खति) જવું, ગમન કરવું [च]
वङ्ग् (१ प० सेट् वङ्गति) ૧ ખોડંગવું, લંગડાતું ચાલવું ૨ લૂલું હોવું ૩ જવું [उ]
वङ्घ् (१ आ० सेट् वङ्घते) ૧ ઉતાવળું ચાલવું ૨ ખરાબ રીતે ચાલવું ૩ ચાલવા માંડવું ૪ ચાલવાની શરૂઆત કરવી ૫ જવું, ગમન કરવું ૬ આરંભ કરવો ૭ જલદી કરવું ૮ તિરસ્કારવું ૯ નિંદવું ૧૦ દોષ દેવો, કલંક આપવું [ह]
वच् (२ प० अनिट् वक्ति) ૧ બોલવું, કહેવું ૨ જણાવવું, સમજાવવું ૩ ભણવું, અધ્યયન કરવું अनु-૧ અનુવાદ કરીને બોલવું ૨ પછીથી બોલવું ૩ યોગ્ય કહેવું ૪ ભણવું, અધ્યયન કરવું प्र-૧ પ્રવચન કરવું, ભાષણ કરવું, વ્યાખ્યાન કરવું ૨ વીગતવાર કહેવું ૩ બોલવાની શરૂઆત કરવી ૪ બોલવું, કહેવું प्रति-પ્રત્યુત્તર આપવો, જવાબ દેવો
वच् (१० उ० सेट् वाचयति-ते) ૧ વાંચવું ૨ સંદેશો આપવો, કહેણ કહેવું ૩ ખબર દેવી, સમાચાર આપવા ૪ બોલવું
वच् (१ प० सेट् वचति) ઉપર પ્રમાણે અર્થ
वज् (१ प० सेट् वजति) ૧ જવું, ગમન કરવું
वज् (१० उ० सेट् वाजयति-ते) ૧ બાણને દુરસ્ત કરવું-સમારવું ૨ બાણને તૈયાર કરવું ૩ માર્ગ સમારવો, રસ્તો દુરસ્ત કરવો ૪ જવું, ગમન કરવું
वञ्च् (१ प० सेट् वञ्चति) જવું, ગમન કરવું [ऊ]
वञ्च् (१ आ० सेट् वञ्चते) ૧ ઠગવું, છેતરવું ૨ ફસાવવું [ऊ]
वञ्च् (१० उ० सेट् वञ्चयति-ते) ૧ ઠગવું, છેતરવું ૨ ફસાવવું
वट् (१ प० सेट् वटति) ૧ વીંટવું, લપેટવું ૨ ઘેરી લેવું

૩ બાંધવું, જકડવું ૪ ગૂંથવું. ૫ આમળવું, વળ દેવો. ૬ વિભાગ કરવા. ૭ અલગ કરવું. ૮ વહેંચવું. ૯ કહેવું. ૧૦ બકવાદ કરવો. ૧૧ ઠપકો દેવો.

वट (१० उ० सेट् वटयति-ते) ૧ વીંટવું, લપેટવું. ૨ ઘેરી લેવું. ૩ બાંધવું, જકડવું. ૪ ગૂંથવું. ૫ આમળવું, વળ દેવો. ૬ વિભાગ કરવા. ૭ અલગ કરવું. ૮ વહેંચવું.

वठ् (१ प० सेट् वठति) ૧ જાડું હોવું. ૨ જાડું કરવું. ૩ સમર્થ હોવું, શક્તિમાન હોવું.

वठ (१० उ० सेट् वठयति-ते) ૧ વીંટવું. ૨ ગૂંથવું. ૩ ઘેરી લેવું. ૪ બાંધવું. ૫ આમળવુ, વળ દેવો.

वड् (१ प० सेट् वडति) ૧ ચડવું. ૨ પલાણવું. ૩ વધવું, વૃદ્ધિંગત થવું. ૪ સામેથી ખેંચવું. ૫ આગ્રહ કરવો.

वंण् (१ प० सेट् वणति) શબ્દ કરવો, અવાજ કરવો.

वण्ट् (१ प० सेट् वण्टति) ૧ વહેંચવું, વહેંચણ કરવી. ૨ વિભાગ કરવા. ૩ અલગ કરવું. ૪ ચોરવું, ચોરી કરવી. [ उ ]

वण्ट (१० उ० सेट् वण्टयति-ते, वण्टापयति-ते) ઉપર પ્રમાણે અર્થ.

वण्ठ् (१ आ० सेट् वण्ठते) ૧ એકલું જવું, એકલું ચાલવું. ૨ સહાય વિના ચાલવું. [ उ ]

वण्ड् (१ आ० सेट् वण्डते) ૧ વીંટવું, લપેટવું. ૨ ગૂંથવું. ૩ ઘેરી લેવું. ૪ આચ્છાદન કરવું, ઢાંકવું. ૫ બાંધવું. ૬ આમળવું, વળ દેવો. ૭ વહેંચવું. ૮ વિભાગ કરવા. ૯ અલગ કરવું. ૧૦ ચામડી ઉતરડવી, ખાલ ઉતારવી. [ उ ]

वण्ड् (१ प० सेट् वण्डति) ૧ વહેંચવું. ૨ વિભાગ કરવા. ૩ અલગ કરવું. ૪ ચામડી ઉતરડવી, ખાલ ઉતારવી. ૫ આચ્છાદન કરવું, ઢાંકવું. [ उ ]

वण्ड् ( ૧૦ उ० सेट् वण्डयति-ते ) ઉપર પ્રમાણે અર્થ

वत्पूल ( ૧૦ उ० सेट् वत्पूलयति-ते ) ૧ લણવુ ૨ કાપવુ ૩ અનાજ વગેરે ઝાટકવુ-વાવલવુ-ઊપણવુ ૪ શુદ્ધ કરવું, સાફ કરવું ૫ પવિત્ર કરવું

वद् ( ૧ उ० सेट् वदति-ते ) ૧ બોલવું, કહેવું ૨ સદેશો કહેવો, કહેણ કહેવું ૩ ખબર દેવી, સમાચાર આપવા ૪ બજવું, વાજિત્રાદિનુ વાગવુ ૫ સમજાવવું ૬ વાટ જોવી, રાહ જોવી, રાહ દેખવી वद्-(આ० वदते) ૧ બોલતા શોભવું ૨ સુશોભિત હોવુ ૩ બોલી જાણવું ૪ જાણવુ ૫ ઉત્સાહને વાણીથી પ્રગટ કરવો ૬ ઉત્સાહ ધરવો अनु-૧ અનતર બોલવુ ૨ પછીથી બોલવુ ૩ સદૃશ બોલવું, સરખુ કહેવું ૪ અનુવાદ કરવો ૫ કહેલાને ફરીથી કહેવુ ૬ સાથે બોલવુ अप-૧ નિદવુ, નિદા કરવી ૨ જૂઠુ બોલવુ अभि-વદન કરવુ, નમસ્કાર કરવો उप-( આ० उपवदते ) ૧ આશ્વાસન આપવુ ૨ સમજાવીને કહેવુ ૩ ફોસલાવવુ ૪ ખુશામત કરવી ૫ ઠપકો દેવો परि-૧ વિરુદ્ધ બોલવુ ૨ નિદવુ, નિદા કરવી ૩ ખોટુ કલક દેવુ ૪ ગાળ દેવી ૫ ઠપકો દેવો प्र-૧ સામુ બોલવુ ૨ વાદ-વિવાદ કરવો ૩ બકવાદ કરવો प्रति-૧ ઉત્તર આપવો, જવાબ દેવો ૨ સામુ બોલવુ ૩ વિરુદ્ધ બોલવુ ૪ ખડન કરવું वि-૧ વાદ-વિવાદ કરવો ૨ વિરુદ્ધ બોલવુ ૩ ઝઘડો કરવો ૪ ખરાબ વચન કહેવું वि ( આ० विवदते ) જુદી જુદી માન્યતાઓ મુજબ જુદુ જુદુ બોલવુ विप्र-૧ પરસ્પર વિરુદ્ધ બોલવું ૨ બકવાદ કરવો, લવારો

કરવો. ૩ નિષ્ઠુર બોલવું, કઠોર વચન કહેવું. विसम्–૧ વચનભંગ કરવો, કહીને ફરી જવું. ૨ અસત્ય હોવું, જૂઠું સાબિત થવું. ૩ ઊલટું હોવું, વિપરીત હોવું. सम्–૧ પ્રમાણભૂત કરવું, સત્ય સાબિત–પુરવાર કરવું. ૨ સારી રીતે બોલવું. संप्र–( આ૦ संप्रवदते ) એકઠા મળીને બોલવું.

वद् ( १० उ० सेट् वादयति–ते ) ૧ ઉપર પ્રમાણે અર્થ. ૨ વાજિંત્રાદિ બજાવવું–વગાડવું. अभि–પ્રણામ કરવો, વંદન કરવું.

वध ( १ प० सेट् वधति ) વધ કરવો, હણવું.

वन् ( १ प० सेट् वनति ) ૧ શબ્દ કરવો, અવાજ કરવો. ૨ સેવવું, સેવા કરવી. ૩ સારવાર કરવી. ૪ ભજન કરવું. ૫ ઉપકાર કરવો. ૬ સહાય કરવી. ૭ આશ્રય આપવો. ૮ ધંધો–રોજગાર કરવો. ૯ શ્રદ્ધા રાખવી, વિશ્વાસ રાખવો. ૧૦ હણવું. ૧૧ ઈજા કરવી. ૧૨ માર મારવો. ૧૩ દુઃખ દેવું. ૧૪ આપદ્ગ્રસ્ત હોવું. ૧૫ દુઃખી હોવું.

वन् ( १० उ० सेट् वनयति–ते, वानयति–ते ) ઉપર પ્રમાણે અર્થ.

वन् ( १ प० सेट् वनति ) ૧ હોવું, થવું. ૨ કરવું. [ ऊ ]

वन् ( ८ उ० सेट् वनोति, वनुते ) યાચવું, માગવું. [ ऊ ]

वन्द् ( १ आ० सेट् वन्दते ) ૧ વંદન કરવું, નમન કરવું. ૨ સ્તુતિ કરવી, સ્તવના કરવી. ૩ પ્રશંસા કરવી, વખાણવું ૪ સત્કારપૂર્વક કુશલ–સમાચાર પૂછવા. [ उ ]

वप् ( १ उ० अनिट् वपति–ते ) ૧ વાવવું. ૨ ગર્ભાધાન કરવું. ૩ વણવું, સાળ વડે કાપડ બનાવવું. ૪ ઉત્પન્ન કરવું. ૫ કાપવું, છેદવું. ૬ હજામત કરવી. ૭ આપવું, અર્પણ કરવું. ૮ આમળવું, વળ દેવો. निर्–૧ બલિદાન આપવું. ૨ અર્પણ કરવું, આપવું. [ डु ]

वभ्र् ( १ प० सेट् वभ्रति ) ૧ જવું ૨ સ્થલાતર કરવું
वम् ( १ प० सेट् वमति ) વમન કરવું, ઊલટી કરવી उद्–૧ બ હાર કાઢવુ ૨ ઊલટી કરવી [ ऊ, टु ]
वय् ( १ आ० सेट् वयते ) ૧ જવું ૨ સ્થલાતર કરવું
वर ( १० उ० सेट् वरयति-ते ) ૧ ઈચ્છવું, ચાહવુ ૨ પસદ કરવું ૩ આશા કરવી ૪ વરદાન માગવું ૫ સતુષ્ટ કરવું
वरण ( ११ प० सेट् वरण्यति ) જવું, ગમન કરવુ
वरिवस्य ( १ प० सेट् वरिवस्यति ) ૧ સેવવું, સેવા કરવી ૨ સાર વાર કરવી ૩ પૂજવુ, પૂજા કરવી [ नामधातु ]
वर्घ् ( १ प० सेट् वर्घति ) જવું, ગમન કરવુ
वर्च ( १ आ० सेट् वर्चते ) ૧ શોભવુ ૨ તેજસ્વી હોવુ ૩ ચળકવુ
वच् ( १० उ० सेट् वचयति-ते ) ૧ ઢાપવું ૨ ચીરવુ ૩ પૂરવુ, ભરવું ૪ પૂર્ણ કરવું ૫ પૂર્ણ થવું
वण् ( १० उ० सेट् वर्णयति ते ) ૧ પ્રેરવુ, પ્રેરણા કરવી ૨ આજ્ઞા કરવી, હુકમ કરવો ૩ મોકલવું ૪ દબાવવું ૫ દળવું, લોટ કરવો ૬ ચુરો કરવો, ભૂકો કરવો ૭ પીસવુ, વાટવુ
वर्ण ( १० उ० सेट् वर्णयति-ते, वर्णापयति-ते ) ૧ વર્ણવવું, વિસ્તા રથી કહેવું ૨ વિસ્તારવુ, ફેલાવવું ૩ પ્રશસા કરવી, વખાણવું ૪ રગવું, રગ દેવો ૫ ચકચકિત કરવુ ૬ ચકચકિત હોવું, ચળકવું, ચમકવું ૭ મહેનત કરવી, ઉદ્યમ કરવો उप–પ્રશસા કરવી, વખાણવું निर्–૧ દેખવુ, જોવુ ૨ તપા સવું ૩ પ્રશસા કરવી, વખાણવું
वर्ध् ( १० उ० सेट् वर्धयति-ते ) ૧ કાપવુ ૨ ચીરવુ ૩ વાઢવું ૪ વધેરવુ, ફોડવુ ૫ ભરવું, પૂરવું ૬ પૂર્ણ કરવું

वर्फ् (१ प० सेट् वर्फति) ૧ જવું. ૨ હણવું. ૨ દુઃખ દેવું.

वर्ष् (१ उ० सेट् वर्षति-ते) ૧ વરસવું. ૨ ભીનું થવું, પલળવું. ૩ ભીનું કરવું, પલાળવું. ૪ છાંટવું.

वर्ह् (१ आ० सेट् वर्हते) ૧ શ્રેષ્ઠ હોવું. ૨ મુખ્ય હોવું. ૩ દેવું, આપવું. ૪ યાદ કરવું. ૫ બોલવું, કહેવું. ૬ ઠપકો આપવો. ૭ ઢાંકવું. ૮ હણવું. ૯ દુઃખ દેવું.

वर्ह् (१० उ० सेट् वर्हयति-ते) ૧ શોભવું. ૨ ચળકવું, ચમકવું. ૩ બોલવું, કહેવું. ૪ હણવું. ૫ દુઃખ દેવું.

वल् (१ प० सेट् वलति) ૧ વળવું, પાછું ફરવું, પાછું આવવું. ૨ જવું, ગમન કરવું. ૩ વળી જવું, વાંકું થવું. ૪ ઢાંકવું. ૫ પાથરવું. ૬ ઉત્પન્ન થવું. ૭ સાધવું, સિદ્ધ કરવું, પાર પાડવું. ૮ જીવવું, જીવિત હોવું. उद्-૧ વિલેપન કરવું. ૨ પાછું ફરવું. वि-વળી જવું, વાંકું થવું.

वल् (१ आ० सेट् वलते) ૧ ઢાંકવું. ૨ વીંટવું, લપેટવું. ૩ ઘેરી લેવું. ૪ પાથરવું. ૫ જવું, ગમન કરવું.

वल् (१० उ० सेट् वलयति-ते, वालयति-ते) ૧ પાલન-પોષણ કરવું. ૨ જીવવું, જીવિત હોવું.

वल् (१० आ० सेट् वालयते) ૧ જોવું, દેખવું. ૨ વીગતવાર કહેવું, વિવેચન કરવું.

वल्क् (१० उ० सेट् वल्कयति-ते) ૧ બોલવું. ૨ ઠપકો દેવો.

वल्ग् (१ प० सेट् वल्गति) ૧ જવું. ૨ ઠેકતાં ચાલવું. ૩ ઠેકડો મારવો. ૪ કૂદવું. ૫ બોલવું. ૬ અભિમાન સૂચક શબ્દ કરવો, ખોંખારો ખાવો. उप-૧ આક્રમણ કરવું, હુમલો કરવો. ૨ પરાભવ કરવો.

वल्गु ( ११ प० सेट् वल्गूयति ) ૧ સુંદર હોવું, મનોહર હોવું ૨ મીઠાશ હોવી ૩ મધુર બોલવું ૪ પૂજવુ, પૂજા કરવી ૫ સત્કાર કરવો ૬ પૂજાવુ, પૂજનીય હોવુ

वल्पुल ( १० उ० सेट् वल्पुलयति-ते ) ૧ લણુવુ ૨ કાપવુ ૩ અનાજ વગેરે ઝાટકવુ–વાવલવું–ઊપણવુ ૪ શુદ્ધ કરવુ, સાફ કરવુ ૫ પવિત્ર કરવુ

वल्पूल ( १० उ० सेट् वल्पूलयति-ते ) ઉપર પ્રમાણે અર્થ

वल्भ् ( १ आ० सेट् वल्भते ) ૧ ખાવું, ભક્ષણ કરવું

वल्युल ( १० उ० सेट् वल्युलयति-ते ) ૧ લણુવુ ૨ કાપવુ ૩ અનાજ વગેરે ઝાટકવુ–વાવલવુ–ઊપણવુ ૪ શુદ્ધ કરવુ, સાફ કરવું ૫ પવિત્ર કરવું

वल्यूल ( १० उ० सेट् वल्यूलयति-ते ) ઉપર પ્રમાણે અર્થ

वल्ल् ( १ आ० सेट् वल्लते ) ૧ ઢાંકવુ ૨ સંકોચાવુ ૩ વળી જવું, વાંકુ થવુ ૪ જવું ૫ હાલવુ, કંપવું

वल्ह् ( १ आ० सेट् वल्हते ) ૧ મુખ્ય હોવુ, આગેવાન હોવુ ૨ શ્રેષ્ઠ હોવુ ૩ બોલવુ, કહેવુ ૪ ઠપકો દેવો ૫ ઢાંકવુ ૬ હણુવુ ૭ દુઃખ દેવુ

वल्ह् ( १० उ० सेट् वल्हयति-ते ) ૧ શોભવું ૨ ચળકવું, ચમકવું ૩ બોલવુ, કહેવુ

वश् ( २ प० सेट् वष्टि ) ૧ ઈચ્છવુ ૨ પ્રકાશવું

वष् ( १ प० सेट् वषति ) ૧ હણુવુ ૨ દુઃખ દેવું

वष्क् ( ५ प० सेट् वष्नोति ) હણુવું, વધ કરવો

वष्क् ( १ आ० सेट् वष्कते ) ૧ જવું ૨ દેખવુ, જોવું

वष्क् ( १० उ० सेट् वष्कयति-ते ) ૧ જવુ ૨ દેખવુ, જોવુ

वस् ( १ प० अनिट् वसति ) ૧ રહેવું, વસવું, વાસ કરવો. ૨ હોવું, વિદ્યમાન હોવું. ૩ સમય ગાળવો, વખત વીતાવવો. ૪ બાંધવું. अधि-૧ ઉપર બેસવું. ૨ ઉપભોગ કરવો, કામમાં લેવું. ૩ સ્વાધીન કરવું, કબજે લેવો. ૪ રહેવું. आ-૧ સમય વીતાવવો. ૨ વિસ્તારવું. ૩ રહેવું. उद्-૧ દૂર કરવું. ૨ દેશ નિકાલ કરવું. ૩ ઉજ્જડ કરવું. उप-૧ ઉપવાસનું વ્રત કરવું. ૨ ભૂખ્યા રહેવું, લાંઘણ કરવી. ૩ નજીક રહેવું. नि-૧ વસ્ત્ર પહેરવું. ૨ ઓઢવું. ૩ સ્વાધીન કરવું, કબજે લેવો. ૪ રહેવું. परि-૧ પ્રવાસ કરવો, મુસાફરી કરવી. ૨ જૈનાગમ પ્રસિદ્ધ પર્યુષણ પર્વ આરાધવું. ૩ રહેવું. प्र-૧ પ્રવાસ કરવો, મુસાફરી કરવી. ૨ પરદેશ જવું. सम्-૧ સાથે રહેવું, એકઠું રહેવું. ૨ સંભોગ કરવો. ૩ આચરણ કરવું, આચરવું, પાળવું. ૪ રહેવું, વાસ કરવો.

वस् ( २ आ० सेट् वस्ते ) ૧ વસ્ત્ર પહેરવું. ૨ ઓઢવું. ૩ પાથરવું. ૪ ઢાંકવું.

वस् ( ४ प० सेट् वस्यति ) ૧ થંભવું, થંભી જવું. ૨ સીધું હોવું, પાંસરું હોવું. ૩ સ્વભાવે સરલ-નિખાલસ હોવું. ૪ સ્વભાવે સ્થિર હોવું. ૫ અભિમાન કરવું, અક્કડ હોવું. ૬ નિશ્ચલ હોવું. [ क्र ]

वस् ( १० उ० सेट् वासयति-ते ) ૧ સ્નેહ કરવો, પ્રીતિ કરવી. ૨ ચાહવું, ઇચ્છવું. ૩ સુવાસિત કરવું, સુગંધી કરવું. ૪ વાસ બેસાડવી, ગંધ બેસાડવી. ૫ ચીકણું હોવું. ૬ ચીકણું કરવું. ૭ ચોપડવું. ૮ ભીનું કરવું. ૯ માન્ય કરવું, કબૂલ કરવું. ૧૦ ગ્રહણ કરવું, લેવું. ૧૧ હરણ કરવું, લઈ જવું. ૧૨ કાપવું. ૧૩ નષ્ટ કરવું. ૧૪ હણવું.

वस ( १० उ० सेट् वसयति-ते ) ૧ વસવુ, રહેવુ ૨ સુવાસિત કરવુ, સુગ ધી કરવું ૩ વાસ બેસાડવી

वस्क् ( १ आ० सेट् वस्कते ) ૧ જવુ ૨ દેખવુ, જોવુ

वस्त् ( १० आ० सेट् वस्तयते ) ૧ દુ ખ દેવુ ૨ માર મારવો ૩ યાચવુ, માગવું ૪ જવુ

वह् ( १ उ० अनिट् वहति-ते ) ૧ વહન કરવું, ઉપાડવુ ૨ ધારણ કરવુ ૩ લઈ જવું ૪ ઘસડી જવું ૫ પહોચાડવું ૬ પ્રાપ્ત કરવુ ૭ સભાળ લેવી, જવાબદારી સ્વીકારવી ૮ પ્રવાહરૂપે વહેવુ ૯ ઝરવું, ટપકવુ ૧૦ પવનનુ વાવુ ૧૧ પરણવું ૧૨ હાલવુ, કપવુ अति-સમય વીતવો, વખતનુ વ્યતીત થવુ अप-૧ લઈ જવુ ૨ હરણ કરવુ, ઉપાડી જવુ ૩ દૂર કરવુ ૪ ઓછુ કરવુ, કમ કરવુ अव-૧ વહેવુ ૨ પ્રવાહમા તણાવુ, તણાતુ જવુ ૩ ડૂબવુ आ-૧ ધારણ કરવુ ૨ રાખવુ ૩ લાવવુ, આણવુ ૪ ઉત્પન્ન કરવુ ૫ પ્રવાહરૂપે વહેવુ उद्-૧ પરણવુ ૨ ધારણ કરવુ ૩ વસ્રાદિ પહેરવુ ૪ રાખવુ ૫ ભાર વહન કરવો ૬ સહન કરવુ ૭ ઊંચુ કરવુ ૮ લઈ જવુ, ઉપાડી જવુ उप-૧ શરૂ કરવુ ૨ ઉત્પન્ન કરવુ नि-૧ આશ્રય આપવો ૨ ટેકો આપવો निर्-૧ નભાવવુ, પાર પાડવુ ૨ આશ્રય આપવો ૩ નિર્વાહ કરવો, આજીવિકા ચલાવવી ૪ પૂર્ણ કરવુ परि-(प० परिवहति) ૧ પાણીનુ પૂર આવવુ ૨ પાણી ફરી વળવુ ૩ વહન કરવુ, ઉપાડવુ ૪ ધારણ કરવુ ૫ ચાલુ રહેવુ प्र-(प० प्रवहति) ૧ વહન કરવુ, ઉપાડવુ ૨ લઇ જવુ ૩ પ્રવાહરૂપે વહેવુ ૪ ઝરવુ, ટપકવુ ૫ ખેચવુ

૬ પવનનુ વાવું. वि-વિવાહ કરવો, પરણવું. सम्-૧ અંગનું મર્દન કરવું, શરીર દબાવવુ. ૨ વહન કરવું, ઉપાડવું. ૩ ઘસડી જવું. ૪ પરણવું. ૫ તૈયાર થવું, સજ્જ થવું. ૬ પ્રગટ કરવું, જણાવવું.

वह् ( १० उ० सेट् वाहयति-ते ) ઉપર પ્રમાણે અર્થ. आ-૧ સાન્નિધ્ય માટે દેવ-દેવી યા દેવતાધિષ્ઠિત વસ્તુને બોલાવવી. ૨ બોલાવવું.

वा ( २ प० अनिट् वाति ) ૧ પવનનું વાવું. ૨ ફૂંકવું. ૩ વેગથી ચાલવું. ૪ જવું. ૫ નુકસાન કરવું. ૬ દુઃખ દેવું. ૭ ઈજા કરવી. ૮ હણવું. आ-૧ વાવું. ૨ ફૂંકવું. उद्-સુકાવું, શુષ્ક થવું. उप-કંપવું. नि-૧ બુઝાવું, ઓલવાઈ જવું. ૨ નષ્ટ થવું. ૩ ઈજા કરવી. ૪ દુઃખ દેવું. निर्-૧ મુક્ત થવું, મોક્ષ પામવો. ૨ શાંત થવું. ૩ નિશ્ચલ થવું. ૪ ઓલવાઇ જવું, બુઝાવું. ૫ વાવું. परि-સુકાવું, શુષ્ક થવું. परिनिर्-૧ મુક્ત જવું, મોક્ષ પામવો. ૨ શાંત થવું.

वा ( १० उ० सेट् वापयति-ते ) ૧ સુખ ભોગવવું, સુખી હોવું. ૨ સુખી કરવું. ૩ સેવા કરવી. ૪ સારવાર કરવી. ૫ જવું.

वाङ्क्ष् ( १ प० सेट् वाङ्क्षति ) ૧ ચાહવું, ઇચ્છવું. ૨ ઝંખવું, ઝંખના કરવી. ૩ આશા કરવી. [ उ ]

वाञ्छ् ( १ प० सेट् वाञ्छति ) ૧ ઇચ્છવું. ૨ આશા કરવી. ૩ અપેક્ષા રાખવી. ૪ યાચવું, માગવું. [ उ ]

वाड् ( १ आ० सेट् वाडते ) ૧ નહાવું, સ્નાન કરવું. ૨ ડૂબકી મારવી. ૩ પ્રેમ કરવો. [ ऋ ]

वात ( १० उ० सेट् वातयति-ते ) ૧ સુખ ભોગવવું, સુખી હોવું.

૨ સુખી કરવુ ૩ સેવવુ, સેવા કરવી ૪ સારવાર કરવી ૫ જવુ, ચાલવુ ૬ એકઠુ કરવું
वाघ् (૧ આ૦ सेट् वाधते) ૧ નડવુ ૨ પજવવુ, સતાવવુ ૩ રોકવુ, અટકાવવું ૪ પીડવુ, દુખ દેવુ
वावृत् (૪ આ૦ सेट् वावृत्यते) ૧ સેવા કરવી, ભક્તિ કરવી ૨ સારવાર કરવી ૩ સ્વીકારવુ ૪ પસંદ કરવુ ૫ વિવરણ કરવું, વિસ્તારથી જણાવવુ ૬ ફેલાવવુ [क्र]
वाश् (૪ આ૦ सेट् वाश्यते) ૧ પક્ષીએ શબ્દ કરવો ૨ પક્ષી સમાન શબ્દ કરવો ૩ શબ્દ કરવો, અવાજ કરવો ૪ હાક મારવી ૫ આમંત્રણ કરવું, બોલાવવું ૬ નિમંત્રણ કરવું, નોતરવું ૭ તેડવું, તેડુ કરવું
वाश् (૪ આ૦ सेट् वाश्यते) ઉપર પ્રમાણે અર્થ [क्र]
वास् (૪ આ૦ सेट् वास्यते) ઉપર પ્રમાણે અર્થ
वास (૧૦ ઉ૦ सेट् वासयति-ते) ૧ વાસ આવવી ૨ વાસવાળુ કરવું ૩ સુગંધી કરવું ૪ ધૂપ દેવો, ધૂપિત કરવું ૫ વઘારવું, વઘાર દેવો, છમકાવવું ૬ મસાલેદાર કરવું ૭ સંસ્કાર આપવો, સંસ્કારવાળુ કરવું ૮ સેવવું, સેવા કરવી, ભક્તિ કરવી ૯ સારવાર કરવી
वाह् (૧ આ૦ सेट् वाहते) ૧ પ્રયત્ન કરવો, પ્રયાસ કરવો ૨ પરિશ્રમ કરવો, મહેનત કરવી [क्र]
विकुर्व् (૧ પ૦ सेट् विकुर्वति) વિકુર્વણા કરવી, દિવ્ય સામર્થ્ય વડે ઉત્પન્ન કરવું [जैनागमिक]
विक्ष् (૧ આ૦ सेट् विक्षते) ભણવું, અભ્યાસ કરવો
विच् (૭ ઉ૦ अनिट् विनक्ति, विङ्क्ते) ૧ જુદુ કરવું ૨ જુદુ

થવું. ૩ દૂર કરવું. ૪ તૂટી જવું. ૫ છૂટી જવું. ૬ ભેદવું. ૭ ચીરવું. ૮ વિવેક કરવો. ૯ ભેદ પારખવો, તફાવત જાણવો. उद्–ઉદ્વેગ કરવો, ખિન્ન થવું. वि–૧ વિવેચન કરવું, વિસ્તારથી જણાવવું. ૨ વિવેક કરવો. ૩ ભેદ પારખવો, તફાવત જાણવો. ૪ પરિત્યાગ કરવો. ૫ દૂર કરવું, ૬ જુદું કરવું. ૭ ભેદવું. ૮ ચીરવું. ૯ વિનાશ કરવો. [ ऋ ]

विच् ( ३ उ० अनिट् वेवेक्ति, वेविक्ते ) ઉપર પ્રમાણે અર્થ. [ऋ]

विच्छ् ( ६ प० सेट् विच्छायति, विच्छति ) ૧ જવું. ૨ નજીક જવું.

विच्छ् ( १० उ० सेट् विच्छयति–ते ) ૧ શોભવું, સુશોભિત હોવું. ૨ ચળકવું, ચમકવું. ૩ બોલવું, કહેવું.

विज् ( ३ उ० अनिट् वेवेक्ति, वेविक्ते ) ૧ જુદું કરવું. ૨ જુદું થવું. ૩ દૂર કરવું. ૪ તૂટવું. ૫ છૂટવું, છૂટી જવું. ૬ ભેદવું. ૭ ચીરવું. ૮ વિવેક કરવો. ૯ તફાવત જાણવો, ભેદ પારખવો. उद्–ઉદ્વેગ કરવો, ખિન્ન થવું. वि–તફાવત જાણવો, ભેદ પારખવો. [ ऋ ]

विज् ( ६ आ० सेट् विजते ) ૧ બીવું, ડરવું. ૨ ભયથી ધ્રૂજવું. ૩ હાલવું, કંપવું. ૪ વિપત્તિ આવવી, સંકટગ્રસ્ત થવું. उद्–૧ ઉદ્વેગ પામવો, વ્યાકુલ થવું. ૨ ગભરાઈ જવું. ૩ ખેદ પામવો, ખિન્ન થવું. ૪ કંટાળવું. [ ए, ओ ]

विज् ( ७ प० सेट् विनक्ति ) ઉપર પ્રમાણે અર્થ. [ ए, ओ ]

विट् ( १ प० सेट् वेटति ) ૧ શબ્દ કરવો. ૨ બૂમ પાડવી. ૩ આક્રોશ કરવો. ૪ શાપ દેવો. ૫ ગાળ દેવી. ૬ નિંદવું.

विड् ( १ प० सेट् वेडति ) ૧ આક્રોશ કરવો. ૨ શાપ દેવો. ૩ ગાળ દેવી. ૪ નિંદવું. ૫ ભાંગવું ૬ ચીરવું. ૭ તોડવું.

विडम्ब (१० उ० सेट् विडम्बयति-ते) १ અનુકરણ કરવુ
२ બનાવટી વેશ લેવો ३ ફજેત કરવુ ४ મશ્કરી કરવી
५ તિરસ્કારવુ ६ સતાપવું, પજવવુ ७ દુ ખ દેવુ

विण्ट् (१० उ० सेट् विण्टयति-ते) १ ઓછુ હોવુ, કમ હોવુ
२ હ્રાસ થવો, ઘમાવું, ક્ષીણ થવુ

वित्त (१० उ० सेट् वित्तयति-ते, वित्तापयति-ते) १ ધનનો
ખર્ચ કરવો, ધન વાપરવું २ દેવું, દાન દેવું ३ ધાર્મિક
કાર્યમા સદ્વ્યય કરવો ४ ત્યાગ કરવો

विथ् (१ आ० सेट् वेथते) યાચવુ, માગવુ [ क ]

विद् (२ प० सेट् वेत्ति, वेद) જાણવું, સમજવુ निर्-१ વિ
રક્ત થવું, વૈરાગ્ય આવવો २ ખિન્ન થવું, ખેદ કરવો
३ કટાળવુ ४ દુ ખી હોવુ सम्-१ જાણવું २ મનન કરવું
सम्-(आ० सविते) १ ધ્યાન ધરવું २ યોગાભ્યાસ કરવો

विद् (४ आ० अनिट् विद्यते) १ હોવું, વિદ્યમાન હોવુ, હયાત
હોવું २ જીવિત હોવું निर्-१ વિરક્ત થવુ, વૈરાગ્ય આ
વવો २ ખિન્ન થવુ ३ કટાળવુ ४ દુ ખી હોવું

विद् (६ उ० अनिट् विन्दति-ते) મેળવવુ, પ્રાપ્ત કરવુ निर्-
१ વિરક્ત થવુ, વૈરાગ્ય આવવો २ ખિન્ન થવુ, ખેદ કરવો
३ કટાળવુ ४ દુ ખી હોવુ परि-મોટા ભાઈના લગ્ન થયા
પહેલા નાના ભાઇએ પરણવુ [ ल ]

विद् (७ आ० अनिट् विन्ते, विन्ते) १ વિચારવું, ચિંતન કરવું,
२ મનન કરવું ३ જાણવું, સમજવું ४ વાદ-વિવાદ કરવો
५ તકરાર કરવી निर्-१ વિરક્ત થવું, વૈરાગ્ય આવવો
२ ખિન્ન થવું, ખેદ કરવો ३ કટાળવું ४ દુ ખી હોવું,

विद् (१० उ० सेट् वेदयति-ते) ૧ વેદવું, ભોગવવું, અનુભવવું. ૨ જાણવું, સમજવું. ૩ જણાવવું, પ્રસિદ્ધ કરવું. ૪ સહન કરવું, વેઠવું. ૫ કહેવું, બોલવું. ૬ આખ્યાન કરવું, વીગતવાર સમજાવીને કહેવું. ૭ વખાણવું. ૮ રહેવું, વાસ કરવો. ૯ સ્થિર રહેવું. ૧૦ વાદ-વિવાદ કરવો. ૧૧ તકરાર કરવી. नि-વીગતવાર સમજાવીને કહેવું. प्रति-દેવું, અર્પણ કરવું.

विध् (६ प० सेट् विधति) ૧ કરવું. ૨ વિધિ મુજબ કરવું. ૩ બંદોબસ્ત કરવો. ૪ આજ્ઞા કરવી, હુકમ ચલાવવો. ૫ બનાવવું, રચવું. ૬ વીંધવું. ૭ કાણું પાડવું. ૮ છેદવું.

विन्द् (१ प० सेट् विन्दति) ૧ અવયવ કરવા, વિભાગ કરવા. ૨ અવયવ હોવા, વિભાગ થવા. [उ]

विन्द् (१ उ० सेट् विन्दति-ते) મેળવવું, પ્રાપ્ત કરવું. परि-મોટા ભાઈના લગ્ન થયા પહેલાં નાના ભાઈએ પરણવું. [उ]

विप् (१० उ० सेट् वेपयति-ते) ૧ ફેંકવું. ૨ ઉછાળવું.

विल् (६ प० सेट् विलति) ૧ સ્વીકારવું. ૨ વસ્ત્ર પહેરવું. ૩ ઓઢવું. ૪ ઢાંકવુ. ૫ છિદ્ર કરવું. ૬ છેદવું. ૭ ભાંગવું. ૮ સ્તુતિ કરવી, સ્તવના કરવી. ૯ પ્રશંસા કરવી.

विल् (१० उ० सेट् वेलयति-ते) ૧ ફેંકવું. ૨ ઉછાળવું. ૩ મોકલવું. ૪ પ્રેરવું, પ્રેરણા કરવી.

विला (११ प० सेट् विलायति) ૧ વિલાસ કરવો. ૨ રમવું, ખેલવું, ક્રીડા કરવી.

विश् (६ प० अनिट् विशति) ૧ પ્રવેશ કરવો, પેસવું. ૨ ઘસવું, ઘૂસવું. ૩ કબજામાં આવવું. ૪ બેસવું. ૫ વ્યાપવું, ફેલાવું. ૬ વ્યાપ્ત કરવું. अनु-૧ પછીથી પ્રવેશ કરવો. ૨ પછ-

વાડેથી પેસવું ૩ અંદર જવું अभिनि-(आ० अभिनिविशते) ૧ અભિમાન કરવું ૨ આગ્રહ કરવો ૩ આસક્ત થવું ૪ આશ્રય લેવો ૫ રહેવું, વસવું ૬ આરામ કરવો ૭ થભી જવું, રોકાવું, અટકવું ૮ કબજે કરવું ૯ સામે બેસવું आ-૧ પેસવું ૨ ઘસવું, ઘૂસવું ૩ પાસે જવું ૪ કબજે કરવું ૫ વ્યાપ્ત થવું, ફેલાવું ૬ ફેલાવવું ૭ સંબદ્ધ હોવું, યુક્ત હોવું ૮ ઉપભોગ કરવો उप-૧ બેસવું ૨ પાસે જવું ૩ લશ્કરનો પડાવ નાખવો ૪ પેસવું नि-(आ० निविशते) ૧ રહેવું, વસવું ૨ આશ્રય લેવો ૩ આસક્ત થવું ૪ પરણવું ૫ બેસવું ૬ પ્રવેશ કરવો निर्-૧ ઉપભોગ કરવો, ભોગવવું ૨ સંભોગ કરવો ૩ પરણવું ૪ મૂર્ચ્છિત થવું ૫ બહાર જવું ૬ ત્યાગ કરવો, છોડી દેવું ૭ પ્રવેશ કરવો परि-૧ વીંટવું, લપેટવું ૨ ભેટ આપવું ૩ સામે મૂકવું, प्र-૧ પ્રવેશ કરવો, પેસવું ૨ ઘસવું, ઘૂસવું ૩ વ્યાપ્ત થવું, ફેલાવું ૪ ફેલાવવું ૫ આરંભ કરવો सनि-(आ० सनिविशते) ૧ પાસે જવું ૨ પાસે રહેવું सम्-૧ સૂવું, નિદ્રા લેવી ૨ આરામ કરવો ૩ સંભોગ કરવો ૪ પ્રવેશ કરવો समा-૧ માવું, સમાવેશ થવો, સમાવું ૨ યુક્ત હોવું, સંબદ્ધ હોવું ૩ એકતાન થવું, એકાગ્ર થવું ૪ આગ્રહ રાખવો ૫ પાસે જવું ૬ પેસવું, પ્રવેશ કરવો

विष (१ प० सेट् वेषति) ૧ ભીંજવવું, પલાળવું ૨ છાટવું [क्र]

विष् (३ उ० अनिट् वेवेष्टि, वेविष्टे) ૧ વ્યાપવું, ફેલાવું ૨ ફેલાવવું ૩ ઘેરવું, ઘેરી લેવું परि-૧ પીરસવું ૨ વીંટવું, લપેટવું ૩ ઘેરવું [ल]

विष् (६ प० सेट् विषति) ઉપર પ્રમાણે અર્થ.

विष् (९ प० सेट् विष्णाति) ૧ છૂટું પાડવું, જુદું કરવું. ૨ છૂટું થવું, જુદું પડવું. ૩ વિયોગી થવું.

विष्क् (१० उ० सेट् विष्कयति-ते) દેખવું, જોવું.

विष्क् (१० आ० सेट् विष्कयते) ૧ હણવું. ૨ દુઃખ દેવું.

विस् (४ प० सेट् विस्यति) ૧ પ્રેરવું, પ્રેરણા કરવી. ૨ મોકલવું. ૩ ફેંકવું. ૪ ઉછાળવું. ૫ દૂર કરવું. ૬ છોડવું, ત્યાગ કરવો. ૭ સામે રાખવું, સામે ધરવું.

वी (२ प० अनिट् वेति) ૧ ગર્ભ ગ્રહણ કરવો, સગર્ભા થવું. ૨ ઉત્પન્ન થવું. ૩ ખાવું, ભક્ષણ કરવું. ૪ તૃપ્ત થવું, ધરાવું. ૫ ચાહવું, ઇચ્છવું. ૬ વ્યાપવું, ફેલાવું. ૭ ઘેરવું, ઘેરી લેવું. ૮ જવું. ૯ ફેંકવું. ૧૦ ઉછાળવું. ૧૧ મોકલવું. ૧૨ દોડાવવું. सम्-૧ ઘેરવું, ઘેરી લેવું. ૨ વીંટવું, લપેટવું.

वीज (१० उ० सेट् वीजयति-ते) ૧ વીંજવું, પવન નાખવો, પંખો કરવો. ૨ વસ્ત્રાદિથી ઝાપટવું. ૩ અનાજ વગેરે ઝાટકવું-ઊપણવું.

वीव (१० आ० सेट् वीवयते) ૧ શૂરવીર હોવું, પરાક્રમી હોવું. ૨ શૂરાતન ફોરવવું, પરાક્રમ કરવું.

वीभ् (१ आ० सेट् वीभते) ૧ પ્રશંસા કરવી, વખાણવું. ૨ સ્તુતિ કરવી, સ્તવના કરવી. ૩ બડાઈ મારવી. [क]

वीर (१० उ० सेट् वीरयति-ते) ૧ શૂરવીર હોવું, પરાક્રમી હોવું. ૨ શૂરાતન ફોરવવું, પરાક્રમ કરવું.

वुङ्ग् (१ प० सेट् वुङ्गति) ૧ ત્યાગ કરવો, છોડી દેવું. ૨ સંયુક્ત કરવું, જોડવું. [उ]

वुट् (१० उ० सेट् वोटयति-ते) १ હણવુ ૨ દુઃખ દેવુ
वुड् (६ प० सेट् वुडति) ૨ ત્યાગ કરવો, છોડવુ ૨ દેવુ, આપવુ ૩ ઢાંકવુ ૪ છુપાવવુ
वुण्ट् (१० उ० सेट् वुण्टयति-ते) ક્ષીણ થવુ, ઘસાઇ જવુ
वुण्ठ् (१ प० सेट् वुण्ठति) ૧ હણવુ ૨ દુઃખ દેવુ [च]
वुण्ठ् (१० उ० सेट् वुण्ठयति-ते) ૧ હણવુ ૨ દુઃખ દેવુ
वुन्ध् (१ प० सेट् वुन्धति) ૧ હણવુ ૨ દુઃખ દેવુ [च]
वुन्ध् (१० उ० सेट् वुन्धयति-ते) ૧ હણવુ ૨ દુઃખ દેવુ
वुरण (११ प० सेट् वुरण्यति) ૧ માનવુ ૨ જાણવુ, સમજવુ ૩ ચોરવુ, ચોરી કરવી
वुस् (४ प० सेट् वुस्यति) ૧ છોડી દેવુ, ત્યાગ કરવો ૨ ફેંકવુ ૩ ઉછાળવુ ૪ ભાગવુ, ટુકડા કરવા
वुस्त् (१० उ० सेट् वुस्तयति-ते) ૧ સન્માન કરવુ, સત્કાર કરવો ૨ વદન કરવુ ૩ અપમાન કરવુ ૪ તિરસ્કારવુ
वूष् (१० उ० सेट् वूषयति-ते) ૧ હણવુ ૨ દુઃખ દેવુ
वृ (५ उ० सेट् वृणोति-वृणुते) ૧ પસંદ કરવુ ૨ સ્વીકારવુ ૩ મુકરર કરવુ, નિયત કરવુ ૪ વર-કન્યાનુ વરવુ, સગાઈ કરવી, સગપણ કરવુ ૫ યાચના કરવી, માગવુ ૬ આચ્છાદન કરવુ, ઢાંકવુ અપ-૧ બતાવવુ, દેખાડવુ ૨ રક્ષણ કરવુ, બચાવવુ ૩ છુપાવવુ ૪ આચ્છાદન કરવુ, ઢાંકવુ અપા-ઉઘાડુ કરવુ, ઉઘાડવુ આ-૧ આચ્છાદન કરવુ, ઢાંકવુ ૨ વીંટવુ, લપેટવુ ૩ સતાડવુ ૪ ઘેરી લેવુ ૫ રોકવુ, અટકાવવુ ૬ યાચવુ, માગવુ ૭ પસંદ કરવુ ૮ ભરવુ, પૂરવુ उद्-શેષ રહેવુ, બાકી રહેવુ नि-૧ નિવારણ કરવુ,

घृण् (८ उ० सेट् घृणोति, घृणुते। वर्णोति, वर्णुते) ખાવું, ભક્ષણ કરવું. [ कृ ]

वृत् (१ आ० सेट् वर्तते) ૧ વર્તવું, હોવું, વિદ્યમાન હોવું. ૨ જીવિત હોવું. ૩ સ્થિત હોવું, રહેવું. ૪ વર્તન કરવું, આચરવું. ૫ પસંદ કરવું. ૬ સ્વીકારવું. ૭ મુકરર કરવું, નિયત કરવું. अति-૧ જીતવું, પરાજય કરવો, હરાવવું. ૨ ઉલ્લંઘન કરવું, આજ્ઞાભંગ કરવો. ૩ ઓળંગવું, વટાવી જવું. ૪ જતા રહેવું, ચાલ્યા જવું. ૫ વ્યાપ્ત થવું. अनु-૧ અનુકરણ કરવું. ૨ અનુકૂલ વર્તન રાખવું. ૩ પાછળ-પાછળ જવું. ૪ સેવા-સારવાર કરવી. ૫ વ્યાકરણાદિના પૂર્વસૂત્રના પદનું અન્વય માટે નીચેના સૂત્રમાં જવું, અનુવૃત્તિ આવવી. ૬ આગળ આવી ગયેલા અર્થનું અનુસંધાન કરવું. अनुपरि-ફરવું, ફરતા રહેવું. अप-૧ પાછું ફરવું. ૨ હટી જવું, પાછું ખસવું. ૩ ઘૂમવું. ૪ કમ થવું, ઓછું થવું, હ્રાસ થવો. ૫ નમવું. अभिनि-૧ નિવૃત્ત થવું. ૨ રોકાવું. ૩ પાછું ફરવું. ૪ હટી જવું. ૫ જુદું થવું, અલગ થવું. ૬ વારવું, મનાઇ કરવી. ૭ રોકવું, અટકાવવું. अभिनिर्-૧ ઉત્પન્ન કરવું, બનાવવું. ૨ તૈયાર કરવું. ૩ ખેંચવું, બહાર કાઢવું. ૪ પૂર્ણ કરવું. आ-૧ આવવું. ૨ પાછું આવવું. ૩ પરિભ્રમણ કરવું. ૪ આસપાસ ફરવું. ૫ ચક્રની પેઠે ઘૂમવું. ૬ પ્રદક્ષિણા આપવી. ૭ વીંટળાવું. ૮ વીંટાળવું, લપેટવું. ૯ ઘુમાવવું, ફેરવવું. ૧૦ બદલવું. ૧૧ કરવું. ૧૨ વારંવાર કરવું. ૧૩ વ્યવસ્થા કરવી. ૧૪ તત્પર થવું, તૈયાર થવું. ૧૫ નિવૃત્ત થવું. ૧૬ સૂકવવું. ૧૭ દુઃખ દેવું.

૧૮ વિલીન થવુ ૧૯ ભણેલા પાઠને યાદ કરવો, આવૃત્તિ કરવી उद्-૧ પરિભ્રમણ કરવું ૨ મૃત્યુ થવુ, મરીને બીજે જન્મ લેવો ૩ કર્મના પરમાણુઓની લઘુ-સ્થિતિને હટાવી લાબી સ્થિતિ કરવી ૪ ઉદ્વર્તન કરવુ, શરીરે અમુક બારીક પદાર્થ ઘસી શરીર ઉપરથી મેલ તેલ વગેરે દૂર કરવુ ૫ શરીરના પડખા ફેરવવા ૬ ઉત્પન્ન થવુ ૭ ઉદય થવો, ઉન્નતિ થવી उप-મરવુ, મૃત્યુ થવુ, મરીને બીજે જન્મ લેવો નિ-૧ પાછુ આવવુ ૨ પાછુ હટવું ૩ રોકાવુ ૪ નિવૃત્ત થવું, નિવૃત્તિ લેવી નિર્-૧ ઉત્પન્ન કરવું, બનાવવું ૨ તૈયાર કરવું ૩ પૂર્ણ કરવું ૪ સ્વસ્થ થવું परा-૧ પાછુ વળવુ, પાછુ ફરવું ૨ બદલવું, પલટવુ परि-૧ ચક્રાકાર ઘૂમવું ૨ પાછુ વળવું, પાછુ ફરવુ ૩ આગળ જવું ૪ તેજસ્વી હોવું ૫ બલવાન હોવુ ૬ અદલ-બદલ કરવું ૭ બદલવું, પલટવું ૮ ઘેરવું ૯ ઢાકવુ ૧૦ લપેટવું प्र-૧ પ્રવૃત્તિ કરવી, કામે લાગવુ ૨ શરૂ કરવું वि-૧ પાછુ ફરવુ ૨ ચક્રાકાર ઘૂમવું ૩ ઘમીને પડી જવું ૪ વિચરવું, વિહાર કરવો, પ્રવાસ કરવો ૫ ઉત્પન્ન થવું ૬ નિવૃત્ત થવું ૭ વર્તવું, હોવુ विपरि-૧ ભ્રાંતિ થવી ૨ બદલાઈ જવું ૩ પાછુ ફરવુ समभि-૧ કૂદીને જવું ૨ ઊડી જવું समा-૧ તત્પર થવું, તૈયાર થવુ ૨ નમવું ૩ નમ્ર થવુ ૪ આધીન થવું [क्र]

वृत् (१० उ० सेट् वर्तयति-ते) ૧ ઉપર પ્રમાણે અર્થ ૨ શોભવુ ૩ ચળકવુ, ચમકવુ ૪ બોલવુ, કહેવુ

वृत् (४ आ० सेट् वृत्यते) ૧ પસંદ કરવુ ૨ સ્વીકારવુ

૩ મુકરર કરવું, ઠરાવવું, નિયત કરવું. ૪ ચાકરી કરવી, સારવાર કરવી. ૫ સેવા કરવી, ભક્તિ કરવી. ૬ ભક્ત થવું. ૭ વિસ્તારવું, ફેલાવવું. ૮ વેરવું. [ क्र ]

घृत् ( ६ प० सेट् घृतति ) ૧ હણવું. ૨ દુઃખ દેવું. ૩ ગૂંથવું.

घृध् ( १ आ० सेट् वर्धते ) ૧ વધવું, વૃદ્ધિગત થવું. ૨ અધિક હોવું, વધારે હોવું. [ क्र ]

घृध् ( १० उ० सेट् वर्धयति-न्ते ) ૧ શોભવું, સુશોભિત હોવું. ૨ ચળકવું, ચમકવું. ૩ બોલવું, કહેવું. ૪ જવું.

घृश् ( ४ प० सेट् घृश्यति ) ૧ પસંદ કરવું. ૨ સ્વીકારવું. ૩ મુકરર કરવું, ઠરાવવું, નિયત કરવું. ૪ ઢાંકવું.

घृष् ( १ प० सेट् वर्षति ) ૧ વરસવું, વરસાદ થવો. ૨ વરસાવવું. ૩ રેડવું, ધાર કરવી. ૪ ભીનું કરવું, પલાળવું. ૫ છાંટવું, છંટકોરવું. ૬ બલવાન હોવું. ૭ પરાક્રમી હોવું. ૮ પરાક્રમ કરવું, શૂરાતન ફોરવવું. ૯ સંતતિ ઉત્પન્ન કરવાને સમર્થ હોવું. ૧૦ ગર્ભ ધારણ કરવાને સશક્ત હોવું. ૧૧ ગર્ભ ધારણ કરવો, સગર્ભા થવું. ૧૨ સંતતિ ઉત્પન્ન કરવાને અસમર્થ હોવું. ૧૩ દાન દેવું, આપવું. ૧૪ એકઠું થવું. ૧૫ એકઠું કરવું. ૧૬ હણવું. ૧૭ ઈજા કરવી, જખમી કરવું. ૧૮ કંકાસ કરવો. ૧૯ દુઃખ દેવું. [ क्र ]

घृष् ( १० आ० सेट् वर्षयते ) ૧ બલવાન હોવું. ૨ પરાક્રમી હોવું. ૩ પરાક્રમ કરવું, શૂરાતન ફોરવવું. ૪ સંતતિ ઉત્પન્ન કરવાને સમર્થ હોવું. ૫ ગર્ભ ધારણ કરવાને સશક્ત હોવું. ૬ ગર્ભ ધારણ કરવો, સગર્ભા થવું. ૭ સંતતિ ઉત્પન્ન કરવાને અસમર્થ હોવું.

वृह् (१ प० सेट् वर्हति) १ વધવુ, વૃદ્ધિગત થવુ ૨ શબ્દ કરવો ૩ ગર્જના કરવી [ ऋ ]

वृह् (६ प० वेट वृहति) १ પ્રયાસ કરવો, ઉદ્યમ કરવો ૨ ઉઠાવવુ, ઊંચુ કરવુ ૩ ઉપાડવુ ૪ ઉદ્ધાર કરવો, સારી સ્થિતિ કરવી

वॄ (९ उ० सेट् वृणाति, वृणीते) १ પસંદ કરવુ ૨ સ્વીકારવુ ૩ મુકરર કરવુ, ઠરાવવુ, નિયત કરવુ ૪ ઢાકવુ ૫ સેવા-ભક્તિ કરવી ૬ સારવાર કરવી ૭ ભરણ-પોષણ કરવુ. ૮ આશ્રય આપવો ૯ રક્ષણ કરવુ ૧૦ ધારણ કરવુ

वे (१ उ० अनिट् वयति-ते) १ કાપડ વણુવુ, વસ્ત્ર બનાવવુ ૨ ગૂથવુ ૩ વળ દેવો प्र-१ પરોવવુ ૨ વણુવુ ૩ ગૂથવુ

वे (११ आ० सेट् वेयते) १ ધૂર્તતા કરવી, ઠગવુ ૨ જુગાર રમવો ૩ સૂવુ, ઊંઘવુ ૪ પહેલા હોવુ, અગાઉ હોવુ ૫ વીંટવુ, લપેટવુ

वेद् (११ प० सेट् वेद्यति) ઉપર પ્રમાણે અર્થ

वेदॢाद् (११ प० सेट् वेदॢाद्यति) ઉપર પ્રમાણે અર્થ

वेण् (१ उ० सेट् वेणति-ते) १ જાણુવુ, સમજવુ ૨ વિચારવુ ૩ મનન કરવુ ૪ સ્મરણુ કરવુ, યાદ કરવુ ૫ ચિંતા કરવી ૬ દેખવુ, જોવુ ૭ સાભળવુ ૮ ગ્રહણુ કરવુ, લેવું ૯ વગાડવા માટે વાજિંત્ર ગ્રહણુ કરવુ ૧૦ વાજિંત્ર વગાડવુ ૧૧ જવુ, ગમન કરવું [ ऋ ]

वेथ् (१ आ० सेट् वेथते) યાચના કરવી, માગવુ [ ऋ ]

वेद् (१ उ० सेट् वेदति-ते) १ જાણુવુ ૨ વિચારવુ, ચિંતન કરવુ [ क, ऋ ]

वेद् (११ प० सेट् वेदयति) १ धूर्तता करवी, ठगवुं. २ सूवुं, ઊંઘવું. ૩ સ્વપ્ન આવવું, સ્વપ્ન દેખવું.

वेन् (१ उ० सेट् वेनति-ते) ૧ જાણવું, સમજવું. ૨ વિચારવું. ૩ મનન કરવું. ૪ સ્મરણ કરવું, યાદ કરવું. ૫ ચિંતા કરવી. ૬ દેખવું. ૭ સાંભળવું. ૮ ગ્રહણ કરવું. ૯ વગાડવા માટે વાજિંત્ર ગ્રહણ કરવું. ૧૦ વાજિંત્ર વગાડવું. ૧૧ જવું. [क्ष]

वेप् (१ आ० सेट् वेपते) ૧ હાલવું, કંપવું. ૨ થરથરવું. [क्ष, द्र]

वेल् (१ प० सेट् वेलति) ૧ હાલવું, કંપવું. ૨ ધ્રૂજવું, થરથરવું. ૩ જવું. ૪ સરકવું, ખસવું. उद्–૧ વીંટવું. ૨ હાલવું, કંપવું. ૩ થરથરવું. [ क्ष ]

वेल (१० उ० सेट् वेलयति-ते) ૧ સમય કહેવો, વખત જણાવવો. ૨ સમયની ગણતરી કરવી. ૩ ઉપદેશ આપવો. ૪ સમજાવવું.

वेला (११ प० सेट् वेलायति) ૧ વિલાસ કરવો. ૨ વાર લગાડવી, વિલંબ કરવો. ૩ સેવા-ભક્તિ કરવી.

वेल्ल् (१ प० सेट् वेल्लति) ૧ હાલવું, કંપવું. ૨ ધ્રૂજવું, થરથરવું. ૩ સરકવું, ખસવું. ૪ જવું. ૫ આળોટવું. ૬ કંપાવવું. ૭ પ્રેરવું, પ્રેરણા કરવી. ૮ ચલિત થવું, અસ્થિર થવું. उद्–૧ ઉછળવું. ૨ ઊંચે જવું ૩ જલદી જવું. ૪ ફેલાવું, પ્રસરવું. निर्–૧ ફરકવું. ૨ સ્ફૂર્તિ થવી, જાગૃતિ આવવી. सम्–૧ સંકુચિત કરવું. ૨ સંકેલવું. ૩ એકઠું કરવું.

वेवी (२ आ० सेट् वेवीते) ૧ ગર્ભ ગ્રહણ કરવો, સગર્ભા થવું. ૨ ઉત્પન્ન થવું. ૩ ખાવું. ૪ તૃપ્ત થવું, ધરાવું. ૫ ઇચ્છવું. ૬ વ્યાપવું, ફેલાવું. ૭ ઘેરવું, ઘેરી લેવું. ૮ જવું.

૯ સરકવું, ખસવુ ૧૦ ફેંકવુ ૧૧ ઉછાળવુ ૧૨ મોકલવુ ૧૩ દોડાવવું ૧૪ શોભવુ

वेष्ट् ( १ आ० सेट् वेष्टते ) ૧ વીંટવું, લપેટવુ ૨ ઘેરવુ, ઘેરી લેવુ ૩ ગૂથવુ ૪ આળોટવુ ૫ ઓછુ કરવુ ૬ ઓછુ થવુ ૭ ત્યાગ કરવો, છોડી દેવુ उद्-૧ બાધવુ ૨ ઉખેળવુ ૩ છૂટુ કરવુ, બન્ધનથી મુક્ત કરવુ

वेस् ( १ प० सेट् वेसति ) જવુ [ ऋ ]

वेह् ( १ आ० सेट् वेहते ) ૧ પ્રયત્ન કરવો, ઉદ્યમ કરવો ૨ ઠરાવવુ, નિયત કરવુ, નક્કી કરવુ [ ऋ ]

वेह्ल् ( १ प० सेट् वेह्लति ) ૧ હાલવુ, કપવું ૨ ધ્રૂજવુ, થરથરવુ ૩ સરકવુ, ખસવુ ૪ જવુ

वेह्व् ( १ प० सेट् वेह्वति ) ઉપર પ્રમાણે અર્થ

वेह्ल् ( १ प० सेट् वेह्लति ) ઉપર પ્રમાણે અર્થ

वै ( १ प० अनिट् वायति ) ૧ સુકાવુ, શુષ્ક થવુ ૨ સૂકવવુ, સૂકુ કરવુ [ ओ ]

व्यच् ( ६ प० सेट् विचति ) ૧ ઠગવું, છેતરવું ૨ ફસાવવું ૩ કપટ કરવુ ૪ બહાનુ કાઢવું

व्यथ् ( १ आ० सेट् व्यथते ) ૧ દુખ ભોગવવુ, દુખી હોવું ૨ દુખ આપવું ૩ ભય પામવો, ડરવુ ૪ ગભરાવુ ૫ સતાપ પામવો ૬ ક્ષુબ્ધ થવુ, ખળભળવુ ૭ પ્રહાર કરવો, માર મારવો [ षू ]

व्यध् ( ४ प० अनिट् विध्यति ) ૧ વીંધવુ ૨ ભોકવું ૩ છેદવુ, ભેદવું ૪ જખમી કરવુ, ઘાયલ કરવું ૫ પ્રહાર કરવો, માર મારવો ૬ પીડવુ, દુખ દેવું उद्-૧ ઊચે ફેંકવું ૨ ઊચે જવું ૩ ઊડવું

व्यप् (१० उ० सेट् व्यापयति-ते) ૧ ક્ષીણ થવું, ઘસાવું, હ્રાસ થવો. ૨ ક્ષીણ કરવું, હ્રાસ કરવો.

व्यय् (१ उ० सेट् व्ययति-ते) ૧ ધનનો ખર્ચ કરવો, ધન વાપરવું. ૨ દાન દેવું, આપવું. ૩ ધાર્મિક કાર્યમાં સદ્વ્યય કરવો. ૪ ત્યાગ કરવો. ૫ જવું, ગમન કરવું.

व्यय् (१० उ० सेट् व्याययति-ते) ૧ ક્ષીણ થવું, ઘસાવું, હ્રાસ થવો. ૨ ઓછું હોવું, ન્યૂન હોવું. ૩ નાનું હોવું. ૪ ઓછું કરવું. ૫ ક્ષીણ કરવું, હ્રાસ કરવો. ૬ પ્રેરવું. ૭ મોકલવું.

व्यय (१० उ० सेट् व्यययति-ते) ૧ ધનનો ખર્ચ કરવો, ધન વાપરવું. ૨ આપવું, દાન દેવું. ૩ ધાર્મિક કાર્યમાં સદ્વ્યય કરવો. ૪ ત્યાગ કરવો. ૫ જવું, ગમન કરવું.

व्युष् (४ प० सेट् व्युष्यति) ૧ બાળવું. ૨ ભૂંજવું. ૩ શેકવું. ૪ જુદું કરવું, અલગ કરવું. ૫ ત્યાગ કરવો, છોડી દેવું.

व्युष् (१० उ० सेट् व्योपयति-ते) ત્યાગ કરવો, છોડી દેવું.

व्युस् (४ प० सेट् व्युस्यति) ૧ બાળવું. ૩ ભૂંજવું. ૩ શેકવું. ૪ જુદું કરવું, અલગ કરવું. ૫ ત્યાગ કરવો, છોડી દેવું.

व्ये (१ उ० अनिट् व्ययति-ते) ૧ આચ્છાદન કરવું, ઢાંકવું. ૨ પાથરવું. ૩ સીવવું. ૪ કાપડ વણવું. ૫ વીંટવું, લપેટવું.

व्रज् (१ प० सेट् व्रजति) ૧ જવું. ૨ ભટકવું. अति-૧ ઓળંગવું, વટી જવું. ૨ સંમુખ જવું, સામે જવું. ૩ પ્રવેશ કરવો. ૪ ઉલ્લંઘન કરવું, આજ્ઞાભંગ કરવો. अनु-૧ પાછળ-પાછળ જવું. ૨ પછીથી જવું. ૩ સામે જવું. अभि-સામે જવું. उप-પાસે જવું. परि-૧ દીક્ષા લેવી, સંન્યાસ ગ્રહણ કરવો. ૨ વિરક્ત થઇ ઘરમાંથી નીકળી સાધુ-સંન્યાસી

પેઠે ફરવુ ૩ તીર્થાટન કરવુ પ્ર-૧ દીક્ષા લેવી, સન્યાસ ગ્રહણ કરવો ૨ વિરક્ત થઇ ઘરમાથી નીકળી સાધુ-સન્યાસી પેઠે ફરવુ ૩ તીર્થાટન કરવુ ૪ દેશનિકાલ થવુ પ્રતિ-૧ તરફ જવુ ૨ પાછુ જવુ પ્રત્યુદ્-સામુ મળવા નીકળવુ

ગ્રજ્ (૧૦ ઉ૦ સેટ્ ગ્રાજયતિ-તે) ૧ ઉપર પ્રમાણે અર્થ ૨ બાણને દુરસ્ત કરવુ-સમારવુ ૩ બાણને તૈયાર કરવુ ૪ માર્ગ સુધારવો, રસ્તો દુરસ્ત કરવો ૫ સાફ કરવુ, શુદ્ધ કરવુ ૬ પૂર્ણ કરવુ, સિદ્ધ કરવુ ૭ તૈયાર કરવુ

ગ્રણ્ (૧ ૫૦ સેટ્ ગ્રણતિ) શબ્દ કરવો, અવાજ કરવો

ગ્રણ (૧૦ ઉ૦ સેટ્ ગ્રણયતિ-તે) ૧ જખમી કરવુ, ઘાયલ કરવુ ૨ શરીરે બળવાળવુ, વલૂરવુ

ગ્રશ્ચ્ (૬ ૫૦ વેટ્ વૃશ્ચતિ) ૧ કાપવુ, છેદવુ ૨ છોલવુ ૩ વાઢવુ ૪ ફાડવુ ૫ ધાર કાઢવી ૬ ઘસવુ [ઓ]

ગ્રી (૪ આ૦ અનિટ્ વ્રીયતે) ૧ પસદ કરવુ ૨ સ્વીકારવુ ૩ મુકરર કરવુ, નિયત કરવુ ૪ વર-કન્યાનુ વરવુ, સગાઇ કરવી, સગપણ કરવું ૫ યાચના કરવી, માગવુ ૬ આચ્છાદન કરવુ, ઢાકવુ ૭ વીંટવુ, લપેટવુ ૮ વીણવુ [ઓ]

ગ્રી (૯ ૫૦ અનિટ્ ગ્રીણાતિ, ગ્રિણાતિ) ઉપર પ્રમાણે અર્થ

ગ્રીડ્ (૪ ૫૦ સેટ્ ગ્રીડ્યતિ) ૧ લજ્જિત થવુ, શરમાવુ ૨ પ્રેરણા કરવી ૩ મોકલવુ ૪ ફેકવુ ૫ તિરસ્કારવુ

ગ્રીલ્ (૪ ૫૦ સેટ્ ગ્રીલ્યતિ) ઉપર પ્રમાણે અર્થ

ગ્રીસ્ (૧ ૫૦ સેટ્ ગ્રીસતિ) ૧ હણવુ ૨ જખમી કરવુ, ઘાયલ કરવુ ૩ દુખ દેવું

ગ્રીસ્ (૧૦ ઉ૦ સેટ્ ગ્રીસયતિ-તે) ઉપર પ્રમાણે અર્થ.

वुड् ( ६ प० सेट् वुडति ) ૧ ઢગલો કરવો. ૨ એકઠું કરવું. ૩ સંગ્રહ કરવો. ૪ આચ્છાદન કરવું, ઢાંકવું. ૫ ડૂબકી મારવી. ૬ ડૂબવું, ડૂબી જવું.

वुस् ( ६ प० सेट् वुसति ) ૧ હણવું. ૨ દુઃખ દેવું.

वुस ( १० उ० सेट् वुसयति-त्ते ) ૧ હણવું. ૨ દુઃખ દેવું.

वूस् ( १ प० सेट् वूसति ) ૧ હણવું. ૨ દુઃખ દેવું.

वूस् ( १० उ० सेट् वूसयति-त्ते ) ૧ હણવું. ૨ દુઃખ દેવું.

व्ली ( ९ प० अनिट् व्लिनाति, व्लीनाति ) ૧ પસંદ કરવું. ૨ સ્વીકારવું. ૩ આચ્છાદન કરવું, ઢાંકવું. ૪ ઓઢાડવું. ૫ વીંટવું, લપેટવું. ૬ જવું. ૭ સરકવું, ખસવું. ૮ વીણવું.

व्लेक्ष् ( १० उ० सेट् व्लेक्षयति-ते ) ૧ જોવું, દેખવું. ૨ જવું.

शंस् ( १ प० सेट् शंसति ) ૧ પ્રશંસા કરવી, વખાણવું. ૨ ચાહવું, ઇચ્છવું. ૩ કહેવું, બોલવું. ૪ દરિદ્ર હોવું. ૫ દ્રોહ કરવો. ૬ કલંક આપવું. ૭ હણવું, મારી નાખવું. ૮ ઈજા કરવી. ૯ દુઃખ દેવું. अभि-૧ શાપ દેવો. ૨ કલંક આપવું. आ-૧ કહેવું, બોલવું, ૨ વર્ણન કરવું. ૩ ચાહવું, ઇચ્છવું. ૪ આશા રાખવી. प्र-પ્રશંસા કરવી, વખાણવું. [ क्र ]

शंस् ( १ आ० सेट् आपूर्वक-आशंसते ) ૧ આશા રાખવી. ૨ ચાહવું, ઇચ્છવું. ૩ આશીર્વાદ આપવો. [ उ ]

शंस् ( २ प० सेट् शंस्ति ) સૂવું, ઊંઘવું. ૨ સ્વપ્ન આવવું. [उ]

शक् ( ४ उ० अनिट् शक्यति-ते ) ૧ સહન કરવું, ખમવું, વેઠવું. ૨ શક્તિમાન હોવું, સમર્થ હોવું. ૩ યોગ્ય હોવું, લાયક હોવું. ૪ ક્ષમા કરવી, માફી આપવી.

शक् ( ५ प० अनिट् शक्नोति ) ૧ શક્તિમાન હોવું, સમર્થ હોવું. ૨ યોગ્ય હોવું, લાયક હોવું. [ ल ]

शङ्क (१ आ० सेट् शङ्कते) १ શંકા રાખવી, સંશય કરવો ૨ બીવું, ડરવું ૩ ત્રાસ પામવો ૪ ગભરાવું [ च ]

शच् (१ आ० सेट् शचते) બોલવું, કહેવું

शञ्च् (१ आ० सेट् शञ्चते) જવું ગમન કરવું [ च ]

शट् (१ प० सेट् शटति) १ બિમાર હોવું, રોગી હોવું ૨ દુ:ખી હોવું ૩ દુ:ખી કરવું ૪ ખિન્ન થવું, ઉદાસ થવું ૫ નાખુશ થવું ૬ થાકી જવું ૭ સડવું, કોહી જવું ૮ સળવું, અંદરથી ખવાઈ જવું-બગડી જવું ૯ વિખરાવું ૧૦ વિખેરવું ૧૧ વિભાગ કરવા ૧૨ ભેદવું, છેદવું ૧૩ જવું પરિ-ઉપયુક્ત થવું, ઉપયોગી થવું

शट (१० उ० सेट् शाटयति-ते) १ પ્રશંસા કરવી, વખાણવું ૨ સ્તુતિ કરવી, સ્તવના કરવી ૩ ખુશામત કરવી

शठ् (१ प० सेट् शठति) १ ઠગવું ૨ ફસાવવું ૩ કપટ કરવું ૪ દુ:ખી થવું ૫ કલેશ પામવો ૬ દુ:ખ દેવું ૭ નડવું ૮ કલેશ આપવો ૯ હણવું

शठ् (१० उ० सेट् शाठयति-ते) १ અસંસ્કારિત કરવું, સુધારવું ૨ પૂર્ણ કરવું, સમાપ્ત કરવું ૩ પૂર્ણ ન કરવું, અધૂરું છોડવું ૪ આળસ કરવી ૫ નીચ હોવું, હલકટ હોવું ૬ ઠગવું, છેતરવું ૭ ફસાવવું ૮ દુષ્ટ વચન કહેવું ૯ અપશબ્દ બોલવા, ભૂંડું બોલવું ૧૦ જવું ૧૧ સરકવું, ખસવું

शठ् (१० आ० सेट् शाठयते) १ પ્રશંસા કરવી, વખાણવું ૨ સ્તુતિ કરવી, સ્તવના કરવી ૩ ખુશામત કરવી

शठ (१० उ० सेट् शठयति-ते) १ સારી ભાષામાં બોલવું, સારું બોલવું ૨ સારી રીતે કહેવું ૩ દુષ્ટ વચન કહેવું

૪ અપશબ્દ બોલવા, ભૂંડું બોલવું. ૫ ચૂપ રહેવું, મૌન રહેવું, ન બોલવું. ૬ ઠગવું, છેતરવું.

शण् (१ प० सेट् शणति) ૧ દેવું, આપવું. ૨ જવું.

शण्ढ् (१ आ० सेट् शण्डते) ૧ બિમાર હોવું, રોગી હોવું. ૨ દુ:ખ ભોગવવું. ૩ દુઃખ દેવું. ૪ નડવું. ૫ અપકાર કરવો. ૬ એકઠું થવું. ૭ એકઠું કરવું. ૮ ઢગલો થવો. ૯ ઢગલો કરવો. [ ड ]

शद् (१ प० अनिट् *शीयते) ૧ કૃશ થવું, ક્ષીણ થવું, ઘસાવું. ૨ પાતળું કરવું, કૃશ કરવું. ૩ છોલવું. ૪ પડી જવું. ૫ પાડી દેવું. ૬ ફેંકવું. ૭ ઝાપટ મારવી. ૮ હાલવું, કંપવું. ૯ હલાવવું, કંપાવવું. ૧૦ નષ્ટ કરવું. ૧૧ નષ્ટ થવું. ૧૨ મૂરઝાવું, કરમાવું. ૧૩ પવન કે વરસાદની ઝડીથી ફળ-ફૂલાદિનું ખરી પડવું. ૧૪ જવું, ગમન કરવું. [ ल ]

शप् (१ उ० अनिट् शपति-त्ते) ૧ શાપ દેવો. ૨ ગાળ દેવી. ૩ નિંદવું. ૪ ઠપકો દેવો. ૫ પ્રતિજ્ઞા કરવી. शप्-(आ० शपते) ૧ જણાવવું, સમજાવવું. ૨ સોગન ખાવા, સમ ખાવા. प्रति-૧ સામો શાપ દેવો, શાપના બદલામાં શાપ દેવો. ૨ સામી ગાળ દેવી, ગાળના બદલામાં ગાળ દેવી.

शप् (४ उ० अनिट् शप्यति-त्ते) ઉપર પ્રમાણે અર્થ.

शब्द् (१० उ० सेट् शब्दयति-त्ते) ૧ શબ્દ કરવો, અવાજ કરવો. ૨ બોલવું, કહેવું. ૩ બોલાવવું. ૪ પ્રગટ કરવું,

---

* 'शद्' ધાતુ પરસ્મૈપદી છે, પરંતુ તેને वर्तमाना, विध्यर्थ, आज्ञार्थ, ह्यस्तनी અને वर्तमान कृदन्तના આત્મનેપદના પ્રત્યયો લાગે છે; એ લાગતાં તેનો 'शीय्' આદેશ થાય છે.

પ્રસિદ્ધ કરવુ प्र–, प्रति–, वि–૧ વચન દેવું, પ્રતિજ્ઞા કરવી ૨ પ્રતિજ્ઞા પ્રગટ કરવી ૩ બોલવુ, કહેવું

शम् (૪ ૫૦ सेट् शाम्यति) ૧ શાત થવું, ક્રોધ રહિત થવું ૨ શાત રહેવુ ૩ સ્વસ્થ થવું ૪ મનને સ્વાધીન રાખવુ ૫ ઠડુ થવું ૬ નષ્ટ થવુ ૭ આસક્ત થવુ ૮ શાત કરવું ૯ આશ્વાસન આપવું उप–૧ શાત થવુ ૨ શાત કરવુ ૩ બુઝાવુ, ઓલવાઈ જવુ नि–૧ સાભળવુ ૨ જોવુ ૩ જાણવું ૪ રોકવુ प्र–૧ શાત થવું ૨ બુઝાવું, ઓલવાઈ જવું ૩ ઠડુ પડવુ ૪ મૂરઝાવું, કરમાઈ જવું प्रति–૧ અટકવું ૨ વિરક્ત થવું सम्–૧ ઠડુ પડવું ૨ બુઝાવું, ઓલવાઈ જવુ [ क्र ]

शम् (૧૦ ૩૦ सेट् शमयति–ते) ૧ શાત કરવું ૨ સ્વસ્થ કરવુ ૩ આશ્વાસન આપવું ૪ ઠડુ કરવું ૫ બૂઝવવુ, ઓલવી નાખવુ नि–૧ સાભળવુ ૨ પ્રતિબધ કરવો, રોકવું

शम् (૧૦ ૩૦ सेट् शामयति–ते) ૧ દેખવુ, જોવુ ૨ દેખાડવું नि–૧ દેખવુ ૨ દેખાડવું ૩ સાભળવું ૪ પ્રતિબધ કરવો, રોકવું प्र–૧ શાત હોવું ૨ સ્વસ્થ હોવું ૩ નષ્ટ કરવુ

शम्ब (૧ ૫૦ सेट् शम्बति) જવું

शम्ब् (૧૦ ૩૦ सेट् शम्बयति–ते) ૧ સબધ કરવો ૨ સયુક્ત કરવું જોડવું ૩ એકઠુ કરવું ૪ ઢગલો કરવો

शर (૧૦ ૩૦ सेट् शरयति–ते) ૧ દુર્બલ હોવું, અશક્ત હોવુ ૨ દુર્બલ કરવું, અશક્ત કરવું

शष् (૧ ૫૦ सेट् शषति) ૧ જખમી કરવુ ૨ હણવુ

शर्ध् (૧ ૫૦ सेट् शर्धति) ૧ જવું ૨ હણવું ૩ દુખ દેવું

शर्व् (१ प० सेट् शर्वति) ૧ હણવું. ૨ દુઃખ દેવું.

शल् (१ प० सेट् शलति) ૧ જવું, ગમન કરવું. ૨ ઉતાવળું ચાલવું, વેગથી ચાલવું. उत्-૧ ઊછળવું. ૨ ઊંચે ચડવું. ૩ કૂદવું. ૪ પ્રસરવું, ફેલાવું.

शल् (१ आ० सेट् शलते) ૧ કાંટા વગેરેથી વીંધાવું-ભોંકાવું. ૨ આચ્છાદન કરવું, ઢાંકવું. ૩ હાલવું, કંપવું.

शल् (१० उ० सेट् शालयति-ते) ૧ પ્રશંસા કરવી, વખાણવું. ૨ સ્તુતિ કરવી, સ્તવના કરવી. ૩ ખુશામત કરવી.

शल्भ् (१ आ० सेट् शल्भते) ૧ પ્રશંસા કરવી, વખાણવું. ૨ સ્તુતિ કરવી, સ્તવના કરવી. ૩ ખુશામત કરવી. ૪ બડાઈ મારવી, આત્મશ્લાઘા કરવી, પોતાનાં વખાણ કરવાં.

शल्ल् (१ प० सेट् शल्लति) જવું, ગમન કરવું.

शव् (१ प० सेट् शवति) ૧ જવું. ૨ નજીક જવું. ૩ વિકૃત થવું, વિકાર પામવો. ૪ બદલવું, ફેરફાર કરવો. ૫ બદલે આપવું.

शश् (१ प० सेट् शशति) ૧ ઠેકતાં ચાલવું. ૨ ફલાંગો ભરવી, ફાળ ભરવી. ૩ કૂદવું.

शश (१० उ० सेट् शशयति-ते) ૧ ચળકવું, ચમકવું. ૨ તેજસ્વી હોવું. ૩ ચાહવું, ઇચ્છવું.

शष् (१ प० सेट् शषति) ૧ હણવું. ૨ દુઃખ દેવું.

शस् (१ प० सेट् शसति) ૧ હણવું. ૨ ઇજા કરવી. ૩ દુઃખ દેવું. अभि-વિનતિ કરવી. [ऋ]

शस् (२ प० सेट् शस्ति) ૧ સૂવું, ઊંઘવું. ૨ સ્વપ્ન આવવું.

शाख् (१ प० सेट् शाखति) ૧ ફેલાવું, પથરાવું. ૨ શાખા ફેલાવી, ડાળ પ્રસરવી. ૩ શાખા ઉત્પન્ન થવી. ૪ વ્યાપવું. [ऋ]

शाड् ( १ आ० सेट् शाडते, शाल्ते ) ૧ પ્રશંસા કરવી, વખાણવું ૨ સ્તુતિ કરવી, સ્તવના કરવી ૩ બડાઈ મારવી, આત્મશ્લાઘા કરવી ૪ બકવાદ કરવો ૫ તરવું [ श्च ]

शान् ( १ उ० सेट् शीशांसति-ते ) ૧ ધારવાળું કરવું, તીક્ષ્ણ કરવું ૨ અણીદાર કરવું ૩ તેજસ્વી કરવું

शान्त्व् ( १० उ० सेट् शान्त्वयति-ते ) ૧ આશ્વાસન આપવું, દિલાસો દેવો ૨ સમાધાન કરવું ૩ શાંત કરવું ૪ સમજાવવું ૫ તૃપ્ત કરવું

शार ( १० उ० सेट् शारयति-ते ) ૧ દુર્બલ હોવું, અશક્ત હોવું ૨ દુર્બલ કરવું, અશક્ત કરવું

शाल ( १ आ० सेट् शालते ) ૧ પ્રશંસા કરવી, વખાણવું ૨ સ્તુતિ કરવી, સ્તવના કરવી ૩ બડાઈ મારવી ૪ બોલવું, કહેવું ૫ શોભવું ૬ ચળકવું, ચમકવું

शास् ( २ प० सेट् शास्ति ) ૧ આજ્ઞા કરવી, હુકમ કરવો ૨ હકુમત કરવી, અમલ ચલાવવો ૩ નિયમમાં રાખવું, તાબે રાખવું ૪ સજા કરવી, શિક્ષા કરવી ૫ રાજ્ય કરવું ૬ શાસક હોવું, સ્વામી હોવું ૭ શિખામણ દેવી, ઉપદેશ આપવો ૮ શિક્ષણ આપવું, શીખવવું ૯ સલાહ આપવી ૧૦ કહેવું ૧૧ ખબર કરવી ૧૨ આશા રાખવી ૧૩ ઇચ્છવું અનુ-૧ આજ્ઞા કરવી ૨ તાબામાં ગણવું ૩ સજા કરવી ૪ શિખામણ દેવી, ઉપદેશ આપવો प्र-૧ હકુમત કરવી ૨ તાબામાં રાખવું ૩ સજા કરવી ૪ હુકમ કરવો ૫ ઉપદેશ આપવો ૬ પાલન કરવું प्र-( आ० प्रशास्ते ) વિનતિ કરવી, અરજ કરવી [ क्र ]

शास् (२ आ० सेट् आपूर्वक-आशास्ते) ૧ ઇચ્છવું, ચાહવું. ૨ આશા રાખવી, તકાસવું. ૩ આશીર્વાદ આપવો. ૪ પ્રશંસા કરવી. વખાણવું. [ ऊ ]

शि (५ उ० अनिट् शिनोति, शिनुते) ૧ તીક્ષ્ણ કરવું. ૨ અણીદાર કરવું. ૩ છોલીને પાતળું કરવું. ૪ તેજસ્વી કરવું.

शिक्ष् (१ आ० सेट् शिक्षते) ૧ શિક્ષણ લેવું, અભ્યાસ કરવો. ૨ શીખવું. ૩ શિખામણ દેવી. ૪ સજા કરવી.

शिङ्ख् (१ प० सेट् शिङ्खति) ૧ જવું. ૨ સૂંઘવું. [ इ ]

शिङ्घ् (१ प० सेट् शिङ्घति) સૂંઘવું, વાસ લેવી. [ इ ]

शिञ्ज् (२ आ० सेट् शिङ्क्ते) ૧ અસ્પષ્ટ શબ્દ કરવો. ૨ ઝણઝણવું, ખણખણવું, ખખડવું કે રણરણવું વગેરે. [ इ ]

शिञ्ज् (१० उ० सेट् शिञ्जयति-ते) ઉપર પ્રમાણે અર્થ.

शिट् (१ प० सेट् शेटति) ૧ અપમાન કરવું. ૨ તિરસ્કારવું. ૩ તુચ્છ માનવું.

शिल् (६ प० सेट् शिलति) ૧ ધાન્યના કણ વગેરેને વીણવું. ૨ થોડું થોડું એકઠું કરવું.

शिव् (६ प० सेट् शिवति) જવું, ગમન કરવું.

शिष् (७ प० अनिट् शिनष्टि) ૧ ગુણ-દોષ દેખાડવા, ભિન્નતા જણાવવી. ૨ ભેદ પાડવો. ૩ સરખામણી કરવી. ૪ વિશેષણ આપવું. ૫ વિશેષ કહેવું. ૬ વિશેષ કરવું. ૭ શ્રેષ્ઠ કરવું. ૮ શ્રેષ્ઠ હોવું. ૯ વધવું, બચત હોવી. ૧૦ વધારવું. अव-બાકી રાખવું, અવશેષ રાખવું. परि-બાકી રાખવું. वि-૧ ગુણ-દોષ દેખાડવા, ભિન્નતા જણાવવી. ૨ ભેદ પાડવો. ૩ સરખામણી કરવી. ૪ વિશેષણયુક્ત કરવું, વિશેષણ આપવું. ૫ વિશેષ

કહેવું ૬ વિશેષ કરવુ ૭ શ્રેષ્ઠ કરવું ૮ શ્રેષ્ઠ હોવું ૯ વધવુ, બચત હોવી ૧૦ વધારવું [ ल ]

शिष् ( ૧૦ ૩૦ सेट् शेषयति-ते ) ૧ અવશેષ રાખવું, બાકી રાખવુ, વધારવુ, સઘળુ ન વાપરવું ૨ શેષ રહેવુ, બાકી રહેવું, વધવું ૩ સરખામણી કરવી ૪ ભેદ પાડવો वि- ૧ અધિક હોવુ, વધારે હોવુ ૨ વધારવું ૩ વિશેષણયુક્ત કરવુ ૪ વિશેષ કરવું

शिष् ( ૧ ૫૦ सेट् शेषति ) ૧ ઉપર પ્રમાણે અર્થ ૨ હણવું ૩ જખમી કરવુ ૪ દુ ખ દેવુ

शी ( ૨ आ० सेट् शेते ) ૧ સૂવુ, ઊઘવું अति-૧ અતિશય થવું, અધિક હોવું ૨ ચડિયાતું હોવુ ૩ હરાવવુ- अधि-૧ નિવાસ કરવો, રહેવું ૨ ઉપર સૂવું वि-, सम्- સશય કરવો, શકા રાખવી

शीक् ( ૧ आ० सेट् शीकते ) ૧ છાટવું, છટકોરવુ ૨ ભીંજવવું, પલાળવું ૩ જવું [ क्ष ]

शीक ( ૧ ૫૦ सेट् शीकति ) ૧ સહન કરવું, વેઠવું ૨ ક્ષમા કરવી ૩ વિચાર કરવો ૪ સ્પર્શ કરવો, અડકવું ૫ ઉતાવળુ થવું, ઉતાવળ કરવી ૬ શોભવું ૭ ચળકવું, ચમકવું ૮ બોલવું ૯ છાટવું, છટકોરવું ૧૦ ભીંજવવું

शीक् ( ૧૦ ૩૦ सेट् शीकयति-ते ) ઉપર પ્રમાણે અર્થ

शीभ् ( ૧ आ० सेट् शीभते ) ૧ પ્રશસા કરવી, વખાણવુ ૨ બડાઇ મારવી, શેખી કરવી [ क्ष ]

शील् ( ૧ ૫૦ सेट् शीलति ) ૧ ચિત્તની એકાગ્રતા કરવી, સમાધિ કરવી ૨ એકાગ્ર હોવું, સમાધિમા હોવું ૩ મનન

કરવું. ૪ ચિંતન કરવું, વિચારવું. ૫ પૂજવું, પૂજા કરવી. ૬ સત્કાર કરવો, સન્માન કરવું. ૭ સેવા-ભક્તિ કરવી. ૮ પાલન કરવું. ૯ પરિચય કરવો. ૧૦ અભ્યાસ કરવો, આદત પાડવી, ટેવ પાડવી.

शील (१० उ० सेट् शीलयति-ते) ૧ અભ્યાસ કરવો, આદત પાડવી, ટેવ પાડવી. ૨ સેવા કરવી. ૩ પાલન કરવું. ૪ પરિચય કરવો. ૫ મુલાકાત લેવી. ૬ પૂજવું, પૂજા કરવી. ૭ સત્કાર કરવો, સન્માન કરવું. ૮ વસ્ત્રાદિ પહેરવું. ૯ ધારણ કરવું, પાસે રાખવું. ૧૦ ઉપદેશ દેવો. ૧૧ પ્રવૃત્તિ કરવી. अनु-૧ પાલન કરવું, રક્ષણ કરવું. ૨ અભ્યાસ કરવો, ટેવ પાડવી. परि-અભ્યાસ કરવો, ટેવ પાડવી.

शु (१ प० अनिट् शवति) ૧ ઝરવું, ટપકવું. ૨ જવું.

शुक् (१ प० सेट् शोकति) ૧ જવું. ૨ સ્પર્શ કરવો.

शुच् (१ प० सेट् शोचति) ૧ શોક કરવો. ૨ ચિંતા કરવી.

शुच् (४ उ० सेट् शुच्यति-ते) ૧ શુદ્ધ હોવું, સ્વચ્છ હોવું. ૨ પવિત્ર હોવું. ૩ શુદ્ધ કરવું. ૪ ભીંજાવું, પલળવું. ૫ નહાવું, સ્નાન કરવું. ૬ શોક કરવો. ૭ દુર્ગન્ધ આવવી. ૮ કોહી જવું, સડવું. ૯ મર્દન કરવું, કચરવું. ૧૦ જખમી કરવું, ઘાયલ કરવું. [ऋ, ऐ]

शुच्य् (१ प० सेट् शुच्यति) ૧ સ્નાન કરવું, નહાવું. ૨ દારૂ બનાવવા માટે આથો નાખવો. ૩ અર્ક કાઢવો. ૪ મથન કરવું. ૫ અવયવ શિથિલ કરવા, કચરવું. ૬ ચંપી કરાવવી, શરીર દબાવવું. ૭ સતાવવું. ૮ દુઃખ દેવું. ૯ પ્રવાહી વસ્તુને પ્રવાહી વસ્તુથી સુગંધી કરવી. ૧૦ પ્રવાહી વસ્તુને વસ્ત્રાદિથી ગાળવી. [ऐ]

शुठ् (१ प० सेट् शोठति) १ લંગડાતું ચાલવું २ રોકવું, અટકાવવું ३ આળસ કરવી ४ સુકાવું ५ સૂકવવું

शुठ् (१० उ० सेट् शोठयति-ते) ઉપર પ્રમાણે અર્થ

शुन (६ प० सेट् शुनति) જવું, ચાલવું

शुण्ठ् (१ प० सेट् शुण्ठति) १ લંગડાતું ચાલવું, ખોડંગવું २ રોકવું, અટકાવવું ३ આળસ કરવી ४ સુકાવું, સુકાઈ જવું ५ સૂકવવું, શુષ્ક કરવું [उ]

शुण्ठ् (१० उ० सेट् शुण्ठयति-ते) ઉપર પ્રમાણે અર્થ

शुध् (४ प० अनिट् शुध्यति) १ શુદ્ધ હોવું, સ્વચ્છ હોવું २ પવિત્ર હોવું ३ નિર્દોષ હોવું ४ શોધવું, ખોજ કરવી ५ સંપૂર્ણ થવું

शुन् (६ प० सेट् शुनति) જવું

शुन्ध् (१ उ० सेट् शुन्धति-ते) १ શુદ્ધ હોવું, સ્વચ્છ હોવું २ પવિત્ર હોવું ३ નિર્દોષ હોવું ४ શુદ્ધ કરવું ५ પવિત્ર કરવું ६ નિર્દોષ કરવું

शुन्ध् (१० उ० सेट् शुन्धयति-ते) ઉપર પ્રમાણે અર્થ

शुभ् (१ आ० सेट् शोभते) १ શોભવું, સુંદર હોવું २ ચળકવું, પ્રકાશિત હોવું ३ યોગ્ય હોવું, લાયક હોવું

शुभ् (६ प० सेट् शुभति) ઉપર પ્રમાણે અર્થ

शुम्भ् (१ प० सेट् शुम्भति) १ શોભવું, સુંદર હોવું २ ચળકવું, દેદીપ્યમાન હોવું ३ યોગ્ય હોવું, લાયક હોવું ४ બોલવું કહેવું ५ મારવું ६ દુઃખ દેવું

[illegible] (१ प० सेट् [illegible], ઉપર [illegible] અર્થ [illegible] [illegible] ३ [illegible] ४ [illegible] ५ [illegible] દેવું

शुम्भ् (६ प० सेट् शुम्भति) ૧ શોભવું, સુંદર હોવું. ૨ ચળકવું, ચકચકિત હોવું. ૩ યોગ્ય હોવું, લાયક હોવું.

शुर् (૪ आ० सेट् शूर्यते) ૧ અભિમાની હોવું. ૨ મૂર્ખ હોવું. ૩ ગાંડું હોવું. ૪ નિશ્ચલ હોવું. ૫ નિશ્ચલ કરવું. ૬ અટકવું. ૭ અટકાવવું, રોકવું. ૮ હણવું. ૯ ઈજા કરવી. ૧૦ માર મારવો. ૧૧ દુઃખ દેવું. [ऐ]

शुल्क् (१० उ० सेट् शुल्कयति-त्ते) ૧ બોલવું. ૨ પ્રાપ્ત કરવું. ૩ એકઠું કરવું. ૪ ઉત્પન્ન કરવું. ૫ છોડી દેવું. ૬ આપવું.

शुल्व् (१० उ० सेट् शुल्वयति-ते) ૧ બનાવવું, ઉત્પન્ન કરવું. ૨ માપવું. ૩ ગણવું, ગણતરી કરવી. ૪ આપવું.

शुल्व् (१० उ० सेट् शुल्वयति-ते) ઉપર પ્રમાણે અર્થ.

शुष् (४ प० अनिट् शुष्यति) સુકાવું, સુકાઈ જવું.

शूर् (४ आ० सेट् शूर्यते) ૧ અભિમાની હોવું. ૨ મૂર્ખ હોવું. ૩ ગાંડું હોવું. ૪ નિશ્ચલ હોવું. ૫ નિશ્ચલ કરવું. ૬ અટકવું. ૭ અટકાવવું, રોકવું. ૮ હણવું. ૯ ઈજા કરવી. ૧૦ માર મારવો. ૧૧ દુઃખ દેવું. [ऐ]

शूर (१० आ० सेट् शूरयते) ૧ શૂરવીર હોવું, પરાક્રમી હોવું. ૨ શૂરાતન કરવું, પરાક્રમ ફોરવવું. ૩ પ્રયાસ કરવો.

शूर (११ आ० सेट् शूर्यते) ૧ શૂરવીર હોવું, પરાક્રમી હોવું. ૨ શૂરાતન કરવું, પરાક્રમ ફોરવવું.

शूर्प् (१० उ० सेट् शूर्पयति-ते) ૧ માપવું. ૨ ગણતરી કરવી.

शूल् (१ प० सेट् शूलति) ૧ શૂળ આવવું, કાંટો ભોંકાયા જેવું દરદ થવું. ૨ પેટમાં કે છાતીમાં દુખાવો થવો. ૩ દુઃખ દેવું, પીડવું. ૪ શૂળી ઉપર ચડાવવું, શૂળી દેવી. ૫ મોટો અવાજ કરવો. ૬ ઊંચે સાદે શબ્દ કરવો.

शुप् ( १ प० सेट् शूपति ) १ જણવુ, જન્મ આપવો, પ્રસવ કરવો ૨ ઉત્પન્ન કરવુ ૩ આજ્ઞા કરવી ૪ પ્રેરવુ, પ્રેરણા કરવી ૫ અનુમતિ આપવી

शृध् ( १ आ० सेट् शर्धते ) વાછૂટ કરવી, અધોવાયુ છોડવો [ऊ]

शृध् ( १ उ० सेट् शर्धति-ते ) १ ભીનુ કરવુ, પલાળવુ ૨ ભીનુ થવુ ૩ પરાજય કરવો, જીતવુ ૪ ક્રોધ કરવો ૫ ઈર્ષ્યા કરવી ૬ અપમાન કરવુ ૭ છેદવુ, કાપવુ ૮ સહન કરવુ, વેઠવુ ૯ ક્ષમા કરવી ૧૦ ગ્રહણ કરવુ [ऊ]

शृध् ( १० उ० सेट् शर्धयति-त्ते ) १ પરાજય કરવો, જીતવું ૨ ક્રોધ કરવો ૩ ઈર્ષ્યા કરવી ૪ અપમાન કરવુ ૫ છેદવુ, કાપવુ ૬ સહન કરવું, વેઠવુ ૭ ગ્રહણ કરવું

शॄ ( ९ प० सेट् शृणाति ) १ હણવુ ૨ દુ ખ દેવુ वि-१ વિખેરવુ, છૂટુ પાડવું ૨ વેરવુ ૩ ચીમળવું, આમળવું ૪ નષ્ટ કરવુ ૫ હણવુ ૬ દુ ખ દેવુ

शेल् ( १ प० सेट् शेलति ) १ જવું ૨ સરકવું, ખસવું ૪ હાલવું, કપવું ૪ ધ્રૂજવું, થરથરવું [ ऋ ]

शेव् ( १ आ० सेट् शेवते ) १ સેવા કરવી, ભક્તિ કરવી ૨ સાર વાર કરવી, માવજત કરવી ૩ નોકરી કરવી [ ऋ ]

शै ( १ प० अनिट् शायति ) १ રાધવું, રસોઈ કરવી ૨ પકાવવું, પકવ કરવું ૩ પાકવું, પકવ થવું

शै ( १ आ० अनिट् शायते ) જવું

शो ( ४ प० अनिट् श्यति ) १ છોલવું ૨ ધાર ઉતારવી ૩ ધાર કાઢવી, ધારવાળુ કરવું ૪ અણીદાર કરવુ ૫ જખમી કરવું ૬ શબ્દો વડે વીંધવું, માર્મિક વચન કહેવા ૭ પાતળુ કરવું

शोण् ( १ प० सेट् शोणति ) ૧ લાલ રંગવાળું કરવું. ૨ લાલ રંગવાળું હોવું. ૩ જવું. [ ऋ ]

शौट् ( १ प० सेट् शौटति ) ગર્વ કરવો, અહંકાર કરવો. [ ऋ ]

शौड् ( १ प० सेट् शौडति ) ગર્વ કરવો, અહંકાર કરવો. [ ऋ ]

श्चुत् ( १ प० सेट् श्चोतति ) ૧ ઝરવું, ટપકવું, ચૂવું. ૨ ગળવું. ૩ ખરવું, ખરી પડવું. ૪ ભીનું થવું. ૫ ભીનું કરવું, પલાળવું. ૬ છાંટવું, છંટકોરવું. [ ऋ ]

श्च्युत् ( १ प० सेट् श्च्योतति ) ઉપર પ્રમાણે અર્થ. [ ऋ ]

श्नथ् ( १ प० सेट् श्नथति ) ૧ હણવું. ૨ દુઃખ દેવું.

श्मील् ( १ प० सेट् श्मीलति ) ૧ આંખ મીંચવી, મટકું મારવું. ૨ આંખની પેઠે બંધ-ઉઘાડ કરવું. ૩ સંકોચવું, સંકુચિત કરવું. ૪ સંકોચાવું.

श्यै ( १ आ० अनिट् श्यायते ) જવું. प्रति–રોગી હોવું.

श्रङ्क् ( १ आ० सेट् श्रङ्कते ) ૧ જવું. ૨ ખસવું. ( उ )

श्रङ्ग् ( १ प० सेट् श्रङ्गति ) ૧ જવું. ૨ ખસવું. [ उ ]

श्रण् ( १ प० सेट् श्रणति ) ૧ દેવું, આપવું. ૨ જવું.

श्रण् ( १० उ० सेट् श्राणयति–ते ) દેવું, આપવું.

श्रथ् ( १ प० सेट् श्रथति ) ૧ આનંદ કરવો. ૨ ખુશી થવું. ૩ ખુશી કરવું. ૪ યત્ન કરવો, પ્રયાસ કરવો. ૫ સંસ્કારિત કરવું, સુધારવું. ૬ જવું. ૭ પ્રવાસ કરવો. ૮ મુક્ત કરવું, છોડી દેવું. ૯ બાંધવું, જકડવું. ૧૦ ગૂંથવું. ૧૧ ગોઠવવું. ૧૨ રચવું, રચના કરવી. ૧૩ હણવું. ૧૪ દુઃખ દેવું.

श्रथ् ( १० उ० सेट् श्राथयति–ते ) ઉપર પ્રમાણે અર્થ.

श्रथ ( १० उ० सेट् श्रथयति–ते, श्लथयति–ते ) ૧ દુર્બલ હોવું, શક્તિહીન હોવું. ૨ દુર્બલ કરવું.

श्रन्थ् (૧ આ૦ સેટ્ श्रन्थते) ૧ શિથિલ કરવુ, ઢીલુ કરવું ૨ શિથિલ હોવું, ઢીલુ હોવુ [च]

श्रन्थ् (૧ प० સેટ્ श्रन्थति) ૧ બાધવુ, જકડવું ૨ સયુક્ત કરવુ, જોડવું ૩ ગૂથવું ૪ ગોઠવવું ૫ રચવું, રચના કરવી ૬ મારી નાખવુ ૭ દુખ દેવુ

श्रन्थ् (૧૦ उ० સેટ્ श्रन्थयति-ते) ઉપર પ્રમાણે અર્થ

श्रन्थ् (૯ प० સેટ્ श्रथ्नाति) ૧ છોડી દેવું, મુક્ત કરવું ૨ આનદ કરવો ૩ ખુશી થવુ ૪ ખુશી કરવું ૫ બાધવું, જકડવું ૬ સયુક્ત કરવુ, જોડવું ૭ ગૂથવું ૮ ગોઠવવું ૯ રચવુ, રચના કરવી

श्रप (૧૦ उ० સેટ્ श्रपयति-ते) પકાવવુ

श्रम् (૪ प० સેટ્ श्राम्यति) ૧ પરિશ્રમ કરવો, મહેનત કરવી ૨ તપશ્ચર્યા કરવી ૩ વ્રત કરવું ૪ શ્રમ લાગવો, થાકી જવુ ૫ ખિન્ન થવું, ખેદ પામવો ૬ પીડિત થવું, દુખિત થવુ आ-૧ તપસ્યા કરવી ૨ નિવાસ કરવો, રહેવું निर्-બેસવુ परि-૧ મહેનત કરવી ૨ વિસામો લેવો, થાક ઉતારવો वि-૧ વિસામો લેવો, થાક ઉતારવો ૨ આરામ કરવો ૩ અટકવું ૪ બધ થવું [ऊ]

श्रम्भ् (૧ આ૦ સેટ્ श्रम्भते) ૧ પ્રમાદ કરવો, આળસ કરવી ૨ બેદરકારી રાખવી ૩ ઉપેક્ષા કરવી, દુર્લક્ષ્ય કરવું ૪ ભૂલ કરવી, ચૂકવું वि-૧ વિશ્વાસ રાખવો, આસ્થા રાખવી ૨ આળસ કરવી [ऊ]

श्रा (૧ प० अनिट् श्राति) ૧ પાકવું, રધાવું ૨ પીગળવું, ઓગળવુ ૩ ઊકળવુ ૪ પરસેવાવાળુ થવુ, પરસેવો થવો

५ પકાવવું, રાંધવું. ૬ પિગળાવવું, ઓગાળવું. ૭ ઉકાળવું. ૮ પરસેવાવાળું કરવું.

श्रा ( २ प० अनिट् श्राति ) ઉપર પ્રમાણે અર્થ.

श्राम ( १० उ० सेट् श्रामयति–ते ) ૧ આમંત્રણ કરવું, તેડું કરવું, બોલાવવું. ૨ ગુપ્ત કહેવું. ૩ મસલત કરવી. ૪ સલાહ આપવી. ૫ ઉપદેશ દેવો.

श्रि ( १ उ० सेट् श्रयति–ते ) ૧ સેવવું, સેવા કરવી. ૨ પૂજવું. ૩ માન આપવું. ૪ આશ્રય કરવો, આધાર લેવો. ૫ વળગી રહેવું. ૬ પાસે જવું. ૭ રહેવું, વસવું. ૮ અનુસરવું. ૯ ગ્રહણ કરવું, લેવું. ૧૦ ધારણ કરવું, પાસે રાખવું. अपा–છોડી દેવું. आ–૧ આશ્રય લેવો, અવલંબન કરવું. ૨ વળગી રહેવું. ૩ શરણે જવું. ૪ પાસે જવું. ૫ પાસે રહેવું. ૬ વસવું, રહેવું. ૭ અનુસરવું. ૮ ગ્રહણ કરવું. ૯ ધારણ કરવું. ૧૦ પસંદ કરવું. ૧૧ વાપરવું, કામમાં લેવું. ૧૨ પેસવું, પ્રવેશ કરવો. उत्–૧ ઊંચકવું, ઊંચું કરવું. ૨ ઉપાડવું. ૩ ઊભું કરવું. ૪ અધિક કરવું, વધારે કરવું. ૫ ઊંચું થવું. ૬ ઊભું થવું. ૭ અધિક થવું. प्र–૧ પ્રેમ કરવો. ૨ વિનય કરવો. ૩ નમ્ર હોવું. व्यपा–૧ પડી જવું. ૨ વિશ્વાસ રાખવો. सम्–૧ સેવા કરવી. ૨ આશ્રય લેવો. ૩ મેળવવું. ૪ વિશ્વાસ રાખવો.

श्रिष् ( १ प० सेट् श्रेषति ) ૧ બાળવું. ૨ શેકવું. ૩ ભૂંજવું. [ऊ]

श्रिव् ( ४ प० सेट् श्रीव्यति ) ૧ જવું. ૨ સુકાવું. ૩ સૂકવવું. [ऊ]

श्रिष् ( १ प० सेट् श्रेषति ) ૧ બાળવું. ૨ શેકવું. ૩ ભૂંજવું. ૪ તળવું. [ऊ]

श्री (१ उ० अनिट् श्रयति-ते) १ સંતુષ્ટ કરવું, ખુશી કરવું
२ તૃપ્ત કરવુ ३ મનોરથ પૂરા કરવા

श्री (१० उ० सेट् श्राययत्ति-ते) ઉપર પ્રમાણે અર્થ

श्री (९ उ० अनिट् श्रीणाति, श्रीणीते) १ પાકવું, રંધાવું
२ પીગળવું, ઓગળવું ३ ઊકળવું ४ પકાવવું, રાંધવું
५ પિગળાવવું, ઓગાળવું ६ ઉકાળવું

श्रु (१ प० अनिट् श्रवति) ઝરવું, ટપકવું

श्रु (५ प० अनिट् शृणोति) १ સાંભળવું २ આજ્ઞા પામવી
३ આજ્ઞાનું પાલન કરવું ४ તાબે થવું ५ જવું आ-
१ કબૂલ કરવું, સ્વીકારવું २ પ્રતિજ્ઞા કરવી ३ વચન
આપવું उपा-१ ખબર મેળવવી २ સાંભળવું प्रति-
१ સ્વીકાર કરવો, કબૂલ કરવું २ પ્રતિજ્ઞા કરવી ३ વચન
આપવું ४ મંજૂર કરવો ५ સાંભળવું वि-१ પ્રખ્યાત
હોવું २ યશસ્વી હોવું सम्-સાંભળવું सम्-(आ० सश्रृणुते)
કબૂલ કરવું, માન્ય કરવું समुत्-१ નિર્માણ કરવું, બના
વવું २ સંસ્કારિત કરવું, સુધારવું

श्रै (१ प० अनिट् श्रायति) १ પાકવું, રંધાવું २ પીગળવું,
ઓગળવું ३ ઊકળવું ४ પરસેવાવાળું થવું, પરસેવો થવો
५ પકાવવું, રાંધવું ६ પિગળાવવું, ઓગાળવું ७ ઉકાળવું.
८ પરસેવાવાળું કરવું

श्रोण् (१ प० सेट् श्रोणति) १ એકઠું થવું २ ઢગલો થવો
३ એકઠું કરવું ४ ઢગલો કરવો [ऋ]

स्रङ्क् (१ आ० सेट् स्रङ्कते) १ સરકવું, ખસવું २ જવું [च]

स्रङ्ग् (१ प० सेट् स्रङ्गति) १ સરકવું, ખસવું २ જવું [च]

श्लथ (१० उ० सेट् श्लथयति-त्ते) १ શિથિલ હોવું, ઢીલું હોવું. ૨ દુર્બલ હોવું, દૂબળું હોવું.

श्लाख् (१ प० सेट् श्लाखति) વ્યાપવું, ફેલાવું, પથરાવું. [क्र]

श्लाघ् (१ आ० सेट् श्लाघते) ૧ પ્રશંસા કરવી, વખાણવું. ૨ સ્તુતિ કરવી, સ્તવના કરવી. ૩ પોતાના ગુણ જાહેર કરવા. ૪ બડાઈ હાંકવી, શેખી કરવી. ૫ ફોસલાવવું. ૬ છેતરવું. [क्र]

श्लिष् (१ प० सेट् श्लेषति) ૧ બાળવું. ૨ શેકવું. ૩ ભૂંજવું. ૪ તળવું. ૫ આલિંગન કરવું, ભેટવું. ૬ વળગી રહેવું. ૭ ચોંટી જવું. ૮ સંપ કરવો. ૯ સંયુક્ત કરવું, જોડવું. [क्र]

श्लिष् (४ प० अनिट् श्लिष्यति) ૧ આલિંગન કરવું, ભેટવું. ૨ વળગી રહેવું. ૩ ચોંટી જવું. ૪ સંપ કરવો. ૫ સંયુક્ત કરવું, જોડવું. वि-૧ છૂટું થવું, જુદું થવું. ૨ શિથિલ થવું, ઢીલું થવું. ૩ ફાટવું, ફાટી જવું. ૪ વિયોગ થવો, વિરહવાળું થવું.

श्लिष् (१० उ० सेट् श्लेषयति-त्ते) ઉપર પ્રમાણે અર્થ.

श्लोक् (१ आ० सेट् श्लोकते) ૧ શ્લોક બનાવવો, કવિતા કરવી, પદ્યરચના કરવી. ૨ પ્રશંસા કરવી, વખાણવું. ૩ વર્ણવવું, વર્ણન કરવું. ૪ રચવું, રચના કરવી. ૫ એકઠું કરવું. ૬ વધારવું. ૭ એકઠું થવું. ૮ છોડી દેવું, ત્યાગ કરવો. [क्र]

श्लोण् (१ प० सेट् श्लोणति) ૧ એકઠું થવું. ૨ ઢગલો થવો. ૩ એકઠું કરવું. ૪ ઢગલો કરવો. [क्र]

श्वङ्क् (१ आ० सेट् श्वङ्कते) ૧ જવું. ૨ સરકવું, ખસવું. [च]

श्वङ्ग् (१ प० सेट् श्वङ्गति) ૧ જવું. ૨ સરકવું, ખસવું. [च]

શ્વચ્ (૧ આ૦ સેટ્ શ્વચતે) ૧ જવુ ૨ સરકવુ, ખમવુ
શ્વજ્ (૧ આ૦ સેટ્ શ્વજતે) ૧ જવુ ૨ સરકવુ, ખમવું
શ્વઞ્ચ્ (૧ આ૦ સેટ્ શ્વઞ્ચતે) ૧ જવુ ૨ સરકવુ, ખમવુ [ઉ]
શ્વઞ્જ્ (૧ ઉ૦ સેટ્ શ્વઞ્જતિ-તે) ઉપર પ્રમાણે અર્થ [ઉ]
શ્વઠ્ (૧૦ ઉ૦ સેટ્ શ્વાઠયતિ-તે) ૧ સંસ્કારિત કરવુ, સુધારવુ
૨ પૂર્ણ કરવું, સમાપ્ત કરવું ૩ પૂર્ણ ન કરવુ, અધૂરુ છોડવુ ૪ સંસ્કાર રહિત હોવુ ૫ નીચ હોવું, હલકટ હોવું ૬ દુષ્ટ વચન કહેવું ૭ અપશબ્દ બોલવા, ભૂડુ બોલવુ ૮ જવુ ૯ સરકવું, ખસવું
શ્વઠ (૧૦ ઉ૦ સેટ્ શ્વઠયતિ-તે) ૧ આશીર્વાદ દેવો ૨ વર દાન આપવું ૩ સારી ભાષામા બોલવું, સારુ બોલવુ ૪ સારી રીતે કહેવું ૫ અયોગ્ય વચન કહેવું ૬ અપ શબ્દ બોલવા ૭ ચૂપ રહેવું, મૌન રહેવું, ન બોલવું
શ્વણ્ઠ્ (૧ પ૦ સેટ્ શ્વણ્ઠતિ) ૧ સંસ્કારિત કરવું, સુધારવું ૨ પૂરુ કરવુ, સમાપ્ત કરવું ૩ પૂરુ ન કરવું, અધૂરુ છોડવું, ૪ સંસ્કાર રહિત હોવું ૫ નીચ હોવુ, હલકટ હોવુ ૬ અયોગ્ય વચન કહેવું ૭ અપશબ્દ બોલવા, ભૂડુ બોલવુ ૮ જવુ ૯ સરકવું, ખસવું [ઉ]
શ્વણ્ઠ્ (૧૦ ઉ૦ સેટ્ શ્વણ્ઠયતિ-તે) ઉપર પ્રમાણે અર્થ
શ્વભ્ર (૧૦ ઉ૦ સેટ્ શ્વભ્રયતિ-તે) ૧ છિદ્ર પાડવું, છેદ કરવો ૨ ખરાબ હાલતમા રહેવુ, દરિદ્ર દશા ભોગવવી ૩ જવું
શ્વર્ત્ (૧૦ ઉ૦ સેટ્ શ્વર્તયતિ-તે) ૧ ખરાબ હાલતમા રહેવુ, દરિદ્ર દશા ભોગવવી ૨ જવું
શ્વલ્ (૧ પ૦ સેટ્ શ્વલતિ) ૧ ઉતાવળુ ચાલવું ૨ દોડવું ૩ નાસવુ, ભાગવુ

श्वल्क् ( १० उ० सेट् श्वल्कयति–ते ) ૧ બોલવું. ૨ ઠપકો દેવો.

श्वल्ल् ( १ प० सेट् श्वल्लति ) ૧ ઉતાવળું ચાલવું. ૨ દોડવું. ૩ નાસવું, ભાગવું.

श्वस् ( २ प० सेट् श्वसिति ) ૧ શ્વાસ લેવો અને મૂકવો, દમ લેવો અને મૂકવો. ૨ જીવવું, જીવિત હોવું. आ–૧ આશ્વાસન પામવું, દિલાસો મેળવવો. ૨ ધીરજ ધરવી. ૩ હિમ્મત આણવી. ૪ મનને શાંત કરવું. ૫ આશ્વાસન આપવું, દિલાસો દેવો. ૬ હિમ્મત આપવી. ૭ સમાધાન કરવું. उत्–૧ ઊંચો શ્વાસ લેવો. ૨ રોમાંચિત થવું, પુલકિત થવું. ૩ ઉત્સાહિત થવું. ૪ વિકસિત થવું, પ્રફુલ્લિત થવું, ખીલવું. ૫ આશ્વાસન આપવું. नि–૧ નિસાસો મૂકવો, નિરાશ થવું. ૨ શ્વાસ લેવો અને મૂકવો. निर्–૧ નિસાસો મૂકવો, નિરાશ થવું. ૨ શ્વાસ લેવો અને મૂકવો. ૩ શ્વાસ રહિત થવું, મરી જવું. प्रत्युत्–પુનર્જીવન મેળવવું, મરણાવસ્થામાંથી બચી જવું–જીવવું. वि–વિશ્વાસ કરવો, ભરોંસો રાખવો. समा–૧ આશ્વાસન પામવું. ૨ ધીરજ ધરવી. ૩ હિમ્મત આણવી. ૪ મનને શાંત કરવું. ૫ આશ્વાસન આપવું, દિલાસો દેવો. ૬ હિમ્મત આપવી. ૭ સમાધાન કરવું. समुत्–૧ ઊંચો શ્વાસ લેવો. ૨ રોમાંચિત થવું. ૩ ઉત્સાહિત થવું. ૪ વિકસિત થવું, ખીલવું. ૫ આશ્વાસન આપવું.

श्वस् ( २ प० सेट् श्वस्ति ) ઊંઘવું, નિદ્રા લેવી.

श्वि ( १ प० सेट् श्वयति ) ૧ જવું. ૨ સમીપ જવું. ૩ વધવું, વૃદ્ધિંગત થવું. ૪ સૂજવું, સૂજી જવું, સોજો ચડવો. ૫ ઊપસવું, ફૂલવું. [ ओ, टु ]

श्वित् (१ आ० सेट् श्वेतते) ૧ ધોળુ હોવુ, સફેદ હોવુ ૨ ધોળુ કરવું, સફેદ કરવુ [आ]
श्विन्द् (१ आ० सेट् श्विन्दते) ઉપર પ્રમાણે અર્થ [उ]
ष्वृ (९ प० अनिट् ष्वृणाति) ૧ હણવુ ૨ ઈજા કરવી ૩ પીડવુ
ष्टम्भ् (१ आ० सेट् ष्टम्भते) ૧ થભવું, અટકી જવુ ૨ દઢ હોવુ, અચળ હોવુ ૩ વળે નહિ એવુ હોવું ૪ નિશ્ચેષ્ટ હોવું, સ્તબ્ધ હોવુ ૫ ચકિત થવું, વિસ્મિત થવું ૬ જડ બુદ્ધિ હોવુ, મૂર્ખ હોવું ૭ અક્કડ હોવું, ગર્વિષ્ઠ હોવુ ૮ થભાવવું, અટકાવવું ૯ રુધવું, રોકી રાખવું ૧૦ બધ કરવું ૧૧ આધાર આપવો अव-અવલબન લેવુ, આશરો લેવો उत्-૧ ઊચકવુ, ઊંચુ કરવુ ૨ ઉપાડવું ૩ અવલબન દેવું, સહારો દેવો ૪ રોકવુ, અટકાવવું [उ]
ष्ट्यै (१ प० अनिट् ष्ट्यायति) ૧ એકઠુ કરવુ ૨ ગૂથવુ ૩ એકઠુ થવુ ૪ ટોળુ મળવુ ૫ પથરાવુ, ફેલાવુ ૬ શબ્દ કરવો
ष्ठिव् (१ प० सेट् ष्ठीवति) ૧ થૂકવુ, મુખમાથી થૂક બહાર કાઢવુ ૨ મુખમાથી લાળ કાઢવી ૩ ઊલટી કરવી ૪ કાઢી મૂકવું, બહિષ્કૃત કરવુ ૫ ફેકવુ ૬ વારવું, મનાઇ કરવી ૭ રોકવુ, અટકાવવુ ૮ તિરસ્કારવું [ऊ]
ष्ठिव् (४ प० सेट् ष्ठीव्यति) ઉપર પ્રમાણે અર્થ [ऊ]
ष्ठीव् (१ प० सेट् ष्ठीवति) ઉપર પ્રમાણે અર્થ [ऊ]
ष्ट्रोण् (१ प० सेट् ष्ट्रोणति) એકઠુ કરવું [ऋ]
ष्ठोण् (१ प० सेट् ष्ठोणति) એકઠુ કરવું [ऋ]
ष्वक्क् (१ आ० सेट् ष्वक्कते) જવું

ष्वर्त् (१० उ० सेट् ष्वर्तयति-ते) ૧ જવું. ૨ દુઃખમાં જીવન વીતાવવું. ૩ આપદ્ગ્રસ્ત હોવું. ૪ ભય પામવો, ડરવું.

ष्वष्क् (१ आ० सेट् ष्वष्कते) ૧ જવું, ચાલવું. ૨ હાલવું, કંપવું. अव-૧ પાછું હટવું. ૨ ખસી જવું. ૩ ભાગી જવું, નાસી જવું. ૪ ઉત્તેજિત કરવું, પ્રદીપ્ત કરવું. ૫ ઓછું કરવું, ઘટાડવું. उत्-૧ ઊંચું કરવું. ૨ ઉત્તેજિત કરવું, પ્રદીપ્ત કરવું. ૩ અટકાવવું. ૪ ઢાંકવું. ૫ ઉત્કંઠિત થવું. ૬ પાછું હટવું. नि-ઓછું કરવું, ઘટાડવું. परि-૧ ભટકવું. ૨ જવું. प्रत्यव-૧ નીચે ઊતરવું. ૨ પાછું હટવું.

संस्त् (२ प० सेट् संस्ति, संस्त्ति) સૂવું, ઊંઘવું. (*संस्त्) [उ]

सग् (१ प० सेट् सगति) ૧ ઢાંકવું, આચ્છાદન કરવું. ૨ પાથરવું. ૩ મઢવું. (*षग्, सग्) [ए]

---

* सकारादि ધાતુઓ બે પ્રકારના છે, षोपदेश અને सोपदेश. જે ધાતુ વ્યાકરણના ધાતુપાઠમાં षकारादि હોય, પરંતુ વ્યાકરણના નિયમથી એના 'ष' નો 'स' થયો હોય; તે षोपदेश કહેવાય. અને જે ધાતુ ધાતુપાઠમાં પહેલેથી જ सकारादि હોય, તે सोपदेश કહેવાય.

षोपदेश ધાતુના 'स' ની પૂર્વે અ કે આ સિવાયનો કોઈ સ્વર, અંતસ્થા કે કવર્ગનો કોઇ અક્ષર આવ્યો હોય; અને એ 'स' પદની મધ્યમાં હોય, તો એ 'स' નો 'ष' થાય છે. ઉદાહરણ—स्वप् ધાતુ षोपदेश છે, જેથી તેનાં પરોક્ષામાં सुष्वाप, सुषुपतुः વગેરે રૂપ થાય. પરંતુ જો ધાતુ सोपदेश હોય, તો તેના 'स'નો 'ष' થતો નથી. ઉદાહરણ—स्नु ધાતુ सोपदेश છે, જેથી તેનાં પરોક્ષામાં सुस्नाव, सुस्नुवतुः વગેરે રૂપ થાય. જે ધાતુ षोपदेश અને सोपदेश એમ બન્ને પ્રકારનો હોય, તો તેના 'स' નો 'ष' થાય છે અને નથી પણ થતો. એટલે એવા ધાતુના 'स' નો 'ष' વિકલ્પે થાય છે. ઉદાહરણ—सु ધાતુ षोपदेश

સઘ્ (૫ પ૦ સેટ્ સઘ્નોતિ) ૧ હણવું ૨ જખમી કરવું ૩ માર મારવો ૪ દુખ દેવું (ષઘ્, સઘ્)

સઙ્કેત (૧૦ ઉ૦ સેટ્ સઙ્કેતયતિ–તે) ૧ સંકેત કરવો, ઈશારત કરવી ૨ સાંકેતિક ભાષા વાપરવી, અમુક શબ્દનો અમુક અર્થ કરવા માટે પરંપરાગત રૂઢ ભાષા વાપરવી ૩ નિશાની કરવી ૪ છૂપી ગોઠવણ કરવી ૫ એકત્ર થવા માટે ગુપ્ત સ્થાન મુકરર કરવું ૬ ગુપ્ત મસલત કરવી ૭ સમય મુકરર કરવો ૮ કરાર કરવો, શરત કરવી ૯ સલાહ દેવી ૧૦ આમંત્રણ કરવું, બોલાવવું (સઙ્કેત)

સઙ્ગ્રામ (૧૦ ઉ૦ સેટ્ સઙ્ગ્રામયતિ–તે) સંગ્રામ કરવો, યુદ્ધ કરવું, લડાઈ કરવી (સઙ્ગ્રામ)

---

અને સોપદેશ એમ બન્ને પ્રકારનો છે, જેથી તેના પરોક્ષામાં સુષાવ, સુસાવ એમ બન્ને પ્રકારે રૂપ થાય

ધાતુ ષોપદેશ છે કે સોપદેશ છે? એ જાણવા માટે દરેક ધાતુનો ગુજરાતી અર્થ પૂર્ણ થયા બાદ દરેક ધાતુને અહીં ( ) આવા કૌંસમાં ષકારાદિ કે સકારાદિ દર્શાવેલ છે જે ધાતુ ષોપદેશ છે, તેને અહીં કૌંસમાં ષકારાદિ દર્શાવેલ છે જેમકે સ્વપ્ ધાતુ ષોપદેશ છે, જેથી તેને કૌંસમાં (ષ્વપ્) એ પ્રમાણે દર્શાવ્યો છે જે ધાતુ સોપદેશ છે, તેને અહીં કૌંસમાં સકારાદિ દર્શાવેલ છે જેમકે–સસ્ત્ ધાતુ સોપદેશ છે, જેથી તેને કૌંસમાં (સસ્ત્) એ પ્રમાણે દર્શાવ્યો છે જે ધાતુ ષોપદેશ અને સોપદેશ એમ બન્ને પ્રકારનો છે, તેને અહીં કૌંસમાં ષકારાદિ અને સકારાદિ એ પ્રમાણે બન્ને પ્રકારે દર્શાવેલ છે જેમકે–સગ્ ધાતુ ષોપદેશ અને સોપદેશ એમ બન્ને પ્રકારનો છે, જેથી તેને અહીં કૌંસમાં (ષગ્, સગ્) એ પ્રમાણે બન્ને પ્રકારે દર્શાવ્યો છે

આવી રીતે સકારાદિ ધાતુઓમાં બધે ઠેકાણે સમજવું

सच् ( १ आ० सेट् सचते ) ૧ પલાળવું, ભીનું કરવું. ૨ છાં-
  ટવું, છંટકોરવું. ૩ રેડવું. ૪ સેવા કરવી, ભક્તિ કરવી.
  ૫ સેવાદ્વારા સંતુષ્ટ કરવું. ( षच् )

सच् ( १ उ० सेट् सचति–ते ) ૧ સંયુક્ત થવું, જોડાવું. ૨ ભળી
  જવું, એકમેક થવું. ૩ સંગ કરવો, સોબત કરવી. ૪ એ-
  કઠું થવું. ૫ પૂરેપૂરું જાણવું. ૬ સારી રીતે જાણવું. ( षच् )

सञ्च् ( १ प० सेट् सञ्चति ) જવું. ( षञ्च् ) [ उ ]

सञ्ज् ( १ प० अनिट् सजति ) ૧ સંબંધ કરવો, સંગ કરવો.
  ૨ વળગી રહેવું, લાગી રહેવું. ૩ આલિંગન કરવું, ભેટવું.
  ૪ આસક્ત થવું. ૫ સંયુક્ત થવું, જોડાવું. ૬ ચોંટવું. ૭ સં-
  યુક્ત કરવું. ૮ બાંધવું. ૯ એકઠું થવું. ૧૦ એકઠું કરવું.
  अनु–૧ વળગી રહેવું, લાગી રહેવું. ૨ સંગ કરવો. ૩ સાથે
  જવું. ૪ પરિચય કરવો. ૫ પ્રીતિ કરવી. ૬ સંયુક્ત થવું,
  જોડાવું. ૭ ચોંટવું. अव–૧ લટકવું. ૨ વળગી રહેવું, લાગી
  રહેવું. ૩ સોંપવું. आ–૧ આસક્ત થવું, અનુરક્ત થવું.
  ૨ બાંધવું. ૩ મૂકવું, સ્થાપવું. ૪ સોંપવું. ૫ ધારણ કરવું.
  नि–૧ વળગી રહેવું, લાગી રહેવું. ૨ ચોંટવું. ૩ આસક્ત
  થવું. प्र–૧ પ્રસ્તુત હોવું, પ્રસંગ હોવો. ૨ આસક્ત થવું.
  ૩ વળગી રહેવું. ૪ ચોંટવું. ૫ સંકટગ્રસ્ત હોવું. व्यति–
  ૧ સંયુક્ત કરવું, જોડવું. ૨ એકઠું કરવું. ૩ સંયુક્ત થવું,
  જોડાવું, ૪ એકઠું થવું. व्या–૧ ઝઘડો કરવો. ૨ ધોલ
  મારવી, તમાચો મારવો. ૩ ધોલ–થાપટ કરવી, થોડો માર
  મારવો. ( षञ्ज् )

सञ्ज् ( १ उ० सेट् सञ्जति–ते ) ૧ ઉપર પ્રમાણે અર્થ. ૨ જવું.
  ( षञ्ज् ) [ उ ]

सट् ( १ प० सेट् सटति ) ૧ વિભાગ હોવો, અવયવ હોવો ૨ વિભાગ કરવો ૩ હિસ્સો હોવો ( पट् )

सट ( १० उ० सेट् सटयति-ते ) ૧ પ્રસિદ્ધ કરવું, જાહેર કરવું, પ્રગટ કરવુ ૨ સ્પષ્ટ કરવું ( पट )

सट्ट् ( १० उ० सेट् सट्टयति-ते ) ૧ બલવાન હોવુ ૨ સ્થૂલ હોવું, જાડુ હોવુ ૩ બળ કરવું ૪ વસવું, રહેવું ૫ ઘર કરવું ૬ દેવું, આપવુ ૭ હણવું ૮ ઈજા કરવી ૯ દુખ દેવુ ( पट्ट् )

सठ् ( १० उ० सेट् साठयति-ते ) ૧ સસ્કારિત કરવું, સુધારવું ૨ પૂરુ કરવું, સમાપ્ત કરવું ૩ પૂરુ ન કરવું, અપૂરુ છોડવું ૪ જવું ( पठ् )

सत्र ( १० आ० सेट् सत्रयते, सत्रापयते ) ૧ દાન દેવું, આપવું ૨ ઉદારપણે વર્તવું ૩ સસર્ગ કરવો, સગ કરવો ૪ ફેલાવવું, વિસ્તારવું ( सत्र )

सद् ( १ प० अनिट् सीदति ) ૧ બેસવું ૨ તળિયે સ્થિર થવું ૩ ગરક થવું, ડૂબવું ૪ જવુ, ચાલવું ૫ ફળવું, ફળ લાગવા ૬ મૂરઝાવુ, કરમાવું ૭ સડવુ ૮ કોહાવું ૯ ગળવું ૧૦ સુકાવું ૧૧ અશક્ત થવું ૧૨ નિરાશ થવું, ખિન્ન થવું ૧૩ દુખી હોવું ૧૪ ભાગવું ૧૫ નષ્ટ થવું ૧૬ નષ્ટ કરવુ अव-૧ પડી જવું ૨ પરાભવ પામવો, પરાજિત થવું ૩ અશક્ત થવું ૪ નિરાશ થવું, ખિન્ન થવું ૫ દુખી હોવું ૬ નષ્ટ થવું ૭ પૂરુ કરવું, સમાપ્ત કરવું आ-૧ બેસવું ૨ પાસે જવુ ૩ સામે જવું ૪ પ્રાપ્ત થવું ૫ મૂકવું ૬ ખિન્ન થવું, નિરાશ થવું उत्-૧ ઉપર

ચડવું. ૨ પડી જવું. ૩ ભાગી પડવું. ૪ પાયમાલ થવું. ૫ નષ્ટ થવું. ૬ નષ્ટ કરવું. ૭ છોડી દેવું. ઉપ–૧ પાસે જવું. ૨ પાસે બેસવું. ૩ સેવા કરવી, ભક્તિ કરવી. ૪ પૂજવું. નિ–૧ બેસવું. ૨ સૂવું, શયન કરવું. ૩ પાલન કરવું, સંભાળવું. ૪ દુઃખી હોવું. ૫ ઊભા રહેવું. પ્ર–૧ પ્રસન્ન થવું, ખુશી થવું. ૨ મંદ હાસ્ય કરવું. ૩ મહેરબાની કરવી. ૪ અનુકૂલ થવું. ૫ સફળ થવું. ૬ અભ્યુદય થવો, ઉન્નતિ થવી. ૭ શાંત થવું, ઠંડું પડવું. ૮ સ્વચ્છ થવું. ૯ વિકસિત થવું, ખીલવું. ૧૦ પ્રસન્ન કરવું, ખુશી કરવું. ૧૧ સ્વચ્છ કરવું. વિ–૧ વિષાદ કરવો, ખેદ કરવો. ૨ નિરાશ થવું. ૩ નિમગ્ન થવું, ડૂબવું. સમ્–૧ પ્રાપ્ત થવું, મળવું. ૨ મંડળીમાં રહેવું, સમુદાયમાં રહેવું. સમા–૧ પ્રાપ્ત થવું, મળવું. ૨ પ્રાપ્ત કરવું, મેળવવું. (षद्) [ऌ]

सद् (६ प० अनिट् सीदति) ઉપર પ્રમાણે અર્થ. (षद्) [ऌ]

सद् (१० उ० सेट् आपूर्वक–आसादयति–ते) ૧ જવું. ૨ સામું થવું. ૩ હુમલો કરવો, આક્રમણ કરવું. ૪ ચડાઇ કરવી. ૫ પ્રાપ્ત કરવું, મેળવવું. (आ–षद्)

सद् (१ प० अनिट् आपूर्वक–आसीदति, आसदति) ઉપર પ્રમાણે અર્થ. (आ–षद्)

सध् (५ प० सेट् सध्नोति) ૧ મારી નાખવાને ઈચ્છવું. ૨ દુઃખ દેવાને ઇચ્છવું. (षध्)

सन् (१ प० सेट् सनति) ૧ સેવા–ભક્તિ કરવી. ૨ સારવાર કરવી. ૩ સત્કાર કરવો. ૪ ભજન કરવું. ૫ પૂજવું. ૬ વિભાગ કરવો. ૭ દાન દેવું. ૮ બક્ષિસ આપવી. ૯ દેવું, આપવું. (षन्)

सन् (८ उ० सेट् सनोति, सनुते) ઉપર પ્રમાણે અર્થ (षन्) [ क ]

सप् (१ प० सेट् सपति) ૧ સંયુક્ત થવું, જોડાવું ૨ ભળી જવું ૩ એકઠું થવું ૪ પૂરેપૂરું જાણવું ૫ સારી રીતે જાણવું (षप्, सप्)

सप (१० उ० सेट् सपयति-ते) ઉપર પ્રમાણે અર્થ (षप)

सपर (११ प० सेट् सपर्यति) ૧ પૂજવું, પૂજા કરવી ૨ સત્કાર કરવો ૩ વંદન કરવું (सपर)

सभाज (१० उ० सेट् सभाजयति-ते) ૧ પ્રેમ કરવો ૨ ખુશી થવું ૩ ખુશી કરવું ૪ તૃપ્ત થવું, ધરાવું ૫ તૃપ્ત કરવું. ૬ સેવા-ભક્તિ કરવી ૭ દેખવું, જોવું (सभाज)

सम् (४ प० सेट् सम्यति) ૧ રૂપાંતર થવું, અન્ય સ્વરૂપે પરિણમવું ૨ વિકૃત થવું, વિકાર પામવો (सम्) [ ऐ ]

सम् (१ प० सेट् समति) ૧ વ્યાકુલ થવું, ગભરાઈ જવું ૨ વ્યાકુલ કરવું ૩ ભ્રમિત થવું ૪ ગાડું હોવું ૫ વ્યાકુલ ન થવું, ન ગભરાવું, હિમ્મત રાખવી ૬ વિવેકી હોવું ૭ વિનય કરવો (षम्)

सम (१ प० सेट् समति) ઉપર પ્રમાણે અર્થ (षम)

सम (१० उ० सेट् समयति-ते) ઉપર પ્રમાણે અર્થ (षम)

समर (११ प० सेट् समर्यति) યુદ્ધ કરવું (समर)

सम्ब् (१ प० सेट् सम्बति) ૧ જવું ૨ સરકવું, ખસવું (षम्ब्, सम्ब्)

सम्ब (१० उ० सेट् सम्बयति-ते) ૧ સંસર્ગ કરવો, સંગ કરવો ૨ સંયુક્ત કરવું, જોડવું ૩ એકઠું કરવું ૪ ઢગલો કરવો ૫ એકઠું થવું ૬ સંપ કરવો (षम्ब्, सम्ब्)

सम्वर (११ प० सेट् सम्वरयति) ૧ સાંભરવું, યાદ આવવું. ૨ સંભારવું, યાદ કરવું. ૩ એકઠું કરવું. ૪ લાજવું, લજ્જા પામવી, શરમાવું. (सम्वर)

सम्भर (११ प० सेट् सम्भरयति) ૧ સાંભરવું, યાદ આવવું. ૨ સંભારવું, યાદ કરવું. ૪ પાલન-પોષણ કરવું. ૪ એકઠું કરવું. (सम्भर)

संम्भूयस् (११ प० सेट् सम्भूयस्यति) ઘણું હોવું, બહુ હોવું, પુષ્કળ હોવું. (सम्भूयस)

सर्ज् (१ प० सेट् सर्जति) ૧ પેદા કરવું. ૨ કમાવું. ૩ પ્રાપ્ત કરવું, મેળવવું. ૪ પ્રાપ્ત થવું, મળવું. ૫ તૈયાર કરવું. ૬ એકઠું કરવું. (षर्ज्, सर्ज्)

सर्ध् (१ प० सेट् सर्धति) જવું. (षर्ध्)

सर्व् (१ प० सेट् सर्वति) ૧ જવું. ૨ સરકવું, ખસવું. (षर्व्, सर्व्)

सर्व् (१ प० सेट् सर्वति) ૧ હણવું. ૨ દુઃખ દેવું, પીડવું. ૩ જવું. ૪ સરકવું, ખસવું. (षर्व्)

सल् (१ प० सेट् सलति) ૧ જવું. ૨ સરકવું, ખસવું. ૩ હાલવું, કંપવું. ૪ ધ્રૂજવું, થરથરવું. (षल्, सल्)

सल्ल् (१ प० सेट् सल्लति) ઉપર પ્રમાણે અર્થ. (सल्ल्)

सव् (१ प० सेट् सवति) ૧ સંયુક્ત થવું, જોડાવું. ૨ ભળી જવું, એકમેક થવું. ૩ સંગ કરવો, સોબત કરવી. ૪ એકઠું થવું. ૫ પૂરેપૂરું જાણવું. ૬ સારી રીતે જાણવું. (षव्)

सस् (२ प० सेट् सस्ति) ૧ સૂવું, ઊંઘવું. ૨ જવું. (षस्)

सस्च् (१ प० सेट् सश्चति) જવું. (षस्च्)

सस्ज् (१ उ० सेट् सज्जति-ते) ૧ સજ્જ થવુ, તૈયાર થવુ ૨ તૈયાર કરવુ ૩ જવુ ૪ સરકવુ, ખસવુ (षस्ज्)
सह् (१ उ० सेट् सहति-ते) ૧ સહન કરવુ, ખમવુ, વેઠવુ ૨ ક્ષમા કરવી ૩ સમર્થ હોવુ, શક્તિમાન હોવુ ૪ મજ બૂત હોવુ ૫ સતોષ પામવો, ખુશી થવુ ૬ તૃપ્ત થવુ, ધરાવુ उत्-૧ ઉત્સાહી હોવુ, ઉત્સાહ ધરવો ૨ ઉદ્યમ કરવો, યત્ન કરવો ૩ આનદ કરવો ૪ ખુશી થવુ प्र- ૧ જુલમ કરવો ૨ જબરદસ્તી કરવી, બલાત્કાર કરવો ૩ અત્યત સહન કરવુ वि-૧ નિર્ણય કરવો ૭ ઠરાવવુ, નક્કી કરવુ (षह्)
सह् (४ प० सेट् सह्यति) ઉપર પ્રમાણે અર્થ (षह्)
सह् (१० उ० सेट् साहयति-ते) ઉપર પ્રમાણે અર્થ (षह्)
साद् (१० उ० सेट् सादयति-ते) ૧ શોભવું ૨ ચળકવુ (साद्)
सात् (१ प० सेट् सातति) ૧ સુખી હોવુ ૨ સુખી કરવુ (सात्)
सात् (१० उ० सेट् सातयति-ते) ઉપર પ્રમાણે અર્થ (सात्)
साध् (४ प० अनिट् साध्यति) ૧ સાધવું, સિદ્ધ કરવું ૨ સિદ્ધ થવું ૩ સાધના કરવી ૪ પાર પાડવું, પૂર્ણ કરવું ૫ પાર પડવુ, પૂર્ણ થવુ ૬ બનાવવુ ૭ મેળવવુ, પ્રાપ્ત કરવુ ૮ વશ કરવુ ૯ જીતવું (षाध्, साध्)
साध् (५ प० अनिट् साध्नोति) ઉપર પ્રમાણે અર્થ (षाध्, साध्)
साध् (१० उ० सेट् साधयति-ते) જવુ (षाध्, साध्)
सान्त्व (१० उ० सेट् सान्त्वयति-ते) ૧ દિલાસો આપવો, આશ્વાસન આપવુ ૨ શાત કરવું ૩ ઠડુ કરવુ ૪ સમ જાવવું, સમાધાન કરવું ૫ તૃપ્ત કરવું ૬ ખુશી કરવું, સતુષ્ટ કરવુ (षान्त्व्, सान्त्व्)

साम् (१० उ० सेट् सामयति-ते) ઉપર પ્રમાણે અર્થ. (साम्)
साम (१० उ० सेट् सामयति-ते) ઉપર પ્રમાણે અર્થ. (साम)
साम्ब् (१० उ० सेट् साम्बयति-ते) ૧ સંસર્ગ કરવો, સંગ કરવો. ૨ સંયુક્ત કરવું, જોડવું. ૩ એકઠું કરવું. ૪ ઢગલો કરવો. ૫ એકઠું થવું. ૬ સંપ કરવો. (साम्ब्)

सार (१० उ० सेट् सारयति-ते) ૧ દુર્બલ કરવું. ૨ દુર્બલ હોવું. ૩ પ્રેરણા કરવી. ૪ ટૂંકું કરવું, નાનું કરવું. ૫ સુધારવું. ૬ ખસેડવું. ૭ પ્રખ્યાત કરવું. ૮ ઉન્નત કરવું. ૯ સિદ્ધ કરવું. ૧૦ શોધવું, તપાસ કરવી. ૧૧ ચોંટાડવું. निर्-૧ કાઢી મૂકવું. ૨ બહિષ્કૃત કરવું. (सार)

सि (५ उ० अनिट् सिनोति, सिनुते) ૧ બાંધવું. ૨ ટાંગવું, લટકાવવું. ૩ ગૂંથવું. ૪ ફસાવીને કેદ કરવું. अध्यव-૧ નિશ્ચય કરવો, નિર્ણય કરવો, ૨ ઠરાવવું, નક્કી કરવું. ૩ સિદ્ધ કરવું, પાર પાડવું. वि-કારણભૂત થવું, નિમિત્ત થવું. व्यव-૧ ઉદ્યમ કરવો, પ્રયાસ કરવો. ૨ ધંધો-રોજગાર કરવો. (षि)

सि (९ उ० अनिट् सिनाति, सिनीते) ઉપર પ્રમાણે અર્થ. (षि)
सिक् (१ प० सेट् सेकति) ૧ ભીંજવવું, પલાળવું. ૨ છાંટવું, છંટકોરવું. (सिक्)

सिच् (६ उ० अनिट् सिञ्चति-ते) ૧ ભીંજવવું, પલાળવું. ૨ છાંટવું, છંટકોરવું. ૩ રેડવું. अभि-૧ અભિષેક કરવો, પવિત્ર જલાદિ વડે સ્નાનાદિ કરાવવું. ૨ છંટકોરવું. ૩ વિલેપન કરવું. ૪ ચોપડવું. उत्-૧ ગર્વ કરવો. ૨ ઉદ્ધતાઇ કરવી. ૩ આક્ષેપ કરવો. ૪ પાણી વગેરે બહાર કાઢવું. ૫ ખાલી કરવું.

६ છાંટવું ७ ઉપર રેડવુ-સિંચવુ नि-१ ગર્ભાધાન કરવુ, સગર્ભા કરવુ २ મિશ્ર કરવુ, ભેળસેળ કરવુ ३ પ્રક્ષેપ કરવો, નાખવુ ४ ફેંકવુ ५ છાંટવુ ६ રેડવુ (षिच्)

सिट् (१ प० सेट् सेटति) १ અપમાન કરવુ २ તિરસ્કારવુ, ધિક્કારવુ ३ તુચ્છ માનવુ (षिट्)

सिध् (१ प० सेट् सेधति) જવુ, ચાલવુ नि-, प्रति-(निषेधति, प्रतिषेधति) નિષેધ કરવો, પ્રતિષેધ કરવો, મનાઈ કરવી (षिध्) [ऊ]

सिध् (१ प० वेट् सेधति) १ આજ્ઞા કરવી, હુકમ કરવો २ નિયમિત કરવુ ३ વ્યવસ્થા કરવી ४ શાસ્ત્રના વિધાન મુજબ આચરવુ ५ માંગલિક કાર્ય કરવુ ६ સારુ કરવુ ७ માંગલિક કાર્ય હોવુ ८ સારુ હોવુ नि-નિષેધ કરવો, મનાઈ કરવી प्र-१ યશસ્વી થવુ २ પ્રસિદ્ધ થવુ प्रति-પ્રતિષેધ કરવો, મનાઈ કરવી (षिध्)

सिध् (४ प० अनिट् सिध्यति) १ નીપજવુ, ઉત્પન્ન થવું २ યોગ વગેરેની સિદ્ધિવાળુ થવુ ३ સિદ્ધ થવુ, કર્મથી મુક્ત થવુ, મુક્તિ પામવી ४ શુદ્ધ થવુ, નિર્દોષ થવુ ५ પૂર્ણ થવુ ६ પાકવુ उत्-ઊંચુ થવુ नि-१ નિષેધ કરવો, મનાઈ કરવી २ રોકવુ, અટકાવવુ प्र-१ પ્રસિદ્ધ થવું २ પ્રગટ હોવુ ३ યશસ્વી થવું परि-, प्रति-નિષેધ કરવો, પ્રતિષેધ કરવો (षिध्) [ऊ]

सिन्व् (१ प० सेट् सिन्वति) १ ભીંજવવું, પલાળવુ २ સેવા-ભક્તિ કરવી ३ સારવાર કરવી ४ નોકરી કરવી (षिन्व्) [इ]

सिम् (१ प० सेट् सेमति) १ હણવુ २ ઇજા કરવી ३ દુખ દેવુ ४ શોભવું ५ ચળકવુ, ચમકવુ ६ બોલવું (षिम्) [ऊ]

